આદ્ય સંગ્રાહક.

**શ્રીયુત્ શામજીભાઇ જેચંદભાઇ શાહ**

સુધારો વધારો કરી

:: પ્રકાશક ::

**ઝવેરી પોપટલાલ કેશવલાલ**

ઠે. શાંતિનાથ દેરાસર, બીંડીબજાર,

મુંબઇ નં. ૩.

વીર સંવત ૨૪૬૭] વિક્રમ સંવત ૧૯૯૭ [સને ૧૯૪૧

# આવૃતિ બીજી



કિમ્મત રૂા. ૪-૮-૦

**પુસ્તક મળવાના ઠેકાણાં :—**

**દલાલ રતીલાલ પ્રેમચંદ**, શ્રી મહાજન એસોસીએશન મમ્માદેવી મુંબઇ.

**ઝવેરી પોપટલાલ કેશવલાલ**, શ્રી શાંતિનાથ દેરાસર, સા-પ્ર પુ સભા બીંડીબજાર, મુંબઇ.

:: મુદ્રક ::

ઠક્કર જાદવજી પીતાંબર, આનંદ પ્રીન્ટીંગ વર્કસ,

દેવકરણ મેનશન, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ નં. ૨.



ધર્મપ્રેમી સ્વર્ગસ્થ બેન સાકરબેન તે અમદાવાદવાળા
શેઠ મોહોલાલ મગનલાલના ધર્મપત્ની.

# પ્રસ્તાવના

આજકાલ ભિન્ન ભિન્ન પ્રકારનું અનહદ સાહિત્ય બ્હાર પડતું જાયછે. જે જડવાદને પોષણ મળે, કુતર્ક, કુયુકિતનો વિકાશ થાય, તે રીતે તે ઠસોઠસ ભરેલું હોય છે, આત્મોપયોગી જે થોડું પણ સાહિત્ય બ્હાર પડે છે તેમાં પણ સંસ્કૃત પ્રાકૃત સાહીત્ય તો સામાન્ય જનતા ન સમજી શકે તેવું હોય છે, હવે ગુજરાતી ગદ્ય રૂપે જે ધાર્મિક સાહીત્ય બહાર પડે છે. તેનો ઉઠાવ સામાન્ય જનતા કરી શકે છે. અને તે થાય છેજ. પણ ખાસ કરીને કાવ્યમાં-પદ્ય રૂપે જે સાહિત્ય બ્હાર પડે છે, તે પ્રત્યે સવિશેષ અભિરૂચી જણાઈ આવે છે અને તેથી પ્રથમ છપાએલ " સજ્જન સન્મિત્ર " માટે ઘણાં બંધુઓની માંગણી ચાલુજ હોવાથી, આ મહાન અગીઆરસો પૃષ્ટ ઉપરના ગ્રંથની યોજના કરવામાં આવી છે.

પ્રથમ આ 'સજ્જન સન્મિત્ર' ગ્રંથ લગભગ સાતસો પૃષ્ટનો, સ્વ. પ્રજ્ઞાચક્ષુ **શ્રીયુત શામજીભાઇ જેચંદભાઈ** કે જેઓ અમારી પ્રવચન પૃજક સભા, અંતરગત ચાલતી પાઠશાળાના અધ્યાપક હતા, અને જેઓનું જીવન અખંડ અભ્યાસ મય હતું, તેઓએ ઉત્તમ સંગ્રહ કરેલો તે " સજ્જન સન્મિત્ર " ના નામથી છપાવવામાં આવેલ, અને જૈન જનતાએ તેનો અત્યંત સારી રીતે આદર કરેલ, ત્યારબાદ તે ઉપરથી થોડા ફેરફાર સાથે શ્રીયુત મનસુખલાલે છપાવેલો હતો, પરંતુ હાલ આ ગ્રંથની નકલ ભાગ્યેજ મળે છે. અને હરહમેશ તેની માંગણી ચાલુ છે.

વળી આ ગ્રંથમાં હજુ અત્યંત ઉપયોગી એવી કેટલીયે સામગ્રી ઉમેરવામાં આવે તો એક સર્વાંગી પુસ્તકની ગરજ સારે તેમ છે; એટલુંજ નહિ, પણ એક બાળકથી વૃદ્ધ પર્યંત જૈન દર્શનના એક પ્રાથમીક વિદ્યાર્થીથી પંડિત પર્યંત આ ગ્રંથ એક સરખો ઉપયોગી બની શકવાને હજુ ઘણો અવકાશ રહેલો છે. એમ અમને વર્ષોથી લાગ્યા કર્યું છે. અને તે દ્રષ્ટીએ આ ગ્રંથ ને છપાવવામાં આવે તો,

ઘણો લાભ થાય; તે માટે અમારી **શ્રી પ્રવચન પુજક સભાના** ઘણાજ બંધુઓ આગ્રહ કરતા આવ્યા છે તે ઉપરથી લગભગ ત્રણ વર્ષ પહેલાં—**"સજ્જન સન્મિત્ર ગ્રંથ"** છપાવવા સંબંધમાંજ એક અમારી સભાની જનરલ સભા બોલાવવામાં આવેલી, પણ તે એક યા બીજા કારણે ગ્રંથ છપાવવાની જવાબદારી, તેના ખર્ચ સંબંધી, સ્ટોક સંબંધી, ઇત્યાદિ કારણો સર બની શકયું નહિ. તેમ તે વાત ભૂલી શકાઇ પણ નહિ.

છેવટે ચાલુ વર્ષમાં ગત મૌન અગીઆરસના પૌષધમાં પુનઃ આ ગ્રંથ સંબંધી વાત રજુ કરવામાં આવી અને ધર્મપ્રેમી બંધુઓના સહકારથી **માસ્તર શ્રી પોપટલાલ કેશવલાલ** કે જેઓ અમારી પાઠશાળાના અધ્યાપક છે તેમને પોતાની સંપૂર્ણ જવાબદારીથી આ કાર્ય સોંપવામાં આવ્યું જે તેમણે સહર્ષ સ્વીકારી આ મહાન દળદાર ગ્રંથના ફળ સ્વરૂપે આજે જનતાની સમક્ષ રજુ કરેલ છે.

આ ગ્રંથનું કદ પ્રથમ ગ્રંથ કરતા દોઢા ઉપરાંત થયેલું છે. અને તેમાં આવેલ સર્વ સંગ્રહની પસંદગી કરવા એક ચાર ભાઇઓની કમીટી કરી સહકાર સાધવામાં આવ્યો હતો, તેમાં **શ્રી ત્રીભોવનદાસ ભુપતચંદ–શ્રી વાડીલાલ જીવરાજ, શ્રી રતિલાલ પ્રેમચંદ** તથા **માસ્તર શ્રી પોપટલાલ કેશવલાલ** આદિ ભાઇઓની દેખરેખ નીચે સંગ્રહ કરવામાં આવેલ છે.

આ સુંદર દળદાર ગ્રંથ વધુમાં વધુ ઉપયોગી કેમ બની શકે તે માટે ઘટતો પ્રયાસ કરવામાં આવેલ છે. તે આ ગ્રંથનો આદ્યંત અભ્યાસ કરવાથી સમજી શકાશે. એટલુંજ નહિ પણ આ ગ્રંથ કેવળ પૂર્વાચાર્યો કૃત કૃતિયોથીજ શણગારવામાં આવેલ છે.

આ ગ્રંથ **એકાદશ મહાનિધિ** એમ અગીયાર વિભાગ પાડવામાં આવેલ છે.

**પ્રથમ વિભાગઃ**—ત્રીશ પૃષ્ટની મંગળ પ્રવેશિકા આપેલ છે. તેમાં આત્મરક્ષાદિ પ્રાતઃસ્મરણીય–મંગલકારી અનેક સ્તોત્રો છંદો અને પરમાત્માની સ્તુતિઓ આવેલ છે.

**પ્રથમ મહાનિધિઃ**—પૃષ્ટ ૩૧ થી ૭૬ સુધી આ વિભાગમાં નવકારમંત્રથી પંચ પ્રતિક્રમણનાં મૂળ સુત્રો, મોટા અતિચાર અને તેના ભાવાર્થ સાથે આપેલ છે. એટલે આવશ્યક ક્રિયાનાં સુત્રોને આ વિભાગથી દીપાવવામાં આવેલ છે.

**દ્વિતીય મહાનીધિઃ**—પૃષ્ટ ૭૯ થી ૨૦૮ સુધી

આ મહાનિધિમાં નવસ્મરણ, જીનપંજર, ગ્રહશાન્તિ, ઋષિમંડળ, શ્રી મંત્રાધિરાજ, વીતરાગ સ્તોત્ર–ચક્રેશ્વરી અંબીકા વૈરોટયા, આદિ આપત્તિકાર્યે ગણવામાં વિઘ્નનિવારક એવાં પ્રતિદિન સ્મરણીય સ્તોત્રો આપેલ છે તથા ગૌતમ સ્વામીનો રાસ–જીવવિચાર–નવતત્વ–દંડક–લઘુસંઘયણુ તથા છકર્મ ગ્રંથ સુધી મૂળ. અપ્રચલિત રોગાદિ નાશક, કષ્ટહારક મંત્રોના સંગ્રહ વાળાં સ્તોત્રાદિ ૧. આપેલછે. પ્રાચીન પ્રતોના પાનાં પરથી પૂ. મુનિરાજ શ્રી પુણ્ય વિજયજીના શિષ્ય મુનિશ્રી દર્શન વિજયજી અને મેં સંશોધન કરી આપેલ સ્તોત્રો છપાવેલ છે.

**વિભાગ ૨ જો. તૃતીય મહાનિધિઃ**—પુષ્ટ ૧ થી ૪૮ સુધી આ વિભાગમાં અનેક પ્રાચીન પ્રસિદ્ધ અપ્રસિદ્ધ ચૈત્યવંદનો આપવામાં આવેલ છે. સિદ્ધાચળનાં શ્રી સિમંધર સ્વામીનાં, ચોવીશે તીર્થંકરોનાં, અને ગણધરોનાં, પદ્મવિજયજી કૃત ચોવીશી, ઉપાધ્યાય ક્ષમા કલ્યાણજીની કૃત ચોવીશી–બીજ પંચમી–અષ્ટમી ઈત્યાદિ લગભગ દોઢસો ઉપર ચૈત્યવંદનો આપવામાં આવેલ છે.

**ચતુર્થ મહાનિધિઃ**—પૃષ્ટ ૫૧ થી ૧૧૪ સુધી આ વિભાગમાં સ્તુતિ સંગ્રહ છે. તેમાં શ્રી શોભનમુનિ પ્રણીત–ચોવીશી (સંસ્કૃત) શ્રી સિદ્ધચક્રની, બીજ, જ્ઞાનપંચમી–મૌનએકાદશી–નંદીશ્વરદ્વીપ પર્યુષણઆદિપર્વોની સ્તુતિઓ આપેલ છે. તેમાંની કેટલીક પ્રાચીન હોવા છતાં નવીજ છપાએલ છે.

**પંચમ મહાનિધિઃ**—પૃષ્ટ ૧૧૭ થી પૃષ્ટ ૪૩૦ સુધી આ વિભાગમાં સીમંધરસ્વામીના પંદર સ્તવનો, શ્રી સિદ્ધાચળજીનાં ચાલીશ, સ્તવનો,દિવાળીનાં. શ્રી યશોવિજયજી કૃત સાડા ત્રણસો,

ઢાળીઓ, સવાસો, ગાથાના સ્તવનો, મૌનએકાદશીના તથા શ્રી આનંદ ઘનજી, શ્રી દેવચંદ્રજી, શ્રી યશોવિજયજી, શ્રી માનવિજયજી, શ્રી જીનવિજયજી આદિકૃત ચોવીશીઓ મળી લગભગ સાડા ત્રણસો ઉપરાંત સુંદર સ્તવનો આપવામાં આવેલ છે.

**ષષ્ટ મહાનિધિઃ**—પૃષ્ટ ૪૨૩ થી ૪૮૮. આ વિભાગમાં સુંદર પ્રાચીન સજ્ઝાયોનો સંગ્રહ કરવામા આવ્યો છે. અને આ ગ્રંથમાં પાછળ અને પરિશિષ્ટ મળી લગભગ એકસો સજ્ઝાયો છપાયેલ છે. જે બહુ આકર્ષક છે.

**સપ્તમ મહાનિધિઃ**—પૃષ્ટ ૪૯૧ થી ૫૫૬ સુધી આ મહાનિધિમાં ચિદાનંદજી, આનંદઘનજી, બનારસીદાસજી આદિ કૃત અધ્યાત્મીકપદો, લાવણીઓ, સવૈયા, પુદ્ગલગીતા પરમાત્મ છત્રીશી, હિતશીક્ષા છત્રીશી અધ્યાત્મ બત્રીશી, હોરી વિગેરે અનેક ઉપયોગી બાબતો આપવામાં આવેલ છે.

**અષ્ટમ મહાનિધિઃ**—પૃષ્ઠ ૫૫૯ થી ૬૦૨ સુધી આ વિધિ સંગ્રહ વિભાગ છે. તેમાં દરેક સવાર સાંજનાં પચ્ચખાણ સામાયકથી લઇ સંવત્સરી પ્રતિક્રમણ સુધીની વિધિઓ, પોસહનું સ્વરૂપ, વિધિ સાથે, સંથારા પોરસી શ્રાવક યોગ્ય ૧૧. પડિમાંનું ટુંક સ્વરૂપ શ્રાવકના ૨૧ ગુણોનું વર્ણન, અગીયારઅંગ–પુંડરીક, પીસ્તાલીશ આગમ તપવિધિ, સિદ્ધિતપ, અક્ષયનિધિતપ, પોષદશમી તથા મૌન એકાદશી, રોહીણિ તપ, વીશસ્થાનક પદની વિધિ, સુતક વિચાર, અણહારી વસ્તુઓનાં નામ, વિગેરે ઉપયોગી સંગ્રહ કરેલો છે.

**નવમ્ મહાનિધિઃ**—પૃષ્ટ ૬૦૫ થી ૬૪૬ સુધી અંતિમ આત્મ બોધાદિ સંગ્રહ આ વિભાગમાં છે. શ્રીમદ્ યશોવિજયઆદિ કૃત સમાધિમરણ, સમાધિ વિચાર, સમાધિશતક, પુણ્ય પ્રકાશનું સ્તવન પદ્માવતી આરાધના ચાર શરણા અંતિમ આરાધનના વિધિ વિગેરે આપવામાં આવેલ છે.

**દશમ્ મહાનિધિઃ**—પૃષ્ટ ૬૪૯ થી ૬૭૨ સુધી શ્રી અભયદેવ સુરિકૃત જયતિહુઅણ સ્તોત્ર શ્રી ઋષભ પંચાશીકા,

રત્નાકર પચ્ચીશી, શ્રી હેમચંદ્રાચાર્ય કૃત અયોગ વ્યવચ્છેદ દ્વાત્રિંશિકા સ્તુતિ, પરમાત્મ પચ્ચીશી, જીવાનુશાસ્તી આદિ ૭ કુલકો, નયકર્ણીકા, ષટલેશ્યા સ્વરૂપ ઇત્યાદિ **અર્થ** સહિત આપેલ છે.

**એકાદશ મહાનિધિઃ**—જયોતિષ વિભાગ પૃષ્ટ ૭૭૫ થી પૃષ્ટ ૮૧૪.આ વિભાગમાં જયોતિષનો ઉપયોગી વિભાગ આપવામાં આવેલ છે. તેમાં યોગો અને મુહુર્તો વિગેરેની સમજણુ આપવામાં આવેલ છે, આ જયોતિષ વિભાગની શરૂઆતમાં જે મુખ્ય હકીકત તદ્દ વિષયક લેખ રૂપે આપવામાં આવેલ છે. તે મેં લખેલ છે. તે ઉપર ધ્યાનઆપવામાં આવશે તો જયોતિષના ફળાદેશ સંબંધી જે શંકાકુશંકા ઉત્પન્ન થાય છે. તે ન થતાં યોગ્ય સાચું મુહુર્ત કે કુંડળી મળી આવતાં તેનું સાચુ ફળાદેશ પણુ મળી આવશે.

મુહુર્તાદિ પ્રતિષ્ઠા દીક્ષા વિગેરેમાં તથા અનેક જાતના યોગોનો સંગ્રહ ભીન્ન ભીન્ન ગ્રંથોમાંથી લીધેલ છે, તથા લગ્ન સારીણી વિગેરે જે છપાએલ છે. તે મેં તથા **શ્રી માસ્તર પોપટલાલ કેશવલાલે** સાથે મળી સંગ્રહ કરેલ છે એટલે જયોતિષ સંબંધી હકીકત આધાર ભુત છે. સ્વરોદય જ્ઞાન સંબંધી પણુ હકીકત આપવામાં આવેલ છે.

## પરિશિષ્ટ વિભાગ.

ઉપર પ્રમાણે એકાદશ મહાનિધિની યોજનાની બીગત અપાયેલ છે. છતાં પાછળથી કેટલીક ઉપયોગી સામગ્રી પરિશિષ્ટ રૂપે આપી તેમાં સમાવેશ કરવામાં આવેલ છે તેમાં ચોવીશ જીનેશ્વરનો છંદ, શ્રી સંખેશ્વર પાર્શ્વનાથ છંદ, કર્મનો છંદ, પદમાવતી માતાનો છંદ, મણીભદ્રજીનો છંદ, તથા ચંદનબાળા, કામલતા, ઇલાચીપુત્ર, મરૂદેવા માતા, અષાઢાભુતિ, નંદિષેણુ, કલાવતી, ઝાંઝરીઆ મુનિ, સ્થાપનાચાર્ય વિગેરેની લગભગ પચીશ સઝાયો આપવામાં આવેલ છે.

તે ઉપરાંત આ વિભાગમાં પચ્ચખ્ખાણુ ના સમયનો કોઠો ચોવીશ તીર્થંકરોની કલ્યાણુક તિથી, મૌન એકાદશીનું ગણુણું તથા નવેક પૃષ્ટમાં સંક્ષિપ્ત જૈન ઈતિહાસ આપી અંતમાં ! સ્વ. **શામજીભાઈ**

કૃત આનંદિત ઉદ્દગારો કાવ્ય રૂપે આપી આ ગ્રંથની સમાપ્તિ કરવા
આવેલ છે. ઉપર પ્રમાણે અનેક વિવિધ પ્રકારની સામગ્રીનો
ગ્રંથમાં સમાવેશ કરવામાં આવેલ છે.

આ મનુષ્યજીવન સંસારની અનેક વિટંબનાઓના વમળ
અટવાએલું છે. તેમાંથી નીકળવા માટે આ ગ્રંથ મહાન સાધ
રૂપે બની શકશે કારણ કે સાધારણ મનુષ્યને સંસ્કૃત પ્રાકૃત બે
ન હોવાથી સિદ્ધાન્તોની અવગાહના થઈ શકતી નથી. પરંતુ પુ
ચાર્યોએ ભવીષ્યની પ્રજાને બોધ થઈ શકે તે અર્થે સ્તવનોસઝા
પદો સવૈયા સ્તુતિઓ વિગેરેમાં ગહન અર્થ વાળા સિદ્ધાન્તોને પ
સરળ તથા રોચક ભાષામાં ઉતારેલ છે. જેથી એક સામાન્ય મનુ
પણ પોતાના આત્માનું હિત સાધી શકે.

આ ગ્રંથ એકાંત હિત સાધક છે. માટે તેની કોઇ પ્રકારની આશાત
ન થાય, તેની કાળજી રાખવાની ભલામણ છે. અને બને તેટ
તેમાંથી લાભ ઉઠાવવામાં આવશે તો અમારો સૌનો પ્રયત્ન સાથ
થયો ગણાશે એજ કિમ્બહુના!

લી. વાડીલાલ જીવરાજ શાહ

# આભાર દર્શન.

આ ગ્રંથ તૈયાર કરવાનું કામ મારા ગજા ઉપરાંતનું હતું વળી તેમાં કેવી મુશ્કેલીઓ રહેલી હતી, તે મારા ધ્યાન બહાર નહોતું પરંતુ **શ્રી સાગરગચ્છ પ્રવચન પૂજક સભાની** હુંફથી મેં આ કામ હાથ ધરવા હિંમત ધરી; એટલુંજ નહિ પણ અનેક બંધુઓનો પ્રત્યક્ષ કે પરોક્ષ સહકાર મેળવવા હું ભાગ્યશાળી નીવડયો જેના પારણામે આજે આ મહાન ગ્રંથ જૈન જનતા સમક્ષ રજુ કરી શકયો છું.

આ ગ્રથ તૈયાર કરવામાં આદિથી અંત સુધી તથા સલાહમાં મને ખરો સહકાર મળ્યો હોય તો શ્રીયુત્ વાડીલાલ જીવરાજ શાહનો છે જેઓ શ્રી પ્રવચન પુજક સભાના સેક્રેટરી છે, તેમને પોતાની અનેક પ્રવૃતિમાંથી પણ સમય બચાવી આ ગ્રંથની મંગળ પ્રવેશીકા તથા તેનો સંસ્કૃત વિભાગ જ્યોતિષ વિભાગ, વિગેરે તૈયાર કરી તેની પરૂફ તપાસી આપેલ છે. તેમ આ ગ્રંથની પ્રસ્તાવના તેમણેજ લખી આપી સક્રીય મદદ કરી છે માટે હું તેમનો હૃદયપૂર્વક આભાર માનું છું.

વળી શ્રીયુત રતિલાલ પ્રેમચંદ દલાલ કે જેઓ પણ શ્રી પ્રવચન પૂજક સભાના સેક્રેટરી છે, જેમણે શરૂઆતથી અંત સુધી આ પુસ્તક છપાવવામાં ઘણીજ ખંત બતાવેલ છે તેમનો પણ આભાર માનું છું.

તે ઉપરાંત પૂ. શ્રી મોહનલાલજી મહારાજના પ્રશિષ્ય મુનીશ્રી લબ્ધિમુનિજી તથા પ્રશિષ્ય પંન્યાસજી કેશરમુનિજીના શિષ્ય શ્રી બુદ્ધિ મુનિજી મહારાજે આ ગ્રંથનો કર્મગ્રંથ તથા સમ્યકત્વાદિ પુષ્ટિ વિભાગ આદિના પ્રુફ તપાસી આપી જે ઉપકાર કર્યો છે, તેમનો પણ હું વંદના પુર્વક આભાર માનવાની આ તક લઉં છું.

વળી આ ગ્રંથમાં આપેલ કેટલાંક અપ્રગટ સ્તોત્રો મુનિરાજ શ્રી પુણ્યવીજયજીના શીષ્ય મુનિ શ્રી દર્શન વિજયજી મહારાજે જીર્ણ પ્રતો ઉપરથી ઉતારેલાં, અને શ્રી વાડીલાલ જીવરાજ દ્વારા આપી છપાયેલાં છે તે બદલ ઉકત મુનિરાજનો વંદના પુર્વક આભાર માનું છું.

વળી ધર્મપ્રેમી શ્રીયુત ત્રીભોવનદાસ ભૂપતચંદે આ ગ્રંથમાં આપેલાં શ્રી આનંદઘનજી આદિના પદો વિગેરે જોઈ તપાસી

આપેલ છે અને તેમની આ ગ્રંથ પ્રત્યેની મમતા બદલ તેમને હું ભૂલી શકતો નથી.

આ ગ્રંથમાં આપેલ સ્વરોદય, જ્યોતિષ, ને જૈન ઇતિહાસ તઇયાર કરવામાં જામનગરવાળા પંડિત ચત્રભુજભાઇએ આપેલ મદદ માટે હું આભાર માનું છું,

ઉપરોકત બંધુઓની સહાય ઉપરાંત શેઠ મોહનલાલ નાગરદાસ શેઠ મણીલાલ છોટાલાલ, શેઠ મણીલાલ કુંવરજીભાઇ ને ચુનીલાલ ભોજમલ વિગેરે,તેમ જે બંધુઓનો અત્રે નામનિર્દેશ કરવો રહી ગયો હોય છતાં સીધો કે આડકતરો સહકાર જેમનો મને મળ્યો હોય તે સૌ ભાઇઓનો હું અત્રે અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

શ્રી પ્રવચન પૂજક સભાના પ્રમુખ શેઠ મણીલાલ રીખવચંદ ઝવેરી શ્રી સિદ્ધચક્ર આરાધક સમાજના પ્રમુખ શેઠ છોટાલાલ ભીખાભાઇ તથા શેઠ મોહનલાલ મગનલાલ તથા દાનવીર શેઠ માણેકલાલ ચુનીલાલ જે. પી. આ ચારે મહાશયોએ શરૂઆતથીજ આ પુસ્તક છપાવવામાં મને જે પ્રોત્સાહન આપ્યું છે તેમનો હું મહદ્અંશે આભારી છું, એટલુંજ નહિ પણ આ ગ્રંથના પ્રથમથી ગ્રાહક થનાર ગ્રાહક બંધુઓએ પણ જે સહકાર આપ્યો છે. તેમનો પણ હું આભાર માનું છું.

વળી આ ગ્રંથ યત્ના પૂર્વક છાપી આપનાર આનંદ પ્રીંટીંગ વર્કસના માલીક શ્રીયુત્ જાદવજી પીતાંબર ઠક્કર. અને પ્રેસકોપી સુધારનાર શ્રીયુત્ સેવંતીલાલ ચીમનલાલ શાહ. અને પ્રથમ ગ્રંથના માર્ગદર્શક મારા મિત્ર, લક્ષ્મીચંદ સુખલાલ અને પ્રેસમાં મુખ્ય કામ કર્તા શ્રીયુત દામોદર વસનજી વીગેરેના આભારની નોંધ લઉં છું.

આ ગ્રંથ છાપવામાં દ્રષ્ટીદોષથી તપાસવામાં ભુલચુક રહી ગઇ હોય અથવા શાસ્ત્ર વિરૂદ્ધ કંઇપણ છપાયું હોય તો તે માટે હું અંતઃકરણ પૂર્વક મિથ્યા દુષ્કૃત ઇચ્છું છું અને વાંચક મહાશયો પ્રત્યે આશા રાખું છું કે આ ગ્રંથનો અભ્યાસ કરતાં પહેલાં શુદ્ધિ પત્રકનો ઉપયોગ કરી સુધારીને વાંચવા વિનંતિ છે.

અંતમાં શ્રી પ્રવચન પૂજક સભાનો અનન્ય સહકાર મેળવવા બાબત હું મારી જાતને ધન્ય માનું છું.

લી. ઝવેરી પોપટલાલ કેશવલાલ માસ્તર,
અધ્યાપક શ્રી સાગર ગચ્છ
પ્રવચન પૂજક સભા શાંતનાથજી દેરાસર

# અનુક્રમણિકા.

## મંગળ પ્રવેશિકા.



## પંચપ્રતિક્રમણાદિ સુત્ર—પ્રથમ મહાનિધિ

## નવસ્મરણ સ્તોત્રાદિ સંગ્રહ—દ્વિતિય મહાનિધિ.

## ચૈત્યવંદન—તૃતીય મહાનિધિ.

## શ્રીસ્તુતિ સંગ્રહ—ચતુર્થ મહાનિધિ.

## સ્તવન સંગ્રહ—પંચમ મહાનિધિ.

## સજ્ઝાય સંગ્રહ—ષષ્ઠ મહાનિધિ.

## પદ સંગ્રહ—સપ્તમ મહાનિધિ.

## લાવણી સંગ્રહ.



## સવૈયા સંગ્રહ.



## છંદ, છત્રીશી બત્રીશી સંગ્રહ.



## વિધિ સંગ્રહ—અષ્ટમ મહાનિધિ.

## અંતિમ આત્મ બોધાદિ સંગ્રહ—નવમ્ મહાનિધિ.

## સમ્યકતાદિ પુષ્ટ સંગ્રહ અર્થ સહિત–દશમ્ મહાનિધિ.



## જ્યોતિષ સાર સંગ્રહ—એકાદશમ્ મહાનિધિ.

## પરિશિષ્ટ.

# શ્રી સજ્જન સન્મિત્ર

યાને

## એકાદશ મહાનિધિ



નમોત્થુણં સમણસ્સ ભગવઓ મહાવીરસ્સ.
અક્ષીણ મહાનસીલબ્ધિનિધાનાય
શ્રીમતે ગૌતમગણધરાય નમોનમઃ

# શ્રી આત્મરક્ષા નમસ્કાર સ્તોત્રમ્

ૐ પરમેષ્ઠિનમસ્કારં, સારં નવપદાત્મકં;
આત્મરક્ષાકરં વજ્ર-પંજરાભં સ્મરામ્યહં. ૧.
ૐ નમો અરિહંતાણં, શિરસ્કં શિરસિ સ્થિતં;
ૐ નમો સવ્વસિદ્ધાણં, મુખે મુખપટામ્બરં. ૨.
ૐ નમો આયરિયાણં, અંગરક્ષાતિશાયિની;
ૐ નમો ઉવજ્ઝાયાણં, આયુધં હસ્તયોર્દૃઢં. ૩.
ૐ નમો લોએ સવ્વસાહૂણં, મોચકે પાદયોઃ શુભે;
એસો પંચનમુક્કારો, શિલા વજ્રમયી તલે. ૪.
સવ્વપાવપ્પણાસણો, વપ્રો વજ્રમયો બહિઃ;
મંગલાણં ચ સવ્વેસિં, ખાદિરંગાર ખાતિકા. ૫.
સ્વાહાંતં ચ પદં જ્ઞેયં, પઢમં હવઇ મંગલં;
વપ્રોપરિ વજ્રમયં, પિધાનં દેહરક્ષણે. ૬.
મહાપ્રભાવા રક્ષેયં, ક્ષુદ્રોપદ્રવનાશિની;
પરમેષ્ઠિપદોદ્ભૂતા, કથિતા પૂર્વ સૂરિભિઃ ૭.
યશ્ચૈવ કુરુતે રક્ષાં, પરમેષ્ઠિપદૈઃ સદા;
તસ્ય ન સ્યાદ્ ભયં વ્યાધિ-રાધિશ્ચાપિ કદાચન. ૮.

## જિનાગમમંગલમ્

જયઇ જગજીવજોણી, વિયાણઓ જગગુરુજગાણંદો;
જગનાહો જગબંધો, જયઇ જગપ્પિયામહો ભયવં. ૧.
જયઇ સુઆણં પભવો, તિત્થયરાણં અપચ્છિમો જયઈ;
જયઇ ગુરુલોગાણં, જયઇ મહપ્પા મહાવીરો. ૨.

## ધર્મમંગલમ્

ધમ્મો મંગલ મુક્કિઠ્ઠં, અહિંસા સંજમો તવો;
દેવાવિ તં નમંસંતિ, જસ્સ ધમ્મે સયામણો. ૧.

## પંચપરમેષ્ઠિરૂપ ઓમ્કાર મહિમામંગલમ્

ઓંકાર બિન્દુ સંયુક્તં, નિત્યં ધ્યાયન્તિ યોગિનઃ;
કામદં મોક્ષદં ચૈવ, ૐકારાય નમોનમઃ. ૧.

## પંચપરમેષ્ઠી સ્તુતિમંગલમ્

અર્હન્તો ભગવંત ઇન્દ્રમહિતાઃ સિદ્ધાશ્ચ સિદ્ધિસ્થિતાઃ;
આચાર્યા જિનશાસનોન્નતિકરાઃ પૂજ્યા ઉપાધ્યાયકાઃ.
શ્રી સિદ્ધાંતસુપાઠકા મુનિવરા રત્નત્રયારાધકાઃ;
પંચૈતે પરમેષ્ઠિનઃ પ્રતિદિનં કુર્વન્તુ વો મંગલમ. ૧.

## અરિહંત અષ્ટ પ્રાતિહાર્ય મહિમા

અશોકવૃક્ષઃ સુરપુષ્પવૃષ્ટિર્દિવ્યધ્વનિશ્ચામરમાસનં ચ;
ભામંડલં દુંદુભિરાતપત્રં, સત્પ્રાતિહાર્યાણિ જિનેશ્વરાણામ્. ૧.

## ગુરુમહિમાદર્શક ગૌતમસ્વામીને નમસ્કાર

સર્વારિષ્ટ પ્રણાશાય, સર્વાભીષ્ટાર્થ દાયિને;
સર્વલબ્ધિનિધાનાય, ગૌતમસ્વામિને નમઃ. ૧.

## ગુરુ નમસ્કાર

અજ્ઞાનતિમિરાન્ધાનાં, જ્ઞાનાંજન શલાકયા;
નેત્રોન્મીલિતં યેન, તસ્મૈ શ્રી ગુરવે નમઃ. ૧.

## મંગલાષ્ટકમ્

મંગલં ભગવાન્ વીરો, મંગલં ગૌતમ પ્રભુઃ;
મંગલં સ્થૂલીભદ્રાદ્યાઃ, જૈનો ધર્મોઽસ્તુ મંગલમ્. ૧.
નાભેયાદ્યાજિનાઃસર્વે, ભરતાદ્યાશ્ચ ચક્રિણઃ;
કુર્વન્તુ મંગલં સર્વં, વિષ્ણવઃ પ્રતિવિષ્ણવઃ. ૨.
નાભિસિદ્ધાર્થ ભપાદ્યા, જિનાનાં પિતરશ્ચ મે;
પાલિતાખંડસામ્રાજ્યા, જનયન્તુ જયં મમ. ૩.
મરુદેવાત્રિશલાદ્યા, વિખ્યાતા જિનમાતરઃ;
ત્રિજગજ્જનિતાનન્દા, મંગલાય ભવન્તુ મે. ૪.
શ્રીપુંડરીકેન્દ્રભૂતિ-પ્રમુખઃ ગણધારિણઃ;
શ્રુતકેવલિનોઽન્યેપિ, મંગલાનિ દિશન્તુ મે. ૫.
બ્રાહ્મીચન્દનબાલાદ્યા, મહાસત્યો મહત્તરાઃ;
અખંડ શીલલીલાઢ્યા, યચ્છન્તુ મમ મંગલમ્. ૬.
ચક્રેશ્વરી સિદ્ધાયિકા, મુખ્યાઃ શાસનદેવતાઃ;
સમ્યગ્દૃશાં વિઘ્નહરા, રચયન્તુ જયશ્રિયમ્. ૭.
કપર્દિમાતંગમુખ્યા; યક્ષા વિખ્યાતવિક્રમાઃ;
જૈનવિઘ્નહરા નિત્યં, દેયાસુર્મંગલાનિ મે. ૮.
યો મંગલાષ્ટકમિદં પટુધીરધીતે,
પ્રાતર્નરઃ સુકૃત ભાવિત ચિત્તવૃત્તિઃ;
સૌભાગ્યભાગ્યકલિતો ધુતસર્વવિઘ્નો,
નિત્યં સ મંગલમલં લભતે જગત્યામ્. ૯.

# મંગલ ચૈત્યસ્તુતિ સ્તોત્રમ્

નિત્યે શ્રીભુવનાધિવાસિભવને વ્રાતે સન્નિધીતિતે,
કોટયઃ સપ્ત જિનૌકસાં દ્વિકયુતા લક્ષાસ્તથા સપ્તતિઃ;
પ્રત્યેકં ભવનાદિષુ પ્રતિસભં સ્તુપત્રયં શાશ્વતં,
તત્ર શ્રીઋષભાદયો જિનવરાઃ કુર્વન્તુ વો મંગલમ્ ૧.

રમ્યે વ્યન્તરસત્કભૌમનગરવ્યૂહે સુરત્નોજ્જવલે,
શ્રીસિદ્ધાયતનાનિ સન્તિ ગણુનાતીતાનિ ચૈત્યાનિ ચ;
તેભ્યઃ સંખ્યગુણાનિ ચૈત્યભવનાન્યન્તઃ સદા જ્યોતિષાં,
તત્ર શ્રીઋષભાદયો જિનવરાઃ કુર્વન્તુ વો મંગલમ્ ૨.

સૌધર્માદિવિમાનરાજિષુ તથા ગ્રૈવેયકાણ્યુત્તર-
સ્વર્ગેષ્વસ્તિ સહસ્રસપ્તનવતિઃ શુદ્ધાસ્રયોવિંશતિઃ;
ચૈત્યાનામભિતશ્ચતુરધિકાશીતિશ્ચ લક્ષાઃ સદા,
તત્ર શ્રીઋષભાદયો જિનવરાઃ કુર્વન્તુ વો મંગલમ્. ૩.

વૈતાઢયેષુ શતં ચ સપ્તતિયુતં નિત્યં તથા વિંશતિ,
ચૈત્યાનાં ગજદન્તકેષુ નવતિઃ કુર્વદ્રિપેષુ સ્થિતાઃ;
ત્રિંશદ્વર્ષધરેષુ મેરુષુ તથાશીતિશ્ચ પંચાધિકા—
સ્તત્ર શ્રીઋષભાદયો જિનવરાઃ કુર્વન્તુ વો મંગલમ્. ૪.

પ્રત્યેકં રુચકેષુ માનુષનગે ચત્વારિ સત્કુણ્ડલે,
ચત્વાર્યાયતનાનિ સન્તિ સતતં સર્વેષુકારાદ્રિષુ;
વક્ષસ્કારગિરિષ્વશીતિરનઘા નન્દીશ્વરે વિંશતિ-
સ્તત્ર શ્રીઋષભાદયો જિનવરાઃ કુર્વન્તુ વો મંગલમ્. ૫.

વૈતાઢયે રથનૂપુરાદિનગરસ્તોમે વિદેહેષ્વપિ,
ક્ષેમાદિર્નગરવ્રજોઽસ્તિ ભરતેઽયોધ્યા તથૈરાવતે;
સૌર્યં કુણ્ડપુરં તથા ગજપુરી ચમ્પા ચ વાણારસી,

તત્ર શ્રીઋષભાદયો જિનવરાઃ કુર્વન્તુ વો મંગલમ્. ૬.
અસ્ત્યાનન્દપુરં ફલર્દ્ધિનગરી શ્રીસત્યનામ્ના પુરં,
નાસિક્યં ભૃગુકચ્છમંગલપુરં સોપારકં વિશ્રુતમ્;
મોઢેરં મથુરાઽણહિલ્લનગરં શ્રીસ્તમ્ભનં પાવનં,
તત્ર શ્રીઋષભાદયો જિનવરાઃ કુર્વન્તુ વો મંગલમ્ ૭.
ખ્યાતોઽષ્ટાપદપર્વતો ગજપદઃ સમ્મેતશૈલાભિધો,
શ્રીમાન્ રૈવતકઃ પ્રસિદ્ધમહિમા શત્રુંજયો મણ્ડપઃ;
વૈભારઃ કનકાચલોઽર્બુદગિરિઃ શ્રીચિત્રકૂટાદયઃ,
તત્ર શ્રીઋષભાદયો જિનવરાઃ કુર્વન્તુ વો મંગલમ્. ૮.
દેવાઃ શ્રીઋષભાજિતપ્રભૃતયઃ શ્રીપુણ્ડરીકાદયઃ,
શ્રીમન્તો ભરતેશ્વરપ્રભૃતયઃ શ્રીબાહુબલ્યાદયઃ;
શ્રીમદ્ભીમયુધિષ્ઠિરપ્રભૃતયઃ પ્રદ્યુમ્નશામ્બાદયઃ,
શ્રીમદ્ગૌતમમુખ્યસાધુયતયઃ કુર્વન્તુ વો મંગલમ્. ૯.
યસ્માત્તીર્થમિદં પ્રવૃત્તિમગમત્ શ્રીમત્સુધર્મો ગુરુઃ,
ધન્યો ધન્યમુનિઃ સુકોશલમુનિઃ શ્રીશાલિભદ્રાભિધઃ;
મેતાર્યોઽથ દૃઢપ્રહારિસુયતિર્મેઘો દશાર્ણાભિધઃ,
શ્રીશ્રીમત્કરકણ્ડુમુખ્યયતયઃ કુર્વન્તુ વો મંગલમ્ ૧૦.
શ્રીજમ્બુઃ પ્રભવપ્રભુર્ગતભવઃ શય્યંભવઃ શ્રીયશો-
ભદ્રાખ્યઃ શ્રુતકેવલી ચ ચરમઃ શ્રીભદ્રબાહુગુરુઃ;
શીલસ્વર્ણકષોપલઃ સુવિમલઃ શ્રીસ્થૂલિભદ્રઃ પ્રભુઃ,
સર્વેઽપ્યાર્યમહાગિરિપ્રભૃતયઃ કુર્વન્તુ વો મંગલમ્. ૧૧.
શ્યામાચાર્યસમુદ્રમંગુસહિતાઃ શ્રીભદ્રગુપ્તાદયઃ,
શ્રીમાન્ સિંહગિરિસ્તથા ધનગિરિઃ સ્વામી ચ વજ્રાભિધઃ;
શ્રીવીરો મુનિરાર્યરક્ષિતગુરુઃ પુષ્યો ગુરુઃ સ્કન્દિલઃ,

શ્રીદેવર્દ્ધિપુરસ્સરાઃ શ્રુતધરાઃ કુર્વન્તુ વો મંગલમ્. ૧૨.
બ્રાહ્મી ચન્દનબાલિકા ભગવતી રાજીમતી દ્રૌપદી,
કૌશલ્યા ચ મૃગાવતી ચ સુલસા સીતા સુભદ્રા શિવા;
કુન્તી શીલવતી નલસ્ય દયિતા ચૂલા પ્રભાવત્યપિ,
પદ્માવત્યપિ સુન્દરી દિનમુખે કુર્વન્તુ વો મંગલમ્. ૧૩.
તીતાનાગતવર્ત્તમાનવિષયાઃ સર્વેઽપિ તીર્થંકરાઃ,
સિદ્ધાઃ સૂરિવરાશ્ચ વાચકવરાઃ સર્વેઽપિ સત્સાધવઃ;
ધર્મઃ શ્રીજિનપુંગવૈર્નિગદિતો જ્ઞાનાદિરત્નત્રયં,
શ્રીમન્તો જિનસિદ્ધસાધ્વતિશયાઃ કુર્વન્તુ વો મંગલમ્ ૧૪.
શાશ્વતાશાશ્વતાન્યેવં, ચૈત્યાનિ પુરુષોત્તમાઃ;
ભવેભ્યો મંગલં દદ્યુઃ, સ્તુતાઃ શ્રીધર્મસૂરિભિઃ. ૧૫.

## શ્રી ગૌતમાષ્ટક સ્તોત્રમ્

શ્રી ઇન્દ્રભૂતિર્વસુભૂતિપુત્રં, પૃથ્વીભવં ગૌતમગોત્રરત્નમ્;
સ્તુવન્તિ દેવાસુરમાનવેન્દ્રાઃ, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૧.
શ્રીવર્ધમાનાત્ ત્રિપદીમવાપ્ય, મુહૂર્તમાત્રેણ કૃતાનિ યેન;
અંગાનિ પૂર્વાણિ ચતુર્દશાપિ, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૨.
શ્રીવીરનાથેન પુરા પ્રણીતં, મન્ત્રં મહાનન્દસુખાય યસ્ય;
ધ્યાયન્ત્યમી સૂરિવરાઃ સમગ્રાઃ, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૩.
યસ્યાભિધાનં મુનયોઽપિ સર્વે, ગૃહ્ણન્તિ ભિક્ષાભ્રમણસ્ય કાલે;
મિષ્ટાન્નપાનામ્બરપૂર્ણકામાઃ, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૪.
અષ્ટાપદાદ્રૌ ગગને સ્વશક્ત્યા, યયૌ જિનાનાં પદવન્દનાય;
નિશમ્ય તીર્થાતિશયં સુરેભ્યઃ, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૫.
ત્રિપંચસંખ્યાશતતાપસાનાં, તપઃકૃશાનામપુનર્ભવાય;

અક્ષીણલબ્ધ્યા પરમાન્નદાતા, સ ગૌતમા યચ્છતુ વાંછિતં મે. ૬.
સદક્ષિણં ભોજનમેવ દેયં, સાધર્મિકં સંઘસપર્યયૈવ;
કૈવલ્યવસ્ત્રં પ્રદદૌ મુનીનાં, સ ગૌતમા યચ્છતુ વાંછિતં મે. ૭.
શિવં ગતે ભર્તરિ વીરનાથે, યુગપ્રધાનત્વ-મિહૈવ મત્વા;
પટ્ટાભિષેકો વિદધે સુરેન્દ્રૈઃ સ ગૌતમા યચ્છતુ વાંછિતં મે. ૮.
ત્રૈલોક્યબીજં, વિજ્ઞાનબીજં, પરમાત્મબીજં પરમેષ્ઠીબીજમ્;
યન્નામમન્ત્રં વિદધે સુરેન્દ્રૈઃ, સ ગૌતમા યચ્છતુ વાંછિતં મે. ૯.
શ્રી ગૌતમસ્યાષ્ટકમાદરેણ, પ્રબોધકાલે મુનિપુંગવા યે;
પઠન્તિ તે સૂરિપદં સદૈવા-નન્દં લભન્તે સુતરાં ક્રમેણ. ૧૦.

## શ્રી સરસ્વતી (શારદા) સ્તવનમ્

વાગ્દેવતે ભક્તિમતાં સ્વશક્તિ, કલાપવિત્રાસિતવિગ્રહા મે;
બોધં વિશુદ્ધં ભવતી વિધત્તાં, કલાપવિત્રા સિતવિગ્રહા મે. ૧.
અંક પ્રવીણા કલહં સપત્રાઽકૃતસ્મરેણાઽનમતાં નિહન્તુ;
અંકપ્રવીણા કલહંસપત્રા, સરસ્વતી શશ્વદપોહતાદ્ઃ ૨.
બ્રાહ્મી વિજેષીષ્ટ વિનિદ્રકુન્દપ્રભાવદાતા ઘનગર્જિતસ્ય;
સ્વરેણ જૈત્રી ઋતુનાં સ્વકીય-પ્રભાવદાતા ઘનગર્જિતસ્ય. ૩.
મુક્તાક્ષમાલા લસદૌષધીશાભિપૂજ્વલા ભાતિ કરે ત્વદીયે;
મુક્તાક્ષમા લાલસદૌષધીશા, યાં પ્રેક્ષ્ય ભેજે મુનયોઽપિ હર્ષમ્. ૪.
જ્ઞાનં પ્રદાતું પ્રવણા મમાતિશયાલુનાનાભવપાતકાનિ;
ત્વં નેમુષાં ભારતિ પુંડરીક, શયા લુનાના ભવ પાતકાનિ. ૫.
પ્રૌઢપ્રભાવાઽસમપુસ્તકેન, ધ્યાતાસિ યેનાબ્જિ વિરાજિહસ્તા;
પ્રૌઢપ્રભાવાઽસમપુસ્તકેન, વિદ્યાસુધાપૂરિમદૂરદુઃખા. ૬.
તુભ્યં પ્રણામઃ ક્રિયતેઽનઘેન મરાલયેન પ્રમદેન માતઃ;
કીર્તિ પ્રતાપૌ ભુવિ તસ્ય નક્રેઽમરાલયેન પ્રમદેન માતઃ. ૭.

રુચ્યારવિન્દભ્રમદં કરોતિ વેલં યદીયોઽર્ચતિ તેંઽઘ્રિયુગ્મં;
રુચ્યારવિન્દભ્રમદં કરોતિ, સસ્વસ્યગોષ્ઠીં વિદુષાં પ્રવિશ્ય. ૮.
પાદપ્રસાદાત્તવ રૂપસંપત્, લેખાભિરામો દિતમાનવેશઃ;
ભવેન્નરઃ સૂક્તિભિરંઅચિત્રોલ્લેખાભિરામોદિત માનવેશ. ૯.
સિતાંશુકાંતે નયનાભિરામાં મૂર્તિં સમારાધ્ય ભવેન્મનુષ્યઃ;
સિતાંશુકાંતે નયનાભિરામાંધકારસૂર્યં ક્ષિતિપાવતંસઃ. ૧૦.
યેન સ્થિતં ત્વામનુ સર્વતીર્થ્યૈઃ સભાજિતામાનતમસ્તકેન;
દુર્વાદિનાંનિર્દલિતં નરેન્દ્ર–સભાજિતામાનતમસ્તકેન. ૧૧.
સર્વજ્ઞવક્ત્રવરતામરસાંકલીના,
માલીં ધ્રતી પ્રણુયમંથરયાદૃશૈવઃ
સર્વજ્ઞવક્ત્રવરતામરસાંકલીના,
પ્રીણાતુ વિશ્રતયશાઃ શ્રતદેવતા નઃ. ૧૨.
ક્લૃપ્તસ્તુતિર્નિબિડભક્તિજડત્વકપૃક્તૈ,
ગુંફૈર્ગિરામિતિગિરામધિ દેવતા સા;
બાલોઽનુકંપ્ય ઇતિ રોપયતુ પ્રસાદ,
સ્મેરદૃશાં મયિ જિનપ્રભસૂરિવર્ણ્યામ્. ૧૩.

* * *

સરસ્વતી મહાભાગે, વરદે કામ રૂપિણી;
વિશ્વરૂપી વિશાલાક્ષી, દે વિદ્યા પરમેશ્વરી. ૧.
સરસ્વતી મયાદ્રષ્ટા, વીણા પુસ્તકધારિણી;
હંસવાહન સંયુક્તા, વિદ્યાદાન વરપ્રદા ૨.

## દીર્ઘાક્ષરે સરસ્વતી નમસ્કાર.

(સવૈયા એકત્રીસા)

સિખ્ખારૂપી સાચીદેવા, સારેજીકી નીકી સેવા,

રાગે આએ લાગે પાએ, જાગે મોટી માઈ હૈ;
ચંગી રંગી વીણા વાવે, રાગે સારે રાગે ગાવે,
હાવે ભાવે સોભા પાવે, જ્ઞાતા જાકું ગાઇ હૈ.
હંસી કૈસી ચાલી ચાલે, પૂજી વંદી પીડા ટાલે,
લીલા સેતી લાલી પાસે, શુદ્ધિ બુદ્ધિ દાઇ હૈ;
સોહે વાની નીકી બાની, જાકું જ્ઞાની પ્રાણી જાની,
ઐસી માતા શાતા દાની, ધર્મસીંહે ધ્યાઇ હૈ. ૧.

## ચાર મંગલ

સિદ્ધાર્થ ભૂપતિ સોહે ક્ષત્રિયકુંડે, તસ ઘેર ત્રિશલા કામિની એ;
ગજવર ગામિની પોઢિય જામિની, ચઉદ સુપન લહે જામિની એ,
જામિની મધ્યે શોભતાં રે, સુપન દેખે બાલ,
મયગલ વૃષભ ને કેસરી, કમલા કુસુમની માલ;
ઇંદુ દિનકર ધ્વજા સુંદર, કલશ મંગલ રૂપ,
પદ્મસર જલનિધિ ઉત્તમ, અમર વિમાન અનૂપ.
રત્નનો અંબાર ઉજ્વલ, વન્હિ નિર્ધૂમ જ્યોત,
કલ્યાણ મંગલકારી મહા, કરત જગ ઉદ્યોત;
એ ચઉદ સુપન સૂચિત વિશ્વ પૂજીત, સકલ સુખ દાતાર,
મંગલ પહેલું બોલીએ, શ્રી વીર જગદાધાર. ૧.
મગધ દેશમાં નયરી રાજગૃહિ, શ્રેણિક નામે નરેસરુ એ,
ધનવર ગુણવર ગામ વસે તિહાં, વસુભૂતિ વિપ્ર મનોહરુ એ;
મનોહરુ તસ માનિની, પૃથિવી નામે નાર,
ઇંદ્રભૂતિ આદેય છે, ત્રણ પુત્ર તેહને સાર;
યજ્ઞકર્મ તેણે આદર્યું, બહુ વિપ્રને સમુદાય,
તેણે સમે તિહાં સમોસર્યા, ચોવીશમા જિનરાય.

ઉપદેશ તેહનો સાંભલી, લીધો સંજમ ભાર,
અગીયાર ગણધર થાપીયા, શ્રી વીરે તેણીવાર;
ઇંદ્રભૂતિ ગુરુ ભગતે થયો, મહાલબ્ધિ તણો ભંડાર,
મંગલ બીજું બોલીયે, શ્રી ગૌતમ પ્રથમ ગણધાર. ૨.
નંદ નરિંદનો પાટલી પુરવરે, શકડાલ નામે મંત્રીસરુ એ.
લાછલદે તસ નારી અનુપમ, શીયલવતી બહુ સુખકરુ એ;
સુખકરુ સંતાન નવ દોય–પુત્ર પુત્રી સાત,
શીયલવંતમાં શિરોમણિ, થૂલિભદ્ર જગ વિખ્યાત;
મોહવશે વેશ્યામંદિર, વસ્યા વર્ષ જ બાર,
ભોગ ભલી પેરે ભોગવ્યા, તે જાણે સહુ સંસાર.
શુદ્ધ સંજમ પામી વિષય વામી, પામી ગુરુ આદેશ,
કોશ્યા વાસે રહ્યા નિશ્ચલ, ડગ્યા નહીં લવલેશ;
શુદ્ધ શીયલ પાલે વિષય ટાલે, જગમાં જે નરનાર,
મંગલ ત્રીજું બોલીએ, શ્રીથલિભદ્ર અણગાર. ૩.
હેમ મણિ રૂપમય ઘડિત અનુપમ,
જડિત કોશીસાં તેજે ઝગે એ,
સુરપતિ નિર્મીત ત્રણ ગઢ શોભિત,
મધ્યે સિંહાસન ઝગમગે એ;
ઝગમગે જિન સિંહાસને, વાજિંત્ર કોડાકોડ,
ચાર નિકાયના દેવતા, તે સેવે બેહુ કરજોડ;
પ્રાતિહારજ આઠશું, ચોત્રીશ અતિશયવંત,
સમવસરણમાં વિશ્વનાયક, શોભે શ્રી ભગવંત.
સુર અસુર કિન્નર માનવી, બેઠી તે પર્ષદા બાર,
ઉપદેશ દે અરિહંતજી, ધર્મના ચાર પ્રકાર;
દાન શીયળ તપ ભાવના એ, ટાલે સઘલાં કર્મ

મંગલ ચોથું બોલીયે, જગમાંહે શ્રી જિન ધર્મ.
એ ચાર મંગલ નિત્ય ગાવશે જે, પ્રભાતે ધરી પ્રેમ,
તે કોડિ મંગલ નિત્ય પામશે, ઉદયરત્ન ભાંખે એમ. ૪.

## શ્રી નવકાર મંત્રનો છંદ.

દુહા

વંછિત પૂરે વિવિધ પરે, શ્રી જિન શાસન સાર;
નિશ્ચે શ્રી નવકાર નિત્ય, જપતાં જય જયકાર. ૧.
અડસઠ અક્ષર અધિક ફલ, નવપદ નવે નિધાન;
વીતરાગ સ્વયં મુખ વદે, પંચ પરમેષ્ટિ પ્રધાન. ૨.
એક જ અક્ષર એક ચિત્ત, સમર્યા સંપત્તિ થાય;
સંચિત સાગર સાતનાં, પાતક દૂર પલાય. ૩.
સકલ મંત્ર શિર મુકુટમણિ, સદ્‌ગુરુ ભાષિત સાર;
સો ભવિયાં મન શુદ્ધસું, નિત્ય જપીયે નવકાર. ૪.

છંદ

નવકાર થકી શ્રીપાલ નરેશર, પામ્યો રાજ્ય પ્રસિદ્ધ;
સમશાન વિષે શિવનામ કુમરને, સોવન પુરિસો સિદ્ધ;
નવલાખ જપંતા નરક નિવારે, પામે ભવનો પાર;
સો ભવિયાં ભકતે ચોખે ચિત્તે, નિત્યે જપીયે નવકાર. ૫.
બાંધી વડશાખા શિંકે બેસી, હેઠળ કુંડ હુતાશ;
તસ્કરને મંત્ર સમર્પ્યો શ્રાવકે, ઊડયો તે આકાશ;
વિધિ રીતે જપતાં અહિ વિષ ટાલે, ઢાલે અમૃતધાર. સો૦ ૬.
બીજોરા કારણ રાય મહાબલ, વ્યંતર દુષ્ટ વિરોધ;
જેણે નવકારે હત્યા ટાળી, પામ્યો યક્ષ પ્રતિબોધ;
નવલાખ જપંતાં થાયે જિનવર, ઇસ્યો છે અધિકાર. સો૦ ૭.

પલ્લિપતિ શીખ્યો મુનિવર પાસે, મહામંત્ર મન શુદ્ધ;
પરભવ તે રાજસિંહ પૃથિવીપતિ, પામ્યો પરિગલ રિદ્ધ.
એ મંત્ર થકી અમરાપુર પહોતો, ચારુદત્ત સુવિચાર. સો૦ ૮.
સંન્યાસી કાશી તપ સાધંતો, પંચાગ્નિ પરજાલે;
દીઠો શ્રી પાસકુમારે પન્નગ, અધબલતો તે ટાલે;
સંભલાવ્યો શ્રીનવકાર સ્વયંમુખ, ઇંદ્રભવન અવતાર. સો૦૯.
મન શુદ્ધે જપતાં મયણાસુંદરી, પામી પ્રીય સંયોગ;
ઇણે ધ્યાન થકી કુષ્ઠ ટલ્યો ઉંબરનો, રકતપિત્તનો રોગ.
નિશ્ચેશું જપતાં નવનિધિ થાયે, ધર્મતણો આધાર સો૦ ૧૦
ઘટમાંહિ કૃષ્ણ ભુજંગમ ઘાલ્યો, ઘરણી કરવા ઘાત;
પરમેષ્ટિ પ્રભાવે હાર ફુલનો, વસુધા માંહિ વિખ્યાત
કલાવતિએ પિંગલ કીધો, પાપતણો પરિહાર સો૦ ૧૧.
ગયણાં ગણુ જાતિ રાખી ગ્રહીને, પાડી બાણુ પ્રહાર;
પદ પંચ સુણંતાં પાંડુપતિ ઘર, તે થઇ કુંતા નાર;
એ મંત્ર અમુલખ મહિમા મંદિર, ભવ દુઃખ ભંજણહાર. સો.૧૨.
કંબલ સંબલે કાદવ કાઢયા, શકટ પાંચશેં માન;
દીધે નવકારે ગયા દેવલોકે, વિલસે અમર વિમાન;
એ મંત્ર થકી સંપત્તિ વસુધા લહી, વિલસે જૈન વિહાર. સો.૧૩.
આગે ચોવીશી હુઇ અનંતી, હોશે વાર અનંત;
નવકાર તણી કોઇ આદિ ન જાણે, એમ ભાખે અરિહંત;
પૂરવ દિશિ ચારે આદિ પ્રપંચે, સમર્યા સંપત્તિ સાર. સો૦૧૪.
પરમેષ્ટિ સુરપદ તે પણ પામે, જે કૃત કર્મ કઠોર;
પુંડરીકગિરિ ઉપર પ્રત્યક્ષ પેખો, મણિધર ને એક મોર;
સદ્ગુરુ સન્મુખ વિધિયે સમરંતાં, સફળ જનમ સંસાર.સો.૧૫.

શુલિકારોપણ તસ્કર કીધો, લોહખુરો પ્રસિદ્ધ;
તિહાં શેઠે નવકાર સુણાવ્યો, પામ્યો અમરની રિદ્ધ;
શેઠને ઘર આવી વિઘ્ન નિવાર્યાં, સુરે કરી મનોહાર સો૦ ૧૬.
પંચ પરમેષ્ટિ જ્ઞાન જ પંચહ, પંચ દાન ચારિત્ર;
પંચ સજ્ઝાય મહાવ્રત પંચહ, પંચ સમિતિ સમકિત;
પંચ પ્રમાદ વિષય તજો પંચહ, પાલો પંચાચાર. સો૦ ૧૭.

કલશ—છપ્પય

નિત્ય જપીયે નવકાર, સાર સંપત્તિ સુખદાયક;
સિદ્ધ મંત્ર એ શાશ્વતો, એમ જંપે શ્રી જગનાયક;
શ્રી અરિહંત સુસિદ્ધ, શુદ્ધ આચાર્ય ભણી જે;
શ્રી ઉવજ્ઝાય સુસાધુ, પંચ પરમેષ્ટિ થુણી જે;
નવકાર સાર સંસાર છે, કુશલલાભ વાચક કહે;
એક ચિત્તે આરાધતાં, વિવિધ ઋદ્ધિ વાંછિત લહે ૧૮.

## શ્રી મહાવીરજિન છંદ

સેવો વીરને ચિત્તમા નિત્ય ધારો,
અરિ ક્રોધને મનથી દૂર વારો;
સંતોષ વૃત્તિ ધરો ચિત્ત માંહિ,
રાગ દ્વેષથી દૂર થાઓ ઉછાહિં. ૧.
પડયા મોહના પાસમાં જેહ પ્રાણી,
શુદ્ધ તત્વની વાત તેણે ન જાણી;
મનુ જન્મ પામી વૃથા કાં ગમો છો,
જૈનમાર્ગ છંડી ભુલા કાં ભમો છો. ૨.
અલોભી અમાની નિરાગી તજો છો,
સલોભી સમાની સરાગી ભજો છો;

હરિહરાદિ અન્યથી શું રમો છો,
નદી ગંગ મુકી ગલીમાં પડો છો. ૩.
કેઇ દેવ હાથે અસિ ચક્રધારા,
કેઇ દેવ ઘાલે ગલે રૂંઢ માલા;
કેઇ દેવ ઉત્સંગે રાખે છે વામા,
કેઇ દેવ સાથે રમે વૃંદ રામા. ૪.
કેઇ દેવ જપે લેઇ જપમાલા,
કેઇ માંસભક્ષી મહા વીકરાલા;
કેઇ યોગિણી ભોગિણી ભોગ રાગે,
કેઇ રૂદ્રાણી છાગનો હોમ માગે. ૫.
ઇસા દેવ દેવી તણી આશ રાખે,
તદા મુક્તિના સુખને કેમ ચાખે;
જદા લોભના થોકનો પાર નાવ્યો,
તદા મધનો બિંદુઓ મન ભાવ્યો. ૬.
જેહ દેવલાં આપણી આશ રાખે,
તેહ પિંડને મનશું લેઅ ચાખે;
દીન હીનની ભીડ તે કેમ ભાંજે,
ફુટો ઢોલ હોયે કહો કેમ વાજે. ૭.
અરે મૂઢભ્રાતા ભજો મોક્ષ દાતા,
અલોભી પ્રભુને ભજો વિશ્વખ્યાતા;
રત્નચિંતામણી સારિખો એહ સાચો,
કલંકી કાચના પિંડશું મત રાચો. ૮.
મંદ બુદ્ધિ જેહ પ્રાણી કહે છે,
સવિ ધર્મ એકત્વ ભૂલો ભમે છે;

કીહાં સર્ષવા ને કીહાં મેરુ ધીરં,
કીહાં કાયરા ને કીહાં શુરવીરં. ૯.
કીહાં સ્વર્ણથાલં કીહાં કુંભખંડં,
કીહાં કોદ્રવાને કીહાં ખીરમંડં;
કીહાં ખીરસિંધુ કીહાં ક્ષારનીરં,
કીહાં કામધેનુ કીહાં છાગ ખીરં, ૧૦.
કીહાં સત્યવાચા કીહાં કુડવાણી,
કીહાં રંક નારી કીહા રાયરાણી;
કીહાં નારકીને કીહાં દેવભોગી,
કીહાં ઇંદ્ર દેહી કીહાં કુષ્ટરોગી. ૧૧.
કીહાં કર્મઘાતી કીહાં કર્મ ધારી,
નમો વીરસ્વામી ભજો અન્ય વારી;
જીસી સેજમાં સ્વપ્નથી રાજ્ય પામી,
રાચે મંદબુદ્ધિ ધરિ જેહ સ્વામી. ૧૨.
અથિર સુખ સંસારમાં મન્ન માચે,
તે જના મૂઢમાં શ્રેષ્ટ શું ઇષ્ટ છાજે;
તજો મોહ માયા હરો દંભરોષી,
સજો પુણ્ય પોષી ભજો તે અરોષી. ૧૩.
ગતિ ચાર સંસાર અપાર પામી,
આવ્યા આશધારી પ્રભુ પાય સ્વામી;
તુંહી તુંહી તુંહી પ્રભુ પરમરાગી,
ભવ ફેરની શૃંખલા મોહ ભાંગી. ૧૪.
માનો વીરજી અર્જ છે એક મોરી,
દીજે દાસકું સેવના ચરણ તોરી.

પુણ્ય ઉદય હુઓ ગુરુ આજ મેરો,
વિવેકે લહ્યો મેં પ્રભુ દર્શ તેરો. ૧૫.

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન છંદ

સેવો પાસ શંખેશ્વરા મન શુદ્ધે,
નમો નાથ નિશ્ચે કરી એક બુદ્ધે;
દેવી દેવલાં અન્યને શું નમો છો?
અહો? ભવ્ય લોકો ભૂલા કાં ભમો છો? ૧.
ત્રિલોકના નાથને શું તજો છો?
પડ્યા પાસમાં ભૂતને કાં ભજો છો?
સુરધેનુ છંડી અજા શું અજ્યો છો?
મહાપંથ મુકી કુપંથે વ્રજો છો? ૨.
તજે કોણ ચિંતામણિ કાચ માટે?
ગ્રહે કોણ રાસભને હસ્તિ સાટે?
સુરદ્રુમ ઉખાડી કોણ આક વાવે?
મહામૂઢ તે આકુલા અંત પાવે. ૩.
કીહાં કાંકરો ને કીહાં મેરુ શૃંગં?
કીહાં કેસરી ને કીહાં તે કુરંગં?
કીહાં વિશ્વનાથં કીહાં અન્ય દેવા?
કરો એક ચિત્તે પ્રભુ પાસ સેવા. ૪.
પૂજો દેવી પ્રભાવતી પ્રાણનાથં,
સહુ જીવને જે કરે છે સનાથં;
મહાતત્ત્વ જાણી સદા જેહ ધ્યાવે,
તેના દુઃખ દારિદ્ર દૂરે પળાવે. ૫.
પામી માનુષોને વૃથા કાં ગમો છો?

કુશીલે કરી દેહને કાં દમો છો?
નહીં મુક્તિવાસં વિના વીતરાગં,
ભજો ભગવંતં તજો દષ્ટિરાગં. ૬.
ઉદયરત્ન ભાખે સદા હિત આણી,
દયા ભાવ કીજે પ્રભુ દાસ જાણી;
આજ માહરે મોતીડે મેહ વુઠયા,
પ્રભુ પાસ શંખેશ્વરો આપ તુઠયા. ૭.

## શ્રી પાર્શ્વનાથ જિન છંદ

(પ્રભાતી)

પાસ શંખેશ્વરા સાર કર સેવકા, દેવકાં એવડી વાર લાગે?
કોડી કરજોડી દરબાર આગે ખડા, ઠાકુરા ચાકુરા માન માગે.૧.
પ્રગટ થા પાસજી મેલી પડદો પરો, મોડ અસુરાણને આપ છોડો;
મુજ મહિરાણ મંજુષમાં પેસીને, ખલકના નાથજી બંધ ખોલો.૨.
જગતમાં દેવ જગદીશ તું જાગતો, એમશું આજ
જિનરાજ ઊંઘે?
મોટા દાનેશ્વરી તેહને દાખીએ, દાન દે જેહ જગ કાળ મોંઘે. ૩.
ભીડ પડી જાદવા જોર લાગી જરા, તત્ક્ષણે ત્રિકમે
તુજ સંભાર્યો;
પ્રગટ પાતાળથી પલકમાં તેં પ્રભુ, ભકતજન તેહનો
ભય નિવાર્યો. ૪.
આદિ અનાદિ અરિહંત તું એક છે, દીનદયાળ છે કોણ દુજો?
ઉદયરત્ન કહે પ્રગટ પ્રભુ પાસજી, પામી ભયભંજનો એહ પજો.૫.

## શ્રી ગૌતમસ્વામીનો છંદ

વીર જિનેસર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો નિશદિશ;

જો કીજે ગૌતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન. ૧.
ગૌતમ નામે ગિરિવર ચઢે, મનવંછિત હેલા સંપજે;
ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંયોગ. ૨.
જે વેરી વિરૂઆ વંકડા, તસ નામે નાવે ઢુંકડા;
ભૂત પ્રેત નવિ મંડે પ્રાણ, તે ગૌતમના કરૂં વખાણ. ૩.
ગૌતમ નામે નિર્મલ કાય, ગૌતમ નામે વાધે આય;
ગૌતમ જિનશાસન શણગાર, ગૌતમ નામે જયજયકાર. ૪.
શાળ દાળ સુરહા ઘૃત ગોળ, મનવાંછિત કાપડ તંબોલ;
ઘર સુઘરણી નિર્મળ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત. ૫.
ગૌતમ ઉદયો અવિચળ ભાણ, ગૌતમ નામ જપો જગજાણ;
મ્હોટા મંદિર મેરૂ સમાન, ગૌતમ નામે સફળ વિહાણ. ૬.
ઘર મયગલ ઘોડાની જોડ, વારૂ પહોંચે વંછિત કોડ;
મહિયલ માને મોટા રાય, જો ત્રુઠે ગૌતમના પાય. ૭.
ગૌતમ પ્રણમ્યા પાતક ટળે, ઉત્તમ નરની સંગત મળે;
ગૌતમ નામે નિર્મલ જ્ઞાન, ગૌતમ નામે વાધે વાન. ૮.
પુણ્યવંત અવધારોસહુ, ગુરૂ ગૌતમના ગુણ છે બહુ;
કહે લાવણ્યસમય કરજોડ, ગૌતમ તુઠે સંપત્તિ કોડ. ૯.

## ગૌતમ સ્વામી પ્રભાતિ છંદ

રાગ પ્રભાતી

માત પૃથ્વીસુત પ્રાત ઉઠી નમો, ગણધર ગૌતમ નામ ગેલે; પ્રહસમે પ્રેમ શું જેહ ધ્યાતાં સદા, ચઢતી કલા હોય વંશ વેલે. મા૦ ૧. વસુભૂતિ નંદન વિશ્વજન વંદન, દુરિત નિકંદન નામ જેહનું; અભેદબુદ્ધિ કરી ભવિજન જે ભજે, પુર્ણ પહોંચે સહી ભાગ્ય તેહનું. મા૦ ૨. સુરમણિ જેહ

ચિંતામણિ સુરતરુ, કામિત પુરણ કામધેનુ; એહ જ ગૌતમ તણું ધ્યાન હૃદયે ધરો, જેહ થકી અધિક નહીં મહાત્મ્ય કેહનું. મા૦ ૩. જ્ઞાન બલ તેજ ને સકલ સુખ સંપદા, ગૌતમ નામથી સિદ્ધિ પામે; અખંડ પ્રચંડ પ્રતાપ હોય અવનીમાં, સુરનર જેહને શીશ નામે. મા૦ ૪. પ્રણવ આદે ધરી માયા બીજે કરી, સ્વમુખે ગૌતમ નામ ધ્યાવે; કોડિ મન કામના સકલ વેગે ફલે, વિઘન વૈરી સર્વે દૂર જાવે. ૫. દુષ્ટ દૂરે ટલે સ્વજન મેળો મળે, આધિ ઉપાધિને વ્યાધિ નાસે; ભૂતને પ્રેતનાં જોર ભાંજે વલી, ગૌતમ નામ જપતાં ઉલ્લાસે. મા૦ ૬. તીર્થ અષ્ટાપદે આપ લબ્ધે જઇ, પન્નરસેં ત્રણને દિખ્ખ દીધી; અઠ્ઠમ પારણે તાપસ કારણે, ક્ષીર લબ્ધે કરી અખૂટ કીધી. મા૦ ૭. પચ્ચાસ વરસ લગે ગૃહવાસે વસ્યા, વરસે વળી ત્રીશ કરી વીર સેવા; બાર વરસાં લગે કેવલ ભોગવ્યું, ભકિત જેહની કરે નિત્ય દેવા. મા૦ ૮. મહિયલ ગૌતમગૌત્ર મહિમાનિધિ, ઋદ્ધિને સિદ્ધિ સુખ કીર્તિદાઇ; ઉદયજસ નામથી અધિક લીલા લહે, સુજસ સૌભાગ્ય દોલત સવાઇ. મા૦ ૯.

## સોળસતીનો મહા માંગલિક છંદ

આદિનાથ આદે જિનવર વંદી, સફળ મનોરથ કીજીએ એ;
પ્રભાતે ઊઠી માંગલિક કામે, સોળસતીનાં નામ લીજીએ એ. ૧.
બાળકુમારી જગહિતકારી, બ્રાહ્મી ભરતની બહેનડીએ;
ઘટઘટ વ્યાપક અક્ષરરૂપે, સોળ સતી માંહે જે વડી એ. ૨.
બાહુબળ ભગિની સતીય શિરોમણી, સુંદરી નામે
ઋષભ સુતા એ;

અંક સ્વરૂપી ત્રિભુવનમાંહે, જેહ અનુપમ ગુણજુતા એ. ૩.
ચંદનબાળાબાળપણાથી, શીયલવતી શુદ્ધ શ્રાવિકા એ;
અડદના બાકુલા વીર પ્રતિલાભ્યા,
કેવલ લહી વ્રત ભાવિકા એ. ૪.
ઉગ્રસેન ધુઆ ધારિણી નંદની, રાજીમતી નેમ વલ્લભા એ;
જોબન વેશે કામને જીત્યો, સંયમ લેઇ દેવ દુલ્લભા એ. ૫.
પંચ ભરતારી પાંડવનારી, દ્રુપદ તનયા વખાણીએ એ;
એકસે આઠે ચીર પુરાણાં, શીયલ મહિમા તસ જાણીએ એ.૬.
દશરથ નૃપની નારી નિરૂપમ, કૌશલ્યા કુલચંદ્રિકા એ;
શીયલ સલુણી રામ જનેતા, પુણ્યતણી પ્રણાલિકા એ. ૭.
કોશાંબિક ઠામે શતાનિક નામે, રાજ્ય કરે રંગ રાજીયો એ;
તસ ઘર ઘરણી મૃગાવતી સતી, સુર ભુવને જસ ગાજીયો એ.૮.
સુલસા સાચી શીયલે ન કાચી, રાચી નહીં વિષયારસે એ;
મુખડું જોતાં પાપ પલાએ, નામ લેતાં મન ઉલ્લસે એ. ૯.
રામ રઘુવંશી તેહની કામિની, જનક સુતા સીતા સતી એ;
જગ સહુ જાણે ધીજ કરંતાં, અનલ શીતલ થયો
શીયલથી એ. ૧૦.
કાચે તાંતણે ચાલણી બાંધી, કુવા થકી જલ કાઢીયું એ;
કલંક ઉતારવા સતીય સુભદ્રા, ચંપા બાર ઉઘાડીયું એ. ૧૧.
સુરનર વંદિત શીયલ અખંડિત, શિવા શિવપદ ગામિની એ;
જેહને નામે નિર્મલ થઈએ, બલિહારી તસ નામની એ. ૧૨.
હસ્તિનાગપુરે પાંડુ રાયની, કુંતા નામે કામિની એ;
પાંડવ માતા દશે દશારહની, બહેન પતિવ્રતા પદ્મિની એ. ૧૩.
શીયલવતી નામે શીલવ્રત ધારિણી, ત્રીવિધે તેહને વંદિયે એ;
નામ જપંતા પાતક જાયે, દરિશણ દુરિત નિકંદીયે એ. ૧૪.

નિષિધા નગરી નલહ નરિંદની, દમયંતી તસ ગેહિની એ;
સંકટ પડતાં શીયલ જ રાખ્યું, ત્રિભુવન કીર્તિ જેહની એ.૧૫.
અનંગ અજીતા જગજન પૂજીતા, પુષ્પચુલાને પ્રભાવતીએ;
વિશ્વ વિખ્યાતા કામિતદાતા, સોલમી સતી પદ્માવતીએ. ૧૬.
વીરે ભાખી શાસ્ત્રે શાખી, ઉદયરત્ન ભાખે મુદાએ;
વહાણું વાતાં જે નર ભણશે, તે લેશે સુખ સંપદા એ. ૧૭.

કિં કર્પુરમયં સુધારસમયં કિં ચન્દ્રરોચિર્મયં, કિં લાવણ્યમયં મહામણિમયં કારુણ્યકેલિમયમ્; વિશ્વાનન્દમયં મહોદયમયં શોભામયં ચિન્મયં, શુક્લધ્યાનમયં વપુર્જિનપતેર્ભુયાદ્ભવાલમ્બનમ્. ૧. પાતાલં કલયન્ ધરાં ધવલયન્નાકાશમાપુરયન્-દિક્ચક્રં ક્રમયન્ સુરાસુરનરશ્રેણીંચ વિસ્માપયન્; બ્રહ્માંડ સુખયન્ જલાનિ જલધેઃ ફેનચ્છલા લોલયન્, શ્રીચિન્તામણિ પાર્શ્વસંભવયશોહંસશ્ચિરંરાજતે ૨. પુણ્યાનાં વિપણિસ્તમો, દિનમણિઃ, કામેભકુમ્ભસૃણિ, મોંક્ષે નિંસ્સરણિઃ સુરેન્દ્રકરણી જ્યોતિઃપ્રભાસારણિઃ, દાને દેવમણિર્નતોત્તમજનશ્રેણિઃ કૃપાસારણી, વિંશ્વાનન્દસુધાધૃણિર્ભવભિદે; શ્રીપાર્શ્વચિન્તામણિઃ. ૩. શ્રી ચિન્તામણિપાર્શ્વવિશ્વજનતાસંજીવનસ્ત્વં મયા, દૃષ્ટસ્તાત તતઃ શ્રિયઃ સમભવન્નાશક્રમાચ્ચક્રિણઃ; મુકિતઃ ક્રીડતિ હસ્તયોર્બહુવિધં સિદ્ધં મનોવાંછિતં, દુર્દૈવં દુરિતંચ દુર્દિનભયં કષ્ટં પ્રણષ્ટં મમ ૪. યસ્યપ્રૌઢતમપ્રતાપતપનઃ પ્રોદ્દામધામા જગ-જજંઘાલઃ કલિકાલકેલિદલનો મોહાન્ધવિધ્વંસકઃ; નિત્યોદ્યોતપદં સમસ્તકમલાકેલિગૃહં રાજતે, સશ્રીપાર્શ્વજિનો જનેહિતકૃતો ચિંન્તામણિઃ પાતુ મામ્. ૫. વિશ્વવ્યાપિતમો હિનસ્તિ તરણિર્બાલોપિ કલ્પાઙ્કુરો દારિદ્રાણિ ગજાવલીં હરિશિશુઃ કાષ્ઠાનિ વન્હેઃ કણઃ, પીયુષસ્ય લવોપિ

રોગનિવહં, યદ્વત્તથા તે વિભો, મૂર્ત્તિઃ સ્ફુર્ત્તિ મતી સતી ત્રિજગતીકષ્ટાનિ હર્તું ક્ષમા ૬. શ્રી ચિન્તામણીમન્ત્રમોંકૃતિયુંત૦હ્રીંકારસારાશ્રિતં શ્રીમર્હં નમિઉણપાસકલિતં, ત્રૈલોક્યવશ્યાવહમ્ દ્વેધાભતવિષાપહં વિષહરં શ્રેયઃપ્રભાવાસ્પદં સોલ્લાસં વસહાંકિતં જિન ફુલિંગા-નન્દનં દેહિનામ્. ૭. હ્રીંશ્રીંકારવરં નમોક્ષરપરં ધ્યાયન્તિ યે યોગીનોહૃત્પદ્મે વિનિવેશ્યપાર્શ્વમધિપંચિન્તામણિસંજ્ઞકમ્ ભાલે વામભુજે ચ નાભિ કરયોર્ભૂયો ભુજે દક્ષિણે પશ્ચાદષ્ટ દલેષુતેશિવપદંદ્વિ ર્ભવૈર્યાન્ત્યહો. ૮. નો રોગા નૈવ શોકા ન, કલહ કલના નારિમારિપ્રચારા નૈવાંધ્યંનાસમાધિર્નચ દુરદુરિતે દુષ્ટદારિદ્રતાનો નો શાકિન્યો ગ્રહા નો ન હરિકરિગણ વ્યાલ વેતાલ-જાલા,જાયન્તે પાર્શ્વચિન્તામણિનતિવશતઃ પ્રાણિનાં ભકિતભાજામ્. ૯. ગીર્વાણદ્રુમધેનુકુમ્ભમણયસ્તસ્યાંગણેરંગિણો-દેવાદાનવમાનવાઃ સવિનયઃ, તસ્મૈ હિતંધ્યાયિનઃ; લક્ષ્મીસ્તસ્ય વશા વશૈવ ગુણીનાં, બ્રહ્માંડ સંસ્થાયિની શ્રીચિન્તામણિપાર્શ્વનાથમનિશંસંસ્તૌતિયોધ્યાયતે ૧૦.ઇતિ જિનપતિપાર્શ્વઃ, પાર્શ્વપાર્શ્વાખ્યયક્ષઃ, પ્રદલિતદુરિતૌઘઃપ્રીણિતપ્રાણિસંઘઃ ત્રિભુવનજનવાંછાદાનચિન્તામણિકઃ શિવપદતરૂબીજં બોધિબીજં દદાતુ ૧૧.

## જિનેન્દ્રદર્શન સ્તુતિઓ.

દર્શનાત્ દુરિતધ્વંસી, વંદનાત્ વંછિતપ્રદઃ;
પૂજનાત્ પુરકઃ શ્રીણાં; જિનઃસાક્ષાત્ સુરદ્રુમઃ. ૧
દર્શનં દેવ દેવસ્ય, દર્શનં પાપ નાશનં;
દર્શનં સ્વર્ગસોપાનં, દર્શનં મોક્ષ સાધનં. ૨

સરસ શાંતિ સુધારસ સાગરં, શુચિતરં ગુણરત્ન મહાગરં;
ભવિકપંકજબોધદિવાકરં, પ્રતિદિનં પ્રણમામિ જીનેશ્વરં. ૩
ચિદાનંદ સ્વરૂપાય; રૂપાતીતાય તાયિને;
પરમજ્યોતિષે તસ્મૈ, નમઃ શ્રી પરમાત્મને. ૪
યસ્ય સંકલેશજનનો, રાગો નાસ્ત્યેવ સર્વથા;
ન ચ દ્વેષોપિ સત્ત્વેષુ, શમેન્ધન દાવાનલઃ. ૫
ન ચ મોહોપિ સત્જ્ઞાન, ચ્છાદનોશુદ્ધવૃત્તિકૃત્;
ત્રિલોકખ્યાતઃ મહિમા, મહાદેવઃ સ ઉચ્યતે. ૬
એવંભૂતાય શાંતાય, કૃતકૃત્યાય ધીમતે;
મહાદેવાય સતતં, સમ્યગભક્ત્યા નમોનમઃ ૭
ઐંદ્રશ્રેણીનતા પ્રતાપભવનં, ભવ્યાંગી નેત્રામૃતં,
સિદ્ધાંતોપનિષદ્ વિચાર ચતુરૈઃ, પ્રીત્યા પ્રમાણિકૃતા;
મૂર્તિઃ સ્ફુર્તિમતિઃ સદા વિજયતે, જૈનેશ્વરી વિસ્ફુરન્,
મોહોન્માદ ઘનપ્રમાદ મદિરા, મત્તૈરનાલોકિતા. ૮
અદ્યાભવત્ સફલતા નયનદ્વયસ્ય,
દેવ! ત્વદીય ચરણાંબુજવીક્ષણેન;
અદ્ય ત્રિલોકતિલક! પ્રતિભાસતે મે,
સંસારવારિધિરયં ચુલુકપ્રમાણઃ. ૯
તુભ્યં નમસ્ત્રિભુવનાર્તિહરાય નાથ!
તુભ્યં નમઃ ક્ષિતિતલામલભૂષણાય;
તુભ્યં નમ સ્ત્રિજગતઃ પરમેશ્વરાય;
તુભ્યં નમો જિન! ભવોદધિશોષણાય. ૧૦
પૂર્ણાનંદમયં મહોદયમયં કૈવલ્યચિદ્દગ્મય,
રૂપાતીતમયં સ્વરૂપરમણં સ્વાભાવિકીશ્રીમયમ્;
જ્ઞાનોદ્યોતમયં કૃપારસમયં સ્યાદ્વાદવિદ્યાલયમ્,

શ્રીસિદ્ધાચલતીર્થરાજમનિશં વંદેઽહમાદીશ્વરમ્. ૧૧
નેત્રાનંદકરી ભવોદધિતરી શ્રેયસ્તરોર્મંજરી,
શ્રીમદ્ધર્મમહાનરેન્દ્રનગરી વ્યાપલ્લતાધૂમરી;
હર્ષોત્કર્ષશુભપ્રભાવલહરી, રાગદ્વિષાં જિત્વરી,
મૂર્ત્તિઃ શ્રીજિનપુંગવસ્ય ભવતુ, શ્રેયસ્કરી દેહિનામ્. ૧૨
જય સ્વામિન્! જિનાધીશ! જય દેવ! જગત્પ્રભો!
જય ત્રૈલોક્યતિલક! જય સંસારતારણ! ૧૩
સ્વામિનામપિ યઃ સ્વામી, ગુરૂણામપિ યો ગુરુઃ
દેવાનામપિ યો દેવ–સ્તસ્મૈ તુભ્યં નમો નમઃ ૧૪
નમો દુર્વારરાગાદિ–વૈરીવારનિવારિણે;
અર્હતે યોગીનાથાય, મહાવીરાય તાયિને. ૧૫
કલ્યાણપાદપારામં, શ્રુતગંગાહિમાચલમ્;
વિશ્વાંભોજરવિં દેવં, વંદે શ્રીજ્ઞાતનંદનમ્. ૧૬
પાંતુ વઃ શ્રીમહાવીર–સ્વામિનો દેશનાગિરઃ
ભવ્યાનામાંતરમલ–પ્રક્ષાલનજલોપમાઃ ૧૭
પ્રશમરસનિમગ્નં, દ્રષ્ટિયુગ્મં પ્રસન્નમ્;
વદનકમલમંકઃ, કામિનીસંગશૂન્યઃ;
કરયુગમપિધત્તે શસ્ત્રસંબંધવંધ્યમ્,
તદસિ જગતિ દેવો વીતરાગસ્ત્વમેવ, ૧૮
અદ્ય મે સફલં જન્મ, અદ્ય મે સફલા ક્રિયા;
અદ્ય મે સફલં ગાત્રં. જિનેંદ્ર! તવ દર્શનાત્. ૧૯
નિત્યાનંદપદપ્રયાણસરણી, શ્રેયોવનીસારિણી,
સંસારાર્ણવતારણૈકતરણી; વિશ્વર્દ્ધિવિસ્તારિણી;
પુણ્યાંકુરભરપ્રરોહધરણી, વ્યામોહસંહારિણી,
પ્રીત્યૈ કસ્ય ન તેઽખિલાર્ત્તિહરણી, મૂર્તિર્મનોહારિણી. ૨૦

અદ્ય મે કર્મસંઘાતં, વિનષ્ટં ચિરસંચિતમ્,
દુર્ગત્યાપિ નિવૃત્તોઽહં, જિનેંદ્ર તવ દર્શનાત્.
નહિ ત્રાતા નહિ ત્રાતા નહિ ત્રાતા જગત્ત્રયે,
વીતરાગસમો દેવો, ન ભૂતો ન ભવિષ્યતિ.
ન કોપો ન લોભો ન મનં ન માયા,
ન હાસ્યં ન લાસ્યં ન ગીતં ન કાન્તા
ન ચાપત્ય શત્રોર્ન મિત્રં કલત્રમ્ :
ત્વમેકં પ્રપદ્યે જિન દેવદેવમ્.
અન્યથા શરણું નાસ્તિ, ત્વમેવ શરણું મમ
તસ્માત્ કારૂણ્યભાવેન, રક્ષ રક્ષ જિનેશ્વર
પાતાલે યાનિ બિંબાનિ, યાનિ બિંબાનિ ભૂતલે
સ્વર્ગેઽપિ યાનિ બિંબાનિ, તાનિ વંદે નિરંતરમ્
કલેવ ચન્દ્રસ્ય કલંકમુકતા મુકતાવલિશ્ચારુગુણપ્રપન્ના
જગત્ત્રય સ્યાભિમતં દદાના, જૈનેશ્વરી કલ્પલતેવ મૂર્તિઃ
ધન્યોઽહં કૃતપુણ્યોઽહં, નિસ્તીર્ણોઽહં ભવાર્ણવાત્ :
અનાદિભવકાન્તારે, દૃષ્ટો યો ન શ્રુતો મયા.

## જીનેશ્વર દર્શન મહિમા ફળ

યાસ્યામ્યાયતનં જિનસ્ય લભતે. ધ્યાયંશ્ચતુર્થં ફલમ,
ષષ્ટં ચોત્થિત ઉદ્યતોષ્ટમમથો, ગન્તું પ્રવૃત્તો ધ્વનિઃ
શ્રદ્ધાલુ દ્શમં બહિર્જિનગૃહાત્પ્રાપ્તસ્તતો દ્વાદશમ્,
મધ્યે પાક્ષિક મીક્ષિતે જિનપતૌ માસોપવાસં ફલમ્.

## ૧. દર્શન ભાવના

દુહા

પ્રભુ પૂજન હું ચલ્યો કેશર ચંદન ઘનસાર:

નવ અંગે પૂજા કરી, સફલ કરૂં અવતાર. ૧
પાંચ કોડીને ફુલડે, પામ્યા દેશ અઢાર;
કુમાળપાળ રાજા થયા વર્ત્યો જયજયકાર. ૨
શ્રી જિનેશ્વર પૂજના, ઉત્કૃષ્ટે પરિણામ,
કરતાં કેઈ જીવ પામીયા, સ્વર્ગ મોક્ષના ધામ. ૩
સમકિતને અજુવાલવા, ઉત્તમ એહ ઉપાય;
પૂજાથી તમે પ્રીછજો, મનવંછિત સુખ થાય. ૪
ભવદવ દહન નિવારવા, જલદઘટા સમ જેહ;
જીન પૂજા જુગતે કરી, ત્રિવિધે કીજે તેહ. ૫
પૂજા કુગતિની અર્ગલા, પુન્ય સરોવર પાળ;
શિવગતિની સાહેલડી, આપે મંગળ માળ. ૬
જીન દર્શન પૂજા વિના, જેહના દહાડા જાય;
તે સર્વ વાંઝીયા જાણીયે વળી જન્મ અકારથ થાય. ૭

પ્રભુ દર્શન સુખ સંપદા, પ્રભુ દર્શન નવનિધ્ધ;
પ્રભુ દર્શનથી પામીયે, સકલ પદારથ સિધ્ધ.
ભાવે જિનવર પુજીયે, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવીયે, ભાવે કેવલજ્ઞાન.
જીવડા જિનવર પુજીયે, પુજાના ફળ હોય;
રાજા નમે પ્રજા નમે, આણ ન લોપે કોય.
ફુલડાં કેરા બાગમાં, બેઠા શ્રી જીનરાજ;
જેમ તારામાં ચંદ્રમા, તેમ શોભે મહારાજ.
ત્રિભુવન નાયક તું ધણી, મહીં મ્હોટો મહારાજ;
મ્હોટે પુણ્યે પામીયો, તુમ દરિશન હું આજ.
આજ મનોરથ સવિ ફળ્યા, પ્રગટયા પુન્ય કલ્લોલ;
પાપ કરમ દૂરે ટળ્યાં, નાઠાં દુઃખ દંદોલ.

પંચમ કાળે પામવો, દુર્લભ પ્રભુ દેદાર;
તો પણ ત્હારા નામનો, છે મ્હોટો આધાર.
પ્રભુ નામકી ઔષધિ, ખરા મનશું ખાય,
રોગ પીડા વ્યાપે નહિ, મહા દોષ મીટ જાય.
જે દર્શન દર્શન વિના, તે દર્શન નિરપેક્ષ;
જે દર્શન દર્શન હુવે, તે દર્શન સાપેક્ષ.
દર્શન દર્શન રટતો ફીરૂં, તો રણુ રોઝ સમાન;
દર્શન શુદ્ધ સ્વભાવનું, અનુભવ મન વિશ્રામ.
સકલ કર્મ વારી, મોક્ષમાર્ગાધિકારી;
ત્રિભુવન ઉપકારી, કેવલજ્ઞાન ધારી.
ભવિજન નિત સેવો, દેવે એ ભકિત ભાવે,
એહીજ જિન ભજંતા, સર્વ સંપત્તિ પાવે.
જીનવર પદ સેવા, સર્વ સંપત્તિ દાઈ;
નિશદિન સુખદાઈ, કલ્પવૃલ્લિ સહાઇ.
નમિ વિનમિ લહીજે, સર્વ વિદ્યા વડાઈ:
ઋષભ જીનહ સેવા, સાધતાં તેહ પાઇ.

## શ્રી દેવગુરુ નમસ્કાર સ્તુતિ.

શ્રી આદિશ્વર શાન્તિ નેમિ જિનને, શ્રી પાર્શ્વ વીર પ્રભો,
એ પાંચે જિનરાજ આજ પ્રણમું હેતે ધરી એ વિભો;
કલ્યાણો કમલા સદૈવ વિમલા, વૃદ્ધિ પમાડો અતિ,
એહવા ગૌતમ સ્વામી લબ્ધિ ભરીઆ, આપો સદા સન્મતિ
પ્રણમી પ્રભુ વીરને પ્રથમમાં, માંગલ્યકારી સદા,
બીજા શ્રી ગુરૂ ગૌતમ ગણધરા, વંદે ટળે આપદા;
ત્રીજા શ્રી ર લિભદ્રને પ્રણમીએ. કોશ્યા ઘરે જે રહ્યા,

મૂકી તેહના ભોગ યોગ ગ્રહીને, સ્વર્ગે પછીથી ગયા. ૧
જગદેવ અનંત અભેદ પ્રભુ, કરૂં સેવ તજી અહમેવપણું;
પ્રતિમા તવરૂપ ગ્રહી ચિતમાં, સમરૂં નિજ હું ધરી ભાવ ઘણું. ૨
પ્રતિમા તુજની જન જે નિંદશે, ભમશે ભવ તેહ અનંત સદા;
પ્રતિમા તુજની જન જે વંદશે, કરશે નિજ શ્રેય બધાં ઉમદા. ૩
સુણ્યા હશે પૂજ્યા હશે નિરખ્યા હશે પણ કો ક્ષણે,
હે ! જગતબંધુ ચિત્તમાં ધાર્યા નહિ ભકિતપણે;
જન્મ્યો પ્રભુ તે કારણે દુઃખ પાત્ર હું સંસારમાં,
હા ! ભકિત તે ફળતી નથી જે ભાવ શુન્યાચારમાં. ૪
છે પ્રતિમા મનોહારિણી દુઃખહરી, શ્રી વીરજિણંદની,
ભકતોને છે સર્વદા સુખકરી, જાણે ખીલી ચાંદની;
આ પ્રતિમાના ગુણ ભાવ ધરીને, જે માણસો ગાય છે,
પામી સઘળા સુખ તે જગતના, મુકિત ભણી જાય છે. ૭

॥ ઇતિ મંગળપ્રવેશિકા ॥



# શ્રી સજ્જન સન્મિત્ર

## પ્રથમ મહાનિધિ

### શ્રી પંચપ્રતિક્રમણાદિસૂત્ર પ્રારંભ.

### ૧ નવકાર મહામંત્ર (પંચ મંગલ સૂત્ર)

**નમો અરિહંતાણં. ૧. નમો સિદ્ધાણં. ૨. નમો આયરિયાણં. ૩. નમો ઉવજ્ઝાયાણં. ૪. નમો લોએ સવ્વસાહૂણં. ૫. એસો પંચ- નમુક્કારો. ૬. સવ્વપાવ-પ્પણાસણો. ૭. મંગલાણં ચ સવ્વેસિં. ૮. પઢમં હવઇ મંગલં. ૯. ઇતિ. ૧.**

**ભાવાર્થ**—આમાં, અરિહંત, સિદ્ધ આચાર્ય, ઉપાધ્યાય, તથા સાધુ એ પાંચ પરમેષ્ઠીને નમસ્કાર કરવામાં આવ્યો છે. એથી સર્વ પાપ તથા વિઘ્નો દૂર થાય છે.

### ૨. અથ પંચિંદિઅ (ગુરુ સ્થાપના) સૂત્ર.

**પંચિંદિઅ-સંવરણો, તહ નવવિહબંભચેરગુત્તિધરો; ચઉવિહ-કસાય-મુક્કો, ઇઅ અટ્ઠારસ-ગુણેહિં સંજુત્તો. ૧. પંચમહવ્વય-જુત્તો, પંચ-વિહાયાર-પાલણ-સમત્થો; પંચ-સમિઓ તિગુત્તો, છત્તીસગુણો ગુરુ મજ્ઝ. ૨. ઇતિ. ૨.**

**૨ ભાવાર્થ**—આમાં આચાર્યના છત્રીશ ગુણોનું વર્ણન છે અને તે ક્રિયા કરતાં પહેલાં સ્થાપના સ્થાપતી વખતે બોલાય છે.

### ૩. અથ ખમાસમણ (પ્રણિપાત) સૂત્ર.

**ઇચ્છામિ ખમાસમણો ! વંદિઉં જાવણિજ્જાએ નિસી-હિઆએ, મત્થએણ વંદામિ. ઇતિ. ૩.**

**૩ ભાવાર્થ**—આ સૂત્રથી દેવગુરુને વંદન કરાય છે.

## ૪. અથ સુગુરુને સુખશાતાપૃચ્છા.

**ઇચ્છકાર સુહરાઇ-સુહદેવસિ, સુખતપ, શરીરનિરાબાધ, સુખસંજમયાત્રા નિર્વહો છો જી? સ્વામી શાતા છે જી? ભાતપાણીનો લાભ દેજો જી. ઇતિ. ૪.**

**૪ ભાવાર્થ**—આથી ગુરુને સુખસાતા પુછાય છે.

## ૫. અથ ઇરિયાવહિયં.

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ઇરિયાવહિયં પડિક્કમામિ? ઇચ્છં, ઇચ્છામિ પડિક્કમિઉં. ૧. ઇરિયાવહિયાએ વિરાહણાએ. ૨. ગમણાગમણે. ૩. પાણક્કમણે, બીયક્કમણે, હરિયક્કમણે, ઓસાઉત્તિંગ-પણગદગ-મટ્ટી-મક્કડાસંતાણાસંકમણે. ૪. જે મે જીવા વિરાહિયા. ૫. એગિંદિયા, બેઇંદિયા, તેઇંદિયા, ચઉરિંદિયા, પંચિંદિયા. ૬. અભિહયા વત્તિયા. લેસિયા સંઘાઇયા સંઘટ્ટિયા પરિયાવિયા કિલામિયા ઉદ્દવિયા ઠાણાઓઠાણં સંકામિયા જીવિયાઓ વવરોવિયા તસ્સ મિચ્છામિ દુક્કડં. ૭. ઇતિ. ૫.

## ૬. અથ તસ્સઉત્તરી.

તસ્સ ઉત્તરી=કરણેણં, પાયચ્છિત્ત કરણેણં, વિસોહીકરણેણં, વિસલ્લીકરણેણં, પાવાણં કમ્માણં નિગ્ઘાયણટ્ઠાએ, ઠામિ કાઉસ્સગ્ગં. ૮. ઇતિ. ૬.

**૫-૬ ભાવાર્થ**—આથી હાલતાં ચાલતાં લાગેલાં પાપને દૂર કરવામાં આવે છે.

## ૭. અથ અન્નત્થ ઊસસિએણં.

**અન્નત્થ** ઊસસિએણં; નીસસિએણં; ખાસિએણં; છીએણં; જંભાઇએણં; ઉડ્ડુએણં, વાયનિસગ્ગેણં, ભમલીએ, પિત્તમુચ્છાએ. ૧. સુહુમેહિં અંગસંચાલેહિં; સુહુમેહિં

ખેલસંચાલેહિં; સુહુમેહિં દિટ્ઠિસંચાલેહિં. ૨. એવમાઇએહિં, આગારેહિં, અભગ્ગો, અવિરાહિઓ, હુજ્જ મે કાઉસ્સગ્ગો. ૩. જાવ અરિહંતાણં ભગવંતાણં નમુક્કારેણં ન પારેમિ. ૪. તાવ કાયં, ઠાણેણં, મોણેણં, ઝાણેણં, અપ્પાણં, વોસિરામિ. ૫. ઇતિ. ૭.

૭ **ભાવાર્થ**—આમાં કાઉસ્સગ્ગના બાર આગાર ( છૂટ ) નું વર્ણન છે. બીજા ચાર આગારો છે.

## ૮. અથ લોગસ્સ ( નામસ્તવ ) સૂત્ર.

લોગસ્સ ઉજ્જોઅગરે, ધમ્મતિત્થયરે જિણે; અરિહંતે કિત્તઇસ્સં, ચઉવીસંપિ કેવલી. ૧. ઉસભમજિઅંચ વંદે, સંભવમભિણંદણં ચ સુમઇં ચ; પઉમપ્પહં સુપાસં, જિણં ચ ચંદપ્પહં વંદે. ૨. સુવિહિં ચ પુપ્ફદંતં, સિઅલ-સિજ્જંસ-વાસુપૂજ્જં ચ; વિમલમણંતં ચ જિણં, ધમ્મં સંતિં ચ વંદામિ. ૩. કુંથું અરં ચ મલ્લિં, વંદે મુણિસુવ્વયં નમિજિણં ચ; વંદામિ રિટ્ઠનેમિં, પાસં તહ વદ્ધમાણં ચ. ૪. એવં મએ અભિથુઆ, વિહુયરયમલા પહીણજરમરણા; ચઉવીસંપિ જિણવરા, તિત્થયરા મે પસીયંતુ. ૫. કિત્તિય-વંદિય-મહિયા, જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા; આરૂગ્ગ-બોહિલાભં, સમાહિવરમુત્તમં દિંતુ. ૬. ચંદેસુ નિમ્મલયરા, આઇચ્ચેસુ અહિયં પયાસયરા; સાગરવરગંભીરા, સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ. ૭. ઇતિ. ૮.

૮ **ભાવાર્થ**—આ સૂત્રમાં ચોવીશ તીર્થંકરની નામપૂર્વક સ્તુતિ કરવામાં આવી છે.

### ૯. અથ (કરેમિ ભંતે) સામાયિકનું પચ્ચક્ખાણ.

કરેમિ ભંતે! સામાઇઅં સાવજ્જં જોગં પચ્ચક્ખામિ, જાવ નિયમં પજ્જુવાસામિ. દુવિહં, તિવિહેણં, મણેણં, વાયાએ, કાએણં, ન કરેમિ, ન કારવેમિ, તસ્સ ભંતે પડિક્કમામિ, નિંદામી, ગરિહામિ, અપ્પાણં વોસિરામિ. ઇતિ. ૯.

૯ **ભાવાર્થ**—આ સામાયિક લેવાનું પચ્ચક્ખાણ છે. એમાં સામાયિક લઇને નિંદા, વિકથા વગેરે ન કરવું તે બતાવ્યું છે.

### ૧૦. અથ સામાઇઅ-વયજુત્તો (સામાયિક પારવાનું).

સામાઇઅ-વયજુત્તો, જાવ મણે હોઇ નિયમસંજુત્તો; છિન્નઇ અસુહં કમ્મં, સામાઇઅ જત્તિઆ વારા. ૧. સામાઇઅંમિ ઉ કએ, સમણો ઇવ સાવઓ હવઇ જમ્હા; એએણ કારણેણં, બહુસો સામાઇઅં કુજ્જા. ૨. સામાયિક વિધિએ લીધું, વિધિએ પાર્યું, વિધિ કરતાં જે કોઇ અવિધિ હુઓ હોય, તે સવિ હું મન વચન કાયાએ કરી મિચ્છામિ દુક્કડં. ઇતિ. ૧૦.

૧૦ **ભાવાર્થ**—આમાં સામાયિક એ બે ઘડીનું ચારિત્ર છે તે બતાવ્યું છે અને તેથી તેનું વારંવાર કરવાપણું બતાવ્યું છે. આ સામાયિક પારતી વખતે બોલાય છે.

### ૧૧. અથ જગચિંતામણિ ચૈત્યવંદન.

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચૈત્યવંદન કરું? ઇચ્છં. જગચિંતામણિ જગનાહ, જગગુરુ જગરક્ખણ, જગબંધવ જગસત્થવાહ, જગભાવવિઅક્ખણ, અટ્ઠાવય-સંઠવિઅરૂવ, કમ્મટ્ઠવિણાસણ, ચઉવીસંપિજિણવર જયંતુ, અપ્પડિહયસાસણ. ૧. કમ્મભૂમિહિં કમ્મભૂમિહિં, પઢમ-સંઘયણિ; ઉક્કોસય સત્તરિસય, જિણવરાણ વિહરંત લબ્ભઇ. નવકોડિહિં કેવલિણ, કોડિ સહસ્સ નવ સાહુ ગમ્મઇ; સંપઇ

જિણવર વીસ મુણિ, બિહું કોડિહિં વરનાણ. સમણહ-કોડિ-સહસ-દુઅ, થુણિજ્જઇ નિચ્ચ વિહાણિ. ૨. જયઉ સામિય ! જયઉ સામિય !, રિસહ સત્તુંજિ, ઉજ્જિંતિ પહુ ! નેમિજિણ ! જયઉ વીર ! સચ્ચઉરિમંડણ !. ભરૂઅચ્છહિં મુણિસુવ્વય !, મુહરિપાસ ! દુહ-દુરિય-ખંડણ; અવરવિદેહિં તિત્થયરા, ચિહું દિસિ વિદિસિ જિં કેવિ; તીઆણાગય-સંપઇઅ, વંદૂ જિણ સવ્વેવિ. ૩. સત્તાણવઇ-સહસ્સા, લક્ખા છપ્પન્ન અટ્ઠ-કોડિઓ; બત્તિસય બાસિયાઇં, તિયલોએ ચેઇએ વંદે. ૪. પનરસ કોડિ-સયાઇં, કોડી બાયાલ લક્ખઅડવન્ના; છત્તીસ-સહસ અસિઇં, સાસય-બિંબાઇં પણમામિ. ૫. ઇતિ. ૧૧.

૧૧ **ભાવાર્થ**—આ ચૈત્યવંદન ગૌતમસ્વામીએ રચેલું છે. એમાં અષ્ટાપદપર્વત ઉપર બિરાજમાન ચોવીશ તીર્થંકરોને તથા બીજા તીર્થંકરો તથા તીર્થોમાં રહેલા જિનોને નમસ્કાર કરવામાં આવેલ છે.

## ૧૨. અથ જંકિંચિ.

જંકિંચિ નામતિત્થં, સગ્ગે પાયાલિ માણુસે લોએ; જાઇં જિણબિંબાઇં, તાઇં સવ્વાઇં વંદામિ. ઇતિ. ૧૨.

૧૨ **ભાવાર્થ**—આમાં જે કોઈ નામરૂપે તીર્થ હોય તેને તથા ત્રણ લોકમાં રહેલી જિનપ્રતિમાઓને નમસ્કાર કરવામાં આવ્યો છે.

## ૧૩. અથ નમુત્થુણં (શક્રસ્તવ).

નમુત્થુણં, અરિહંતાણં ભગવંતાણં. ૧. આઇગરાણં, તિત્થયરાણં, સયંસંબુદ્ધાણં. ૨. પુરિસુત્તમાણં, પુરિસસીહાણં, પુરિસવરપુંડરીયાણં, પુરિસવરગંધહત્થીણં. ૩. લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિયાણં, લોગપઇવાણં,

લોગપજ્જોઅગરાણં. ૪. અભયદયાણં, ચક્ખુદયાણં, મગ્ગદયાણં, સરણદયાણં, બોહિદયાણં. ૫. ધમ્મદયાણં, ધમ્મદેસયાણં, ધમ્મનાયગાણં, ધમ્મસારહીણં, ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણં. ૬. અપ્પડિહયવરનાણદંસણધરાણં, વિયટ્ટછઉમાણં ૭. જિણાણં જાવયાણં, તિન્નાણં તારયાણં, બુદ્ધાણં બોહયાણં, મુત્તાણં મોઅગાણં. ૮. સવ્વન્નૂણં, સવ્વદરિસીણં, સિવ મયલ મરૂઅ મણંત મક્ખયમવ્વાબાહ મપુણરાવિત્તિ, સિદ્ધિગઇ નામધેયં ઠાણં સંપત્તાણં, નમો જિણાણં, જિયભયાણં. ૯. જે અ અઇઆ સિધ્ધા, જે અ ભવિસ્સંતિ ણાગએ કાલે; સંપઇ અ વટ્ટમાણા, સવ્વે તિવિહેણ વંદામિ. ૧૦. ઇતિ. ૧૩.

**૧૩ ભાવાર્થ**—ઇંદ્ર મહારાજ જ્યારે ભગવાનની સ્તુતિ કરે છે ત્યારે આ સૂત્ર બોલે છે. એમાં ભગવાનના ગુણોનું વર્ણન છે.

## ૧૪. અથ જાવંતિ ચેઇઆઇં.

જાવંતિ ચેઇઆઇં, ઉડ્ઢે અ અહે અ તિરિઅ-લોએ અ; સવ્વાઇઁ તાઇઁ વંદે, ઇહ સંતો તત્થ સંતાઇ. ૧. ઇતિ. ૧૪.

**૧૪ ભાવાર્થ**—આમાં ત્રણે લોકમાં રહેલી જિનપ્રતિમાઓને નમસ્કાર કર્યો છે.

## ૧૫. અથ જાવંત કેવિ સાહૂ.

જાવંત કેવિ સાહૂ, ભરહેરવયમહાવિદેહે અ; સવ્વેસિઁ તેસિઁ પણઓ, તિવિહેણ તિદંડવિરયાણ. ઇતિ. ૧૫.

**૧૫ ભાવાર્થ**—આમાં ભરત, ઐરાવત અને મહાવિદેહક્ષેત્રની અંદર રહેલા સર્વ સાધુસાધ્વીઓને નમસ્કાર કરવામાં આવે છે.

## ૧૬. અથ પરમેષ્ઠિનમસ્કાર.×

નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ. ઇતિ. ૧૬.

**૧૬ ભાવાર્થ**—આમાં પાંચ પરમેષ્ઠીઓને નમસ્કાર કર્યો છે. આ શ્રી સિદ્ધસેનદિવાકર સૂરિનું રચેલું છે.

## ૧૭. અથ ઉવસગ્ગહરં સ્તવ.

ઉવસગ્ગહરં પાસં, પાસ વંદામિ કમ્મઘણમુક્કં; વિસહરવિસનિન્નાસં, મંગલકલ્લાણઆવાસં. ૧. વિસહરફુલિંગમંતં, કંઠે ધારેઇ જો સયા મણુઓ; તસ્સ ગહરોગમારી-દુટ્ઠજરા જંતિ ઉવસામં. ૨. ચિટ્ઠઉ દૂરે મંતો, તુજ્ઝ પણામોવિ બહુફલો હોઇ; નરતિરિએસુ વિ જીવા, પાવંતિ ન દુક્ખદોગચ્ચં. ૩. તુહ સમ્મત્તે લદ્ધે, ચિંતામણિકપ્પપાયવબ્ભહિએ, પાવંતિ અવિગ્ઘેણં, જીવા અયરામરં ઠાણં. ૪. ઇઅ સંથુઓ મહાયસ ! ભત્તિબ્ભરનિબ્ભરેણ હિઅએણ; તા દેવ ! દિજ્જ બોહિં, ભવે ભવે પાસજિણચંદ!. ૫. ઇતિ. ૧૭.

**૧૭ ભાવાર્થ**—આ સ્તવમાં શ્રી પાર્શ્વનાથનું ગુણસ્તુતિરૂપ સ્તવન શ્રી ભદ્રબાહુસ્વામીનું રચેલું છે. તે સર્વ વિઘ્નોનો નાશ કરનાર છે.

## ૧૮. અથ જય વીયરાય ( પ્રાર્થના સૂત્ર ).

જય વીયરાય ! જગગુરુ! હોઉ મમં તુહ પભાવઓ ભયવં ! ભવનિવ્વેઓ મગ્ગાણુસારિયા ઇટ્ઠફલસિદ્ધી. ૧. લોગવિરુદ્ધચ્ચાઓ, ગુરુજણપૂઆ પરત્થકરણં ચ; સુહગુરુજોગો તવ્વયણ–સેવણા આભવમખંડા. ૨. વારિજ્જઇ જઇ વિ નિયાણ–બંધણં વીયરાય !તુહ સમયે; તહવિ મમ હુજ્જ સેવા, ભવે ભવે તુમ્હ ચલણાણં. ૩. દુક્ખઓ કમ્મક્ખઓ,

× પૂર્વાંતર્ગત હોઇ બોઓ ન બોલે.

સમાહિમરણં ચ બોહિલાભો અ; સંપજ્જઉ મહએઅં, તુહ નાહ ! પણામકરણેણં. ૪. સર્વમંગલમાંગલ્યં, સર્વ-કલ્યાણકારણમ્, પ્રધાનં સર્વ ધર્માણાં, જૈનંજયતિશાસનમ્. ૫. ઇતિ. ૧૮.

**૧૮ ભાવાર્થ**—આમાં પ્રભુની પાસે કેટલીએક ઉત્તમ પ્રાર્થના કરવામાં આવી છે.

### ૧૯. અથ અરિહંતચેઇઆણં (ચૈત્યસ્તવ) સૂત્ર.

અરિહંતચેઇઆણં,કરેમિ કાઉસ્સગ્ગં. ૧. વંદણવત્તિ-આએ, પૂઅણવત્તિઆએ, સક્કારવત્તિઆએ, સમ્માણવત્તિ-આએ, બોહિલાભવત્તિઆએ, નિરૂવસગ્ગવત્તિઆએ. ૨. સદ્ધાએ, મેહાએ, ધિઇએ, ધારણાએ, અણુપ્પેહાએ, વડ્ઢમાણીએ ઠામિકાઉસ્સગ્ગં. ૩. ઇતિ. ૧૯.

**૧૯ ભાવાર્થ**—આમાં જ્યાં દેવવંદન કરતા હોઇએ તે એક દહેરાની પ્રતિમાઓને વંદન કરવામાં આવ્યું છે.

### *૨૦. કલ્લાણકંદં (પંચ જિન) સ્તુતિ.

કલ્લાણકંદં પઢમં જિણિંદં, સંતિંતઓ નેમિજિણં મુણિંદં; પાસં પયાસં સુગુણિક્કઠાણં, ભત્તીઇ વંદેસિરિવ-દ્ધમાણં. ૧. અપારસંસારસમુદ્દપારં, પત્તા સિવં દિંતુ સુઇ-ક્કસાર ; સવ્વેજિણિંદા સુરવિંદવંદા, કલ્લાણવલ્લીણવિસાલ-કંદા. ૨. નિવ્વાણમગ્ગે વરજાણકપ્પં, પણાસિયાસેસકુવા-ઇદપ્પં; મયં જીણાણં સરણં બુહાણં, નમામિ નિચ્ચંતિ-જગપ્પહાણં. ૩. કુંદિંદુગોક્ખીરતુસારવન્ના, સરોજહત્થા

* સ્તુતિ (થોય)ની પહેલી ગાથામાં જેનો વિષય હોય તેની, બીજી ગાથામાં સર્વ જિન, ત્રીજીમાં જ્ઞાન અને ચોથામાં શાસનદેવીની સ્તુતિ હોય છે.

કમલે નિસન્ના; વાએસિરી પુત્થય વગ્ગહત્થા, સુહાય સા અમ્હ સયા પસત્થા. ૪. ઇતિ. ૨૦.

૨૦ ભાવાર્થ—આ શ્રી ઋષભદેવ, શાન્તિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને મહાવીરસ્વામીની સ્તુતિ છે.

## ૨૧. અથ સંસારદાવા સ્તુતિ.

સંસારદાવાનલદાહનીરં, સંમોહધૂલીહરણે સમીરં; માયારસાદારણસારસીરં, નમામિ વીરં ગિરિસારધીરં. ૧. ભાવાવનામસુરદાનવમાનવેન, ચૂલાવિલોલકમલાવલિમાલિતાનિ; સંપૂરિતાભિનતલોકસમીહિતાનિ, કામં નમામિ જિનરાજપદાનિ તાનિ. ૨. બોધાગાધં સુપદપદવી–નીરપૂરાભિરામં, જીવાહિંસા–વિરલલહરી–સંગમાગાહદેહં; ચૂલાવેલં ગુરુગમમણિસંકુલં દૂરપારં, સારં વીરાગમજલનિધિં સાદરં સાધુ સેવે. ૩. આમૂલાલોલ ધૂલીબહુલપરિમલાલીઢલોલાલિમાલા, ઝંકારારાવસારા મલદલકમલાગારભૂમિનિવાસે!; છાયાસંભારસારે ! વરકમલકરે ! તારહારાભિરામે!, વાણીસંદોહદેહે! ભવવિરહવરં દેહિ મે દેવિ ! સારમ્. ૪. ઇતિ. ૨૧.

૨૧ ભાવાર્થ—આ શ્રી મહાવીરસ્વામીની સ્તુતિ આચાર્ય શ્રી હરિભદ્રસૂરિની રચેલી છે.

## ૨૨. અથ સ્નાતસ્યા સ્તુતિ.

સ્નાતસ્યાપ્રતિમસ્ય મેરુશિખરે શચ્યા વિભોઃ શૈશવે, રૂપાલોકનાવિસ્મયાહૃતરસભ્રાંત્યાભ્રમચ્ચક્ષુષા; ઉન્મૃષ્ટં નયનપ્રભાધવલિતં ક્ષીરોદકાશંકયા, વક્ત્રં યસ્ય પુનઃ પુનઃ સ જયતિ શ્રીવર્ધમાનો જિનઃ. ૧. હંસાંસાહતપદ્મરેણુકપિશક્ષીરાર્ણવાંભોભૃતૈઃ, કુંભૈરપ્સરસાં પયોધરભરપ્રસ્પર્દ્ધિભિઃ

નિરગુણને પણ સાહેબ તારે, તસ ભક્તિ ગહગહિસું રે. જિન૦ વી૦ ૨૨. પામી બોધ ન પાલે મૂરખ, માગે બોધ વિચાલે; લહિયે તેહ કહો કુણ મૂલે, બોલ્યું ઉપદેશમાલેરે. જિન૦ વી૦ ૨૩. આણા પાલે સાહેબ તૂસે, સકલ આપદા કાપે; આણાકારી જે જન માગે, તસ જસ લીલા આપે રે. જિન૦ વી૦ ૨૪.

ઢાલ બીજી

કોઇ કહે અમે ગુરુથી તરસું, જિમ નાવાથી લોહા રે; તે મિથ્યા ન લહે સહવાસે, કાચપાચની સોહા રે. ૧. શ્રી સીમંધર સાહિબ સુણજો, ભરતક્ષેત્રની વાતો રે; લહું દેવ કેવલ રતિ ઇણ યુગે, હું તો તુજ ગુણ રાતો રે. શ્રી સી૦ ૨. કોઈ કહે જે ગચ્છથી ન ટળ્યા, તે નિર્ગુણ પણ સાધો રે; નાતિ માંહે નિર્ગુણ પણ ગણીયે, જશ નહીં નાતિબાધો રે. શ્રી સી૦ ૩. ગુણ અવગુણ ઇમ સરિખા કરતો, તે જિનશાસન વૈરી રે; નિર્ગુણ જો જિન છંદે ચાલે, તો ગચ્છ થાએ સ્વૈરી રે. શ્રી સી૦ ૪. નિર્ગુણનો ગુરુ પક્ષ કરે જે, તસ ગચ્છ ત્યજવો દાખ્યો રે; તે જિનવર મારગનો ઘાતક, ગચ્છાચારે ભાખ્યો રે. શ્રી સી૦ ૫. વિષમ કાળમાં નિર્ગુણ ગચ્છે, કારણથી જો વસીયે રે; દ્રવ્ય થકી વ્યવહારે ચલીયે, ભાવે નવિ ઉલ્લસીયે રે. શ્રી સી૦ ૬. જિમ કુવૃષ્ટિથી નગર લોકને, ઘેલા દેખી રાજા રે; મંત્રી સહિત ઘેલા હોઈ છેકા, પણ મનમાંહે તાજા રે. શ્રી સી૦ ૭. ઇમ ઉપદેશપદે એ ભાખ્યું, તિહાં મારગ અનુસારિ રે; જાણીને ભાવે આદરીયે, કલ્પભાષ્ય નિરધારી રે. શ્રી સી૦ ૮. જ્ઞાનાદિક ગુણવંત પરસ્પર, ઉપગારે આદરવો રે; પંચ વસ્તુમાં ગચ્છ સુગુણને, અવર કહ્યો છે ત્યજવો રે. શ્રી સી૦ ૯. જે નિર્ગુણ ગુણ રત્નાકરને, આપ સરિખા દાખે રે; સમકિત સાર રહિત તે જાણો, ધર્મદાશ ગણી ભાખે રે. શ્રી સી૦ ૧૦. કોઇ કહે જે બકુસ કુશીલા, મૂલોત્તર પડિ સેવી રે; ભગવઈ અંગે ભાખ્યા તેથી, અંતવાત નવિ લેવી રે. શ્રી સી૦ ૧૧. તે મિથ્યા નિઃકારણ સેવા, ચરણ ઘાતીની ભાખી રે; મુનિને તેહ ન સંભવ માત્રે, સત્તમઠાણું

સાખી રે. શ્રી સી૦ ૧૨. પાડ સેવા વચને તે જાણો, અતિચાર બહુ લાઇ રે; ભાવ બહુલતેયે તે ટાળે, પંચ વસ્તુ મુનિ ધ્યાઇ રે. શ્રી સી૦ ૧૩. સહસા દોષ લગે તે છૂટે, સંયતને તતકાલે રે; પચ્છિતે આકુટ્ટિયે કીધું, પ્રથમ અંગની ભાલે રે. શ્રી સી૦ ૧૪. પાયચ્છિત્તાદિક ભાવ ન રાખે, દોષ કરી નિઃસૂકો રે; નિદ્ધંધસ સેઢીથી હેઠો, તે મારગથી ચૂકો રે. શ્રી સી૦ ૧૫. કોઇ કહે જે પાતિક કીધાં, પડિક્કમતાં છૂટીજે રે; તે મિથ્યા ફલ પડિક્કમણાનું, અપુણ કરણથી લીજે રે. સી૦ ૧૬. મિથ્યા દુક્કડ દેઇ પાતિક, તે ભવો જે સેવે રે; આવશ્યક સાખે તે પરગટ, માયા મોસને સેવે રે. શ્રી સી૦ ૧૭. મૂલ પદે પડિક્કમણું ભાખ્યું, પાત તણું અણુ કરવું રે; શક્તિ ભાવ તણે અભ્યાસે, જે જસ અર્થે વરવું રે. શ્રી સી૦ ૧૮.

ઢાલ ત્રીજી

દેવ તુઝ સિદ્ધાંત મીઠો, એક મને ધરિએ; દુષ્ટ આલંબન નિહાલી, કહો કેમ તરિએ. દેવ તુઝ૦ ૧. દુષ્ટ આલંબન ધરે જે, ભગ્ન પરિણામિ; તેહ આવશ્યકે ભાખ્યા, ત્યજે મુનિ નામિ. દેવ તુઝ૦ ૨. નિયત વાસ વિહાર ચૈત્યે, ભક્તિના ધંધો; મૂઢ અજ્જા લાભ થાપે, વિગય પડિબંધો. દેવ તુઝ૦ ૩. કોઇ ઉગ્ર વિહાર ભાગા, સંયમ આયરિઓ; નિયતવાસ ભજે બહુ શ્રુત, સુણિઓ ગુણદરિઓ. દેવ તુઝ૦ ૪. ન જાણે તે ખીણ જંઘા, બલ થિવિર તેહો; ગોચરીના ભાગ કલ્પી, બહુ રહ્યો જેહો. દેવ તુઝ૦ ૫. ચૈત્ય પૂજા મુક્તિ મારગ, સાધુને કરવી; જિણે કીધી વયર મુનિવર, ચૈત્ય વાસ ઠવી. દેવ તુઝ૦ ૬. તીર્થ ઉન્નતિ અન્ય શાસન, મલિનતા ટાળે; પૂર્વ અવિચ્ચિત પુણ્ય મહિમા તેહ નવિ જાણે. દેવ તુઝ૦ ૭ ચૈત્ય પૂજા કરત સંયત, દેવ ભોઇ કહ્યો; શુભ મને પણ માર્ગ નાશિ, મહાનિશીથે લહ્યો. દેવ તુઝ૦ ૮. પુષ્ટ કારણ વિના મુનિ નવિ, દ્રવ્ય અધિકારી; ચૈત્ય પૂજાયે ન પામે, ફલ અનધિકારી. દેવ તુઝ૦ ૯. માર્ગ અનિત્ય પૃત્ત અજ્જા, લાભથી લાગા; કહે નિજ લાભે અતૃપ્તા, ગોચરી ભાગા. દેવ તુઝ૦ ૧૦ ન જાણે ગ્રા.

શિષ્ય અવમે, થિવિર બલ હીણો; સુગુણ પરિચિત સંયતિ કૃત, પિંડ વિધિ લીણો. દેવ તુઝ૦ ૧૧. વિગય લેવી નિત્ય સૂજે, લષ્ટ પુષ્ટ ભણે; અન્નથા કિમ દોષ એહનો, ઉદાયન ન ગણે. દેવ તુઝ૦ ૧૨. ઉદાયન રાજર્ષિ તનુ નવિ, સીત લુક્ષ સહે; તેહ વ્રજમાં વિગય સેવે, ઈસ્યું તે ન લહે. દેવ તુઝ૦ ૧૩. લોક આલંબને ભરિઆ, જન અસંયતને; તેહ જગમાં કાંઇ દેખે, ધરે તેહ મને. દેવ તુઝ૦ ૧૪. શિથિલ આલંબન ગહે મુનિ, મંદ સંવેગી; સંયતા લંબન સુજસ ગુણ, તીવ્ર સંવેગી. દેવ તુઝ૦ ૧૫.

## ઢાલ ચોથી

સુણજો સીમંધરસ્વામી, વળી એક કહું શિર નામી; મારગ કર્તાને પ્રેરે, દુર્જન જે દૂષણ હેરે. ૧. કહે નિજ સાખે વ્રત પાલો, પણ ધર્મદેશના ટાળો; જન મેલ્યાનું શું કામ, બહુ બોલ્યું નિંદા ઠામ. ૨. એમ કહેતાં મારગ ગોપે, ખોટું દૂષણ આરોપે; જે નિર્ભય મારગ બોલે, તે કહ્યો દ્વીપને તોલે. ૩. અજ્ઞાની ગારવ રસિયા, જે જન છે કુમતે ગ્રસીયા; તેહનો કુણ ટારણહાર, વિણ ધર્મદેશના સાર. ૪. ગીતારથ જયણાવંત. ભવભીરુ જેહ મહંત; તસ વયણે લોકે તરીયે. જેમ પ્રવહણથી ભરદરીયે. ૫. બીજા તો બોલી બોલે, શું કીજે નિર્ગુણ ટોલે; ભાષા કુશીલનો લેખો, જન મહાનિસીથે દેખો. ૬. જન મેલનની નહીં ઇહા, મુનિ ભાખે મારગની રીહા; જો બહુ જન સુણવા આવે, તો લાભ ધર્મનો પાવે. ૭. તેહને જો મારગ ન ભાખે, તો અંતરાય ફલ ચાખે; મુનિ શકિત છતી નવિ ગોપે. વારે તેહને શ્રુત કોપે. ૮. નવિ નિંદા મારગ કહેતાં, સમપરિણામે ગહગહતાં; મુની અદ્દચરિત મન રંગે, જોઈ લીજે બીજે અંગે. ૯. કોઇ ભાખે નવિ સમજાવો, શ્રાવકને ગૂઢા ભાવો; તે જુઠ કહ્યા લદ્ધઠ્ઠા, શ્રાવક સૂત્રે ગહિયઠ્ઠા. ૧૦. કહે કોઇ નવિ સિ જોડી, શ્રુતમાં નહીં કાંઈ ખોડી; તે મિથ્યા ઉદ્ધત બાલા, શ્રુત જલધિ પ્રવેશે નાલા. ૧૧. પૂરવ સૂરીયે કીધી. તેણે જો નવિ કરવી સિદ્ધી; તો સર્વ કીધા ધર્મ, નવિ કરવા જોયો મર્મ. ૧૨. પૂરવ બુધને બહુમાને, નિજ શક્તિ

મારગ જ્ઞાને; ગુરૂ કુળ વાચીને જોડી, યુગતિ એહમાં નહી ખોડી. ૧૩. એમ શ્રુતનો નહી ઉચ્છેદ, એતો એક દેશનો ભેદ; એ અર્થ સુણી ઉલ્લાસે, ભવિ વરતે શ્રુત અભ્યાસે. ૧૪. ઇહાં દૂષણ એક કહાય, જે ખલને પીડા થાય; તો પણ એ નવી છોડીજે, જો સજ્જનને સુખ દીજે. ૧૫. તે પુણ્યે હોસે તોષ, તેહને પણ ઇમ નહી દોષ; ઉજમતાં હીયડે હીસી, જોઈ લીજે પહેલી વીશી. ૧૬. કહે કોઇક જૂદી રીતે, મુનિ ભિક્ષા ભાંજે ભીતે; તે જુઠું શુભમતિ ઇહે, મુનિ અંતરાયથી બીહે. ૧૭. જે જન છે અતિ પરિણામી, વળી જેહ નહી પરિણામી; તેહને નિતે સમજાવે, ગુરૂ કલ્પ વચન મન ભાવે. ૧૮. ખલ વયણ ગણે કુણ સૂરા, જે કાઢે પયમાં પૂરા; તુજ સેવામાં જો રહીયે, તો પ્રભુ જશ લીલા લહીયે. ૧૯.

## ઢાલ પાંચમી

વિષમ કાળને જોરે કેઈ, ઉઠ્યા જડમલધારી રે; ગુરૂગચ્છ છોડી મારગ લોપી, કહે અમે ઉગ્ર વિહારી રે. ૧. શ્રી જિન તું આલંબન જગને, તુજ વિણ કવણ આધારો રે; ભગત લોકને કુમતિ જલધિથી, બાંહિગ્રહિને તારો રે. શ્રી જિન૦ ૨. ગીતાર્થ વિણ ભૂલા ભમતાં, કષ્ટ કરે અભિમાને રે; પ્રાયેગંઠી લગે નવિ આવ્યા, તે ખૂતા અજ્ઞાને રે. શ્રી જિન૦ ૩. તેહ કહે ગુરૂગચ્છ ગીતારથ, પ્રતિબંધે શું કીજે રે; દર્શન જ્ઞાન ચરિત્ત આદરિયે, આપે આપ તરીજે રે. શ્રી જિન૦ ૪. નવિ જાણે તે પ્રથમ અંગમાં, આદિ ગુરૂકુલ વાસો રે; કહ્યો ન તે વિણ ચરણ વિચારો, પંચાશક નય ખાસો રે. શ્રી જિન૦ ૫. નિત્યે ગુરૂકુલ વાસે વસવું, ઉત્તરાધ્યયને ભાખ્યું રે; તેહને અપમાને વળી તેહમાં, પાપ શ્રમણપણું દાખ્યું રે. શ્રી જિન૦ ૬. દશવૈકાલિકે ગુરૂ શુશ્રૂષા, તસ નિંદા ફલ દાખ્યા રે; આવંતિમાં દ્રહસમ સદગુરૂ, મુનિકુલ મચ્છસમ ભાખ્યા રે. શ્રી જિન૦ ૭. ગુરૂ દૃષ્ટિ અનુસારે રહેતા, લહે પ્રવાદ પ્રવાદે રે; એ પણ અર્થ તિહાં મન ધરિયે, બહુ ગુણ સુગુરૂ પ્રસાદે રે. શ્રી જિન૦ ૮. વિનય વધે ગુરૂ પાસે વસતાં; જે જિન શાસન મૂલો રે; દર્શન

નિર્મળ ઉચિત પ્રવૃત્તિ, શુભ રાગે અનુકૂલો રે. શ્રી જિન૦ ૯. વૈયાવચ્ચે પાતિક ત્રુટે, ખંતાદિક ગુણ શક્તિ રે; હિતોપદેશે સુવિહિત સંગે, બ્રહ્મચર્યની ગુપ્તિ રે. શ્રી જિન૦ ૧૦. મન વાધે મૃદુ બુદ્ધિ કેરા, માર્ગ ભેદ ન હોવે રે; બહુ ગુણ જાણે એ અધિકારે, ધર્મ રયણ જે જોવે રે. શ્રી જિન૦ ૧૧. નાણ તણો સંભાગી હોવે, સ્થિર મન દર્શન ચરિત્તેરે; ન ત્યજે ગુરૂ કહિયે એ બુધ ભાખ્યું, આવશ્યક નિર્યુક્તે રે. શ્રી જિન૦ ૧૨. ભૌતપ્રતે જેમ બાણે હણતા, પગ અણફરસી સબરારે, ગુરૂ છાંડિ આહાર તણો ખપ, કરતા તેમ મુનિ નવરારે. શ્રી જિન૦ ૧૩. ગુરૂકુલ વાસે જ્ઞાનાદિક ગુણ, વાચંયમને વાધેરે; તો આહાર તણો પણ દૂષણ, ખપ કરતાં નવિ બાધેરે. શ્રી જિન૦ ૧૪. ધર્મ રતન ઉપદેશ પદાદિક, જાણી ગુરૂ આદરવોરે; ગચ્છ કહ્યો તેહનો પરિવારો, તે પણ નિત અનુસરવોરે. શ્રી જિન૦ ૧૫. સારણ વારણ પ્રમુખ લહીને, મુક્તિ માર્ગ આરાધેરે; સુખ વીર્ય તિહાં સુવિહિત કિરિયા, દેખાદેખે વાધેરે. શ્રી જિન૦ ૧૬. જલધી તણો સંક્ષોભ અસહતા, જેમ નીકળતા મીનારે; ગચ્છ સારણાદિક અણસહતા, તિમ મુનિ દુખિયા દીનારે. શ્રી જિન૦ ૧૭. કાક નર્મદાતટ જેમ મૂકી, મૃગ તૃષ્ણા જળે જાતારે; દુઃખ પામ્યા તેમ ગચ્છ તજીને, આપ મતિમુનિ થાતારે. શ્રી જિન૦ ૧૮. પાળ વિના જેમ પાણી ન રહે, જીવ વિના જેમ કાયારે; ગીતાર્થ વિણ તેમ મુનિ ન રહે, જૂઠ કષ્ટની માયારે. શ્રી જિન૦ ૧૯. અંધ પ્રતે જેમ નિર્મળ લોચન, મારગમાં લઇ જાયરે; તેમ ગીતારથ મૂરખ મુનિને, દૃઢ આલંબન થાયરે. શ્રી જિન૦ ૨૦. સમભાષી ગીતાર્થ નાણી, આગમ માંહે લહિયેરે; આતમ અરથી શુભમતિ સજ્જન, કહો તે વિણ કેમ રહિયેરે. શ્રી જિન૦ ૨૧. લોચન આલંબન જિન શાસન, ગીતારથ છે મેઢીરે; તે વિણ મુનિ ચઢતી સંયમની, આરોહે કેમ સેઢીરે. શ્રી જિન૦ ૨૨. ગીતારથને મારગ પૂછી, છાંડી જે ઉન્માદોરે; પાલે કિરિયા તે તુજ ભક્તિ, પામે જગ જશ વાદોરે. શ્રી જિન૦ ૨૩.

## ઢાલ છઠ્ઠી

પ્રથમ જ્ઞાન ને પછે અહિંસા, દશવૈકાલિક સાખિરે; જ્ઞાનવંત તે કારણ ભજિયે, તુજ આણા મન રાખીરે. સા૦ સુણજોરે. ૧. દ્રવ્ય ક્ષેત્રને કાળ ન જાણે, ભાવ પુરુષ પડિ સેવરે; નવિ ઉત્સર્ગ લહે અપવાદહ, અગીતાર્થ નિત મેવરે. સા૦ ૨. સચિત્ત અચિત્ત મિશ્ર નવિ જાણે, કલ્પ અકલ્પ વિચારરે; યોગ્ય ન જાણે નિજ નિજ ઠામે, દ્રવ્ય યથાસ્થિત સારરે. સા૦ ૩. ક્ષેત્ર ન જાણે તેહ યથાસ્થિત, જનપદ અધ્વ વિશેષરે; સુભિક્ષ દુભિક્ષ કલ્પ ન જાણે, કાળ વિચાર અશેષરે. સા૦ ૪. ભાવ હિઠ ગિલાણ ન જાણે, ગાઢ અગાઢહ કલ્પ રે; ખમતો અખમતો જન ન લહે. વસ્તુ અવસ્તુ અનલ્પરે. સા૦ ૫. જે આકુટ્ટી પ્રમાદે દર્પે, પડિ સેવા વળી કલ્પરે; નવિ જાણે તે તાસ યથાસ્થિત, પાયેચ્છિત્ત વિકલ્પરે. સા૦ ૬. નયણ રહિત જેમ અનિપુણ હેશે, પંથ નહું જેમ સથ્થરે; જાણે હું ઠામે પાચાવું, પણ નહિ તેહ સમથ્થરે. સા૦ ૭. અગીતાર્થ તેમ જાણે ગરવે, હું ચલવું સવિ ગચ્છરે; પણ તસ પાસે ગુણ ગણ આસે, હોઈ ગલાગલ મચ્છરે. સા૦ ૮. પચ્છિત્તે અતિ માત્ર દીએ જે, અપચ્છિત્તે પચ્છિત્તરે; આસાયણ તસ સૂત્રે બોલી, આસાયણ મિચ્છત્તરે. સા૦ ૯. તવસી અબહુ શ્રુત વિચરંતો, કરી દોષની શ્રેણિરે; નવિ જાણે તે કારણ તેહને, કેમ વાધે ગુણ શ્રેણિરે. સા૦ ૧૦ માર્ગ માત્ર જાણે જેમ પંથી, ન લહી તાસ વિશેષરે; લિંગાચાર માત્ર તે જાણે, પામે મૂઢ ક્લેશરે. સા૦ ૧૧. ભેદ લહ્યા વિણ નાના પરિણતિ, મુનિ મનની ગત બોધરે; ખિણ રાતા ખિણ તાતા થાતા, અંતે ઉપાઈ વિરોધરે. સા૦ ૧૨. પથ્થર સમ પામર આદરતાં, મણિ સમ બુધ જન છોડિરે; ભેદ લહ્યા વિણ આગમ સ્થિતિનો, તે પામે બહુ ખોડિરે. સા૦ ૧૩. જ્ઞાન ભક્તિ ભાંજી અણલહેતાં, જ્ઞાન તણા ઉપચારરે; આસાસારે સારગુ લોપે, ચરણ કરણના સારરે. સા૦ ૧૪. ઉત્કર્ષે તેહને દે શિક્ષા, ઉદાસીન જે સારરે; પુરુષ વચન તેહને તે બોલે, અંગ કહે આચાર રે. સા૦ ૧૫. અમ્હ સરિખાહો જે તુમ જાણો, નહીં

તોસ્યા તુમ બોલરે; એમ ભાખી જાત્યાદિક દૂષણ, કાઢે તેહ નીટોલરે. સા० ૧૬. પાસથ્થાદિ દૂષણ કાઢી. હિલે જ્ઞાની તેહરે; યથા છંદતા વિણ ગુરૂ આણા, નવિ જાણે નિજને હરે. સા० ૧૭. જ્ઞાનીથી તેમ અલગા રહેતા, હંસ થકી જેમ કાકરે; ભેદ વિનયના બાવન ભાખ્યા, ન લહે તસ પરિપાકરે. સા० ૧૮ સર્વ ઉદ્યમે પણ તમ બહુ ફલ, પડે કષ્ટ અજ્ઞાણરે; સૂત્ર અભિન્ન તણે અનુસારે, ઉપદેશમાલા વાણીરે. ૧૯. તે તો ઋજુ ભાવે એકાકી, ચાલે તેહને જુત્તરે; વાચ્ય કુવાસન જે અકવાસન, દેશારાધક ઉત્તરે. સા० ૨૦. અજ્ઞાની ગુરૂ તણે નિયોગે, અથવા શુભ પરિણામ રે; કમ્મપયડી સાખે સુદષ્ટિ, કહિયે એહનો ઠામ રે. સા० ૨૧ જે તો હઠથી ગુરૂને છાંડિ, ભગ્ન ચરણ પરિણામ રે; સર્વ ઉદ્યમે પણ તસ નિશ્ચય, કાંઈ ન આવે કામ રે. સા० ૨૨. આણારૂચી વિણ ચરણ નિષેધે, પંચાશક હરિભદ્ર રે; વ્યવહારે તો થોડું લેખે, જેહ સક્કારે સદ્દ રે. સા० ૨૩. શિષ્ય કહે જો ગુરૂ અજ્ઞાની, ભજતા ગુણનિધિ જાણી રે; જો સુવાસના તો કિમ ત્યજતા, તેને અવગુણ જાણી રે. સા० ૨૪. ગુરૂ બોલે શુભવાસન કહિયે, પન્નવણિજ્જસુ ભાવ રે; તે આયત્તપણે છે આધે, જશ મને ભદ્રક ભાવે રે. સા० ૨૫. સૂધું માની સૂધું થાતા, ચઉભંગી આચાર રે; ગુરૂ કહણે તેહમાં ફલ જાણી. લહીયે સુજશ અપાર રે. સા० ૨૬.

## ઢાલ સાતમી

કોઇ કહે ગુરૂગચ્છ ગીતારથ સારથ શુદ્ધ, માનુ પણ નવિ દિસે જોતાં કાંઈ વિબુદ્ધ; નિપુણ સહાય વિના કહ્યો સૂત્રે એક વિહાર, તેહથી એકાકી રહેતાં નહી દોષ લગાર. ૧. અણદેખંતા આપમાં તે સવિ ગુણનો યોગ, કિમ જાણે પરમાં વ્રત ગુણનો મૂલ વિયોગ; છેદ દોષતાઇ નવિ કહ્યા પ્રવચને મુનિ દુઃશીલ, દોષ લવે પણ થિર પરિણામી બકુસ કુશીલ. ૨. જ્ઞાનાદિક ગુણ પણ ગુરુવાદિક માંહે જોય, સર્વ પ્રકારે નિર્ગુણ નવિ આદરવા હોય; તે છાંડે ગીતારથ જે જાણે વિધિ સર્વ, ગ્લાનૌષધ દૃષ્ટાંતે મૂઢ ધરે મન ગર્વ. ૩.

તે કારણુ ગીતારથને છે એક વિહાર, અગીતારથને સર્વ પ્રકારે તે સાર; પાપ વરજતો કામ અસજતો ભાખ્યો જેહ, ઉત્તરાધ્યયને ગીતારથ એકાકી તેહ. ૪. પાપ તણું પરિવર્જનને વળી કામ અસંગ, અજ્ઞાનીને નવિ હુએ તે નવિ જાણે ભંગ; અજ્ઞાની શું કરશે શું લેશે શુભ પાપ, દશવૈકાલિક વયણે પંચાશક આલાપ. ૫. એક વિહારે દેખો આચારે સંવાદ, બહુ ક્રોધાદિક દૂષણુ વળી અજ્ઞાન પ્રમાદ; વલિય વિશેષે વાર્યો છે અવ્યક્ત વિહાર, પંખી પોત દૃષ્ટાંતે જાણો પ્રવચન સાર. ૬. એકાકિને સ્ત્રી રિપુશ્વાન તણો ઉપઘાત, ભિક્ષાની નવિ શુદ્ધિ મહાવ્રતનો પણ ઘાત; એકાકિ સ્વચ્છંદપણે નવિ પામે ધર્મ, નવિ પામે પૃચ્છાદિકવિણુ તે પ્રવચન મર્મ. ૭. સુમતિ ગુપતિ પણુ ન ધરે એકાકી નિ:શંક, ભાવ પરાવર્તે આલંબન ધરે સંપર્ક; જુદા જુદા થાતા થિવિર કલ્પનો ભેદ, ડોલાએ મન લોકના થાએ ધર્મ અચ્છેદ. ૮. ટોલે પ્રણુ જો ભોલે અંધ પ્રવાહ નિપાંત, આણાવિણુ નવિ સંઘ છે અસ્થિતણો સંઘાત; તો ગીતારથ ઉદ્ધરે જેમ હરી જળથી વેદ, અગીતારથ નવિ જાણે તે સવિ વિધિનો ભેદ. ૯. કારણુથી એકાકીપણું પણુ ભાખ્યું તાસ, વિષમ કાળમાં તો પણુ રૂડો ભેળો વાસ; પંચ કલ્પ ભાષ્યે ભણ્યું આતમ રક્ષણુ એમ, શાલિ એરંડતણું એમ ભાંગે લહિએ ખેમ. ૧૦. એકાકી પાસથ્થો સ્વચ્છંદો ગત યોગ, ઠાણુવાસી ઉસન્નો બહુ દૂષણુ સંયોગ; ગચ્છવાસી અણુયોગી ગુરૂ સેવી વળી હોય, અનિયત વાસી આઉત્તો બહુ ગુણુ એમ જોય. ૧૧. દોષહાણી ગુણુ વૃદ્ધિ જયણા ભાખે સૂરિ, તે શુભ પરિવારે હુયે વિઘન ટલે સવિ દૂર; દેવ ફલે જો આંગણે તુજ કરૂણા સુરવેળ, શુભ પરિવારે લહિયે તો સુખ જસ રંગરેલ. ૧૨.

## ઢાલ આઠમી

કોઈ કહે સિદ્ધાંતમાંજી, ધર્મ અહિંસા સાર; આદરિયે તે એકલીજી, ત્યજીયે બહુ ઉપચાર; મનમોહન જિનજી, તુજ વયણે મુઝ રંગ. ૧. નવિ જાણે તે સર્વ ત્યજીને, એક અહિંસા રંગ;

કેવલ લૌકિક નીતિ હોવે, લોકોત્તર પંથ ભંગ. મન૦ ૨. વનમાં વસતા બાળ તપસ્વી, ગુરૂનિશ્રા વિણ સાધ; એક અહિંસાયે તે રાચે, ન લહે મર્મ અગાધ. મન૦ ૩. જીવાદિક જેમ બાળ તપસ્વી, અણજાણંતો મૂઢ; ગુરૂ લઘુ ભાવ તથા અણલહેતો, ગુરૂવર્જિત મુનિગૂઢ. મન૦ ૪. ભાવ મોચક પરિણામ સરિખો, તેહનો શુભ ઉદ્દેશ; આણા રહિતપણે જાણીજે, જોઇ પદ ઉપદેશ. મન૦ ૫. એક વચન ઝાલીને છાંડે, બીજા લૌકિક નીતિ; સકલ વચન નિજ ઠામે જોડે, એ લોકોત્તરનીતિ. મન૦ ૬. જિનશાસન છે એક ક્રિયામાં, અન્ય ક્રિયા સંબંધ; જેમ ભાખી જે ત્રિવિધ અહિંસા, હેતુ સ્વરૂપ અનુબંધ મન૦ ૭. હેતુ અહિંસા જયણા રૂપે, જંતુ અઘાત સ્વરૂપ; ફલ રૂપે જે તેહ પરિણમે, તે અનુબંધ સ્વરૂપ. મન૦ ૮. હેતુ સ્વરૂપ અહિંસા આપે, શુભ ફલ વિણુ અનુબંધ; દઢ અજ્ઞાન થકી તે આપે, હિંસાનો અનુબંધ. મન૦ ૯. નિન્હવ પ્રમુખ તણી જેમ કિરિયા, જેહઅહિંસા રૂપ; સુર દુરગતિ દેઈ તે પાડે, દુત્તર ભવજલ કૂપ. મન૦ ૧૦. દૂર્બલ નગ્નમાસ ઉપવાસી, જો છે માયા રંગ; તો પણ ગર્ભ અનંતા લેશે, બોલે બીજું અંગ. મન૦ ૧૧. નિંદિત આચરે જિન શાસન, જેહને હીલે લોક; માયા પહેલી તસ અજ્ઞાને, સર્વ અહિંસા ફોક. મન૦ ૧૨. સ્વરૂપથી નિરવદ્યત થાજે, છે કિરિયા સાવદ્ય; જ્ઞાન શક્તિથી તેહ અહિંસા, દિએ અનુબંધે સદ્ય. મન૦ ૧૩. જિનપૂજા અપવાદ પદાદિક, શીલ વ્રતાદિક જેમ; પુણ્ય અનુત્તર મુનિને આપી, દિએ શિવપદ બહુ ખેમ. મ૦ ૧૪. એહ ભેદ વિણુ એક અહિંસા, નવિહોવો થિરથંભ; યાવત યોગ ક્રિયા છે તાવત, બોલ્યો છે આરંભ. મન૦ ૧૫. લાગે પણ લગવે નહિ હિંસા, મુનીએ માયાવાણિ; શુભ કિરિયા લાગી જે આવે, તેમાં તો નહી હાણિ. મન૦ ૧૬. હિંસા માત્ર વિના જો મુનિને, હોય અહિંસક ભાવ; સૂક્ષ્મ એકેંદ્રિને હોવે, તો તે શુદ્ધ સ્વભાવ. મન૦ ૧૭. ભાવે જેહ અહિંસા માને, તે સવિ જોડે ઠામ; ઉત્સર્ગે અપવાદે વાણી, જિનની જાણું જામ. મન૦ ૧૮. કોઈ કહે ઉત્સર્ગે આણા, છાંદો છે અપવાદ; તે મિથ્યા

અણુ પામે અર્થે, સાધારણુ વિધિવાદ. મન૦ ૧૯. મુખ્યપણે જેમ લાવે આણા, તેમ તસ કારણ તેહ; કાર્ય ઇચ્છતો કારણ ઇચ્છે, એ છે શુભ મતિરેહ. મન૦ ૨૦. કલ્પે વચન કહ્યું અપવાદે, તે આણાનું મૂલ; મિશ્ર પક્ષ તે મુનિને ન ઘટે, તેહ નહીં અનુકૂલ. મન૦ ૨૧. અપુનર્બંધકથી માંડીને, જાવ ચરમ ગુણઠાણુ; ભાવ અપેક્ષાયે જિન આણા, મારગ ભાખ જાણ. માન૦ ૨૨. એક અહિંસામાં જે આણા, ભાખે પૂરવ સૂરિ; તે એકાંત મતિ નવિ ગ્રહિયે, તિહાં નયવિધિ છે ભૂરિ. મન૦ ૨૩. આતમ ભાવ હિંસ નથી, હિંસા સઘલાએ પાપ સ્થાન; તેહ થકી વિપરીત અહિંસા, તાસ વિરહનું ધ્યાન. મન૦ ૨૪. તસ ઉપાય જે જે આગમમાં, બહુ વિધ છે વ્યવહાર; તે નિઃશેષ અહિંસા કહિયે, કારણ ફલ ઉપચાર. મન૦ ૨૫. જીવ અજીવ વિષય છે હિંસા, નૈગમ નયમત જુત્ત; સંગ્રહ વ્યવહારે ખટકાયે, પ્રતિજીવે ૠજુ સૂત્ત. મન૦ ૨૬. આત્મરૂપ શબ્દ નય તિને, માને એમ અહિંસ; ઓઘવૃત્તિ જોઇને લહિયે, સુખ જસ લીલ પ્રશંસ. મન૦ ૨૭.

## ઢાલ નવમી

કાઇક સૂત્રજ આદરે, અર્થ ન માને સાર; જિનજી. આપમતિ અવલું કરે, ભૂલા તેહ ગમાર; જિનજી. તુઝ વયણે મન રાખીયે. ૧. પ્રતિમા લોપે પાપીઆ, યોગ અને ઉપધાન; જિ૦ ગુરૂનો વાસ ન સિર ધરે, માયાવિ અજ્ઞાન. જિ૦ તુઝ૦ ૨. આચરણા તેહની નવિ, કેતિ કહીયે દેવ; જિ૦ નિત ત્રુટે છે સાધતા, ગુરૂ વિણુ તેહની ટેવ. જિ૦ તુઝ૦ ૩. વૃત્તિ પ્રમુખ જોઇ કરી, ભાખે આગમ આપ; જિ૦ તેહજ મૂઢા ઓલવે, જેમ કુપુત્ર નિજ બાપ. જિ૦ તુઝ૦ ૪. વૃત્ત્યાદિક અણુમાનતા, સૂત્ર વિરાધે દીન; જિ૦ સૂત્ર અર્થ તદુ ભય થકી, પ્રત્યનીક કહ્યા તીન. જિ૦ તુઝ૦ ૫. અક્ષર અર્થજ એકલો, જો આદરતા ખેમ; જિ૦ ભગવઇ અંગે ભાખિઓ, ત્રિવિધ અર્થ તો કેમ. જિ૦ તુઝ૦ ૬. સૂત્ર અર્થ પહેલો બીજો, નિજ્જુત્તીયે મીશ; જિ૦ નિર્વિશેષ ત્રીજો વળી, ઇમ ભાખે જગદીશ. જિ૦ તુઝ૦ ૭. છાયા નર ચાલે

ચલે, રહે સ્થિતિ તસ જેમ; જિ૦ સૂત્ર અરથ ચાલે ચલે, રહે સ્થિતિ તસ તેમ. જિ૦ તુઝ. ૮. અર્થ કહે વિધિ વારણા, ઉભય સુત્ર જેમ ઠાણ; જિ૦ તેમ પ્રમાણ સામાન્યથી, નવિ પ્રમાણ અપ્રમાણ. જિ૦ તુઝ૦ ૯. અંધ પંગુ જેમ બે મલે, ચાલે અચ્છિત ઠાણ; સૂત્ર અર્થ જેમ જાણીયે, કલ્પ ભાષ્ય નિવાણ. જિ૦ તુઝ૦ ૧૦. વિધિ ઉદ્યમ ભયવર્ણના, ઉત્સગઙ અપવાદ; જિ૦ તદુભય અર્થે જાણીયે, સૂત્ર ભેદ અવિવાદ. જિ૦ તુજ૦ ૧૧. એહ ભેદ જાણ્યા વિના, કંખા મોહ લહંત; જિ૦ ભંગંતર પ્રમુખે કરી, ભાખ્યું ભયવઇ તંત. જિ૦ તુજ૦ ૧૨. પરિવાસિત વારી કરી, લેપન અશન અશેષ; જિ૦ કારણથી અતિ આદર્યા, પંચ કલ્પ ઉપદેશ. જિ૦ તુ૦ ૧૩. વર્ષાગમન નિવારીયું, કારણ ભાખ્યું તેહ; જિ૦ ઠાણંગે શ્રમણી તણું, અવલંબાદિક જેહ. જિ૦ તુ૦ ૧૪. આધા કર્માદિક નહી, બંધ તણો એકંત; સુયગડે તે કેમ ઘટે, વિણ વૃત્યાદિક તંત. જિ૦ તુજ૦ ૧૫. વિહરમાત ગણધર પિતા, જિન જનકાદિક જેહ; ક્રમ વળી આવશ્યક તણો, સૂત્ર માત્ર નાહી તેહ. જિ૦ તુઝ૦ ૧૬. અર્થ વિના કેમ પામીયે, ભાવ સકલ અનિબદ્ધ; જિ૦ ગુરૂ મુખ વાણી ધારતાં, હોવે સર્વ સુબદ્ધ. જિ૦ તુજ૦ ૧૭. પુસ્તક અર્થ પરંપરા, સઘલી જેહને હાથ; જિ૦ તે સુવિહિત અણ-માનતાં કેમ રહેસે નિજ આથ. જિ૦ તુઝ૦ ૧૮. સદગુરૂ પાસે શિખતાં, અર્થ માંહે ન વિરોધ; જિ૦ હેતુ વાદ આગમ પ્રતે, જાણે જેહ સુબોધ. જિ૦ તુઝ૦ ૧૯. અર્થે મત ભેદાદિકે, જેહ વિરોધ ગણંત; જિ૦ તે સૂત્રે પણ દેખશે, જો જોશે એકંત. જિ૦ તુઝ૦ ૨૦. સંહરતા જાણે નહી, વીર કહે એમ કલ્પ; જિ૦ સંહરતા પણ નાણનો, પ્રથમ અંગ છે જલ્પ. જિ૦ તુઝ ૨૧. ઋષભ કૂટ અડ જોયણો, જંબુ પન્નત્તિ સાર; જિ૦ બાર વળી પાઠાંતરે, મૂલ કહે વિસ્તાર. જિ૦ તુઝ૦ ૨૨ સત્તાવન સય મલ્લિને, મણનાણી સમવાય; જિ૦ આઠસયા જ્ઞાતા કહે, એ તો અવર ઉપાય. જિ૦ તુઝ ૨૩. ઉત્તરાધ્યયને સ્થિતિ કહી, અંતરમુહૂર્ત જઘન્ય; વેદ-

નીયની બારતે, પન્નવણામાં અન્ય. જિ૦ તુઝ ૨૪. અનુજોગ દ્વારે કહ્યા, જઘન નિક્ષેપાચાર; જિ૦ જીવાદિક તો નવિ ઘટે, દ્રવ્ય ભેદ આધાર. જિ૦ તુઝ૦ ૨૫. એમ બહુ વચન નયંતરે, કોઇ વાચના ભેદ; એમ અર્થે પણ જાણીયે, નવિ ધરીયે મન ખેદ. જિ૦ તુઝ૦ ૨૬. અર્થકારથી આજના, અધિકા શુભમતિ કોણ; જિ૦ તોલે અમિય તણે નાહ, આવે કહિયે લૂણ. જિ૦ તુઝ૦ ૨૭ રાજા સરીખું સૂત્ર છે, મંત્રી સરીખો અર્થ; જિ૦ એમાં એકે હેલીઓ, દિએ સંસાર અનર્થ. જિ૦ તુઝ૦ ૨૮. જે સમતોલે આચરે, સૂત્ર અર્થ શું પ્રીતિ; જિ૦ તે તુઝ કરૂણાયે વરે, સુખ જશ નિર્મલ નીતિ. જિ૦ તુઝ૦ ૨૯.

**ઢાલ દશમી**

જ્ઞાન વિના જે જીવને રે, ક્રિયામાં છે દોષ રે; કર્મ બંધ છે તેહથી રે, નહિ સમસુખ સંતોષરે; પ્રભુ તુઝ વાણી મીઠડી રે. ૧. મુઝ મન સહેજ સુહાય રે, અમીયસમી મન ધારતા રે; પાપ તાપ સવિ જાય રે, પ્રભુ તુઝ વાણી મીઠડી રે. ૨. લોક પંતિ કિરિયા કરે રે, મન મેલે અજ્ઞાણ રે; ભવ ઇચ્છાના જોરથી રે, વિણુ શિવ સુખ વિન્નાણ રે. પ્ર૦ મુ૦ ૩. કામ કુંભ સમ ધર્મનું રે, મૂલ કરી એમ તુચ્છ રે; જન રંજન કેવલ લહે રે, ન લહે શિવતરૂ ગુચ્છ રે. પ્ર૦ મુ૦ ૪. કરૂણા ન કરે હીનની રે, વિણ પણિહાણુ સનેહ રે; દ્વેષ ધરતા તેહ શું રે, હેઠા આવે તેહરે. પ્ર૦ મુ૦ ૫. એક કાજમાં નવિ ધરે રે, વિણુ પ્રવૃત્તિ સ્થિર ભાવ રે; જિહાં તિહાં મોહું ઘાલતાં રે, ધારે ઢોર સ્વભાવ રે. પ્ર૦ મુ૦ ૬. વિના વિઘન જય સાધુને રે, નવિ અવિચ્છિન્ન પ્રયાણ રે; કિરિયાથી શિવપુરી હોય રે, કેમ જાણે અજ્ઞાણ રે. પ્ર૦ મુ૦ ૭. શીત તાપ મુખ વિઘન છે રે, બાહેર અંતર વ્યાધિ રે; મિથ્યા દર્શન એહની રે, માત્રા મૃદુ મધ્યાધિ રે. પ્ર૦ મુ૦ ૮. આસન અશન જયાદિકે રે, ગુરુ યોગે જય તાસ રે; વિઘન જોર એ નવિ ટળે રે, વગર જ્ઞાન અભ્યાસ રે. પ્ર૦ મુ૦ ૯. વિનય અધિક ગુણ સાધુનો રે, મધ્યમનો ઉપગાર રે; સિદ્ધિ વિના હોવે નહી રે, કૃપા હીનની સાર રે. પ્ર૦ મુ૦ ૧૦ વિણુ વિનિયોગ ન સંભવે રે,

પરને ધર્મે યોગ રે; તેહ વિના જનમાંતરે રે, નહિ સંતતિ સંયોગ રે. પ્ર૦ મુ૦ ૧૧. કિરિયામાં ખેદે કરી રે દઢતા મનની નાહિ રે; મુખ્ય હેતુ તે ધર્મનો રે, જેમ પાણી કૃષિ માંહિ રે. પ્ર૦ મુ૦ ૧૨. બેઠા પણ જે ઉપજે રે, કિરિયામાં ઉદ્વેગ રે; યોગદ્વેષથી તે ક્રિયા રે, રાજ વેઠ સમ વેગ રે. પ્ર૦ મુ૦ ૧૩. ભ્રમથી જેહ ન સાંભરે રે, કાંઇ અકૃત કૃત કાજ રે; તેહથી શુભ કિરિયા થકી રે, અર્થ વિરોધી અકાજ રે. પ્ર૦ મુ૦ ૧૪. શાંતવાહિતા વિણ હોવે રે, જે યોયે ઉત્થાન રે; ત્યાગ યોગ છે તેહથી રે, અણછંડાતું ધ્યાન રે. પ્ર૦ મુ૦ ૧૫. વિચે વિચે બીજા કાજમાં રે, જાએ મન તે ખેપ રે; ઉખણુના જિમ શાલિનું રે, ફલ નહી તિહાં નિર્લેપરે. પ્ર૦ મુ૦ ૧૬. એકજ ઠામે રંગથી રે, કિરિયામાં આસંગ રે; તેહજ ગુણઠાણે થિતિ રે. તેહથી ફલ નહી ચંગ રે. પ્ર૦ મુ૦ ૧૭. માંડી કિરિયા અવગણી રે, બીજે ઠામે હર્ષ રે; ઇષ્ટ અર્થમાં જાણીયે રે, અંગારાનો વર્ષ રે. પ્ર૦ મુ૦ ૧૮. રોગ હોએ સમજણ વિના રે, પીડા ભંગ સુરૂપ રે; શુદ્ધ ક્રિયા ઉચ્છેદથી રે. તેહ વંધ્ય ફલ રુપ રે. પ્ર૦ મુ૦ ૧૯. માન હાનિથી દુઃખ દીએ રે. અંગ વિના જેમ ભોગ રે; શાંતોદાત્તપણા વિના રે, તેમ કિરિયાનો યોગ રે. પ્ર૦ મુ૦ ૨૦. શાંત તે કષાય અભાવથી રે. જે ઉદાત્ત તે ગંભીર રે; કિરિયા દોષ ત્યજી લહેરે, તે સુખ જશ ભર પીર રે. પ્ર૦ મુ૦ ૨૧.

## ઢાલ અગ્યારમી

એકવીસ ગુણ પરિણમે, જાસ ચિત્ત નિત મેવ; ધરમ રતનની યોગ્યતા, તાસ કહે વંદેવ. ૧. ખુદનહી વળી રૂપનિધિ, સોમ્મ જન પ્રિય ધન્ય; કૂર નહી ભીરૂ વળી, અસઠ સારદખિન્ન. ૨. લજ્જાલુઓ દયાલુઓ, સામદિઠિ મઝ્ઝત્થ; ગુણરાગી સતકથ્ય સુપખ્ખ, દીરઘદરશિઅથ્થ. ૩. વિશેષજ્ઞ વૃદ્ધાનુગત, વિનયવંત કૃતજાણ; પરહિતકારી લબ્ધ લખ્ખ, ગુણ એકવીસ પ્રમાણ. ૪. ખુદ નહી તે જેહ મને, અતિગંભીર ઉદાર; ન કરે જન ઉતાવળો, નિજપરના ઉપગાર. ૫. શુભ સંઘયણી રુપનિધિ, પૂરણ અંગ ઉપંગ; તે સમરથ સેજે ધરે,

ધર્મ પ્રભાવન અંગ. ૬. પાપ કર્મ વરતે નહી, પ્રકૃતિ સૌમ્ય જગમિત્ત; સેવનીક હોવે સુખ, પરને પ્રસમ નિમિત્ત. ૭. જન વિ-રૂદ્ધ સેવે નહી, જન પ્રિય ધર્મે સૂર; મલિન ભાવ મનથી તજી, કરી શકે અકુર. ૮. ઇહ પરલોક અપાયથી, બીહે ભીરૂક જેહ; અપયશથી વળી ધર્મનો, અધિકારી છે તેહ. ૯. અસઠ ન વંચે પર પ્રતે, લહે કીર્તિ વિશ્વાસ; ભાવસાર ઉદ્યમ કરે, ધર્મ કામ તે ખાસ. ૧૦. નિજ કાર્ય છાંડી કરી, કરે અન્ય ઉપકાર; સુદ ખિન્ન જન સર્વને, ઉપાદેય વ્યવહાર. ૧૧. અંગીકૃત ન ત્યજે ત્યજે, લજ્જાલુઓ અકાજ; ધરે દયાલુ ધર્મની, દયા મૂલની લાજ ૧૨. ધર્મ મર્મ અવિતત્થ લહે, સોમદિઠિ મઝુત્થ; ગુણ સંયોગ કરે સદા, વરજે દોષ અણુ-ત્થ. ૧૩. ગુણરાગી ગુણ સંગ્રહે, દ્વસે ન ગુણ અનંત; ઉવેખે નિર્ગુણ સદા, બહુ માને ગુણવંત. ૧૪. અશુભ કથા કલુષિત મતિ, નાસે રતન વિવેક; ધમ્માર્થિ સત કથ હુએ, ધર્મ નિદાન વિવેક. ૧૫. ધર્મ-શીલ અનુકૂલ યશ, સદાચાર પરિવાર; ધર્મ સુપખ્ખ વિઘને રહિત, કરી શકે તે સાર. ૧૬. માંડે સવિ પરિણામ હિત, દીરઘ દરશી કામ; લહે દોષ ગુણ વસ્તુના, વિશેષજ્ઞ ગુણધામ. ૧૭. વૃદ્ધાનુગત સુસંગતે, હોવે પરિણત બુદ્ધિ; વિનયવંત નિયમાં કરે, જ્ઞાનાદિકની શુદ્ધિ. ૧૮. ગુણ જોડે ગુરૂ આદરે, તત્ત્વબુદ્ધિ કૃત જાણ; પરહિતકારી પર પ્રતે, થાપે માર્ગ સુજાણ. ૧૯. શીખે લખે સુખે સકલ, લબ્ધ લક્ષ શુભ કાજ; એમ એકવીસ ગુણે વર્યો, લહે ધર્મનું રાજ. ૨૦. પૂરણ ગુણ ઉત્તમ કહ્યો, મધ્યમ પાદે હીન; અર્દ્ધ હીન જઘન્ય જન, અપર દરિદ્રી દીન. ૨૧. અરજેવરજી પાપને, એહ ધર્મ સામાન્ય; પ્રભુ તુઝ ભક્તિ જશ લહે, તેહ હોએ જન માન્ય. ૨૨.

### ઢાલ બારમી

એકવીસ ગુણ જેણે લહ્યા, જે નિજ મર્યાદામાં રહ્યા; તેહ ભાવ શ્રાવકના લહે, તસ લક્ષણ એ તું પ્રભુ કહે. ૧. કૃતવ્રત કર્મા શીલાધાર, ગુણવંતોને ઋજુ વ્યવહાર; ગુરૂ સેવીને પ્રવચન દક્ષ, શ્રાવક ભાવે એ પ્રત્યક્ષ. ૨. શ્રવણ જાણણા ગ્રહણ ઉદાર, પડિ

સેવા એ ચાર પ્રકાર; પ્રથમ ભેદના મન ધારીયે, અર્થ તાસ ઈમ અવતારીયે. ૩. બહુ માને નિસુણે ગિયથ્થ, પાસેભંગાદિક બહુ અથ્થ; જાણે ગુરૂ પાસે વ્રત ગ્રહે, પાલે ઉપસર્ગાદિક સહે. ૪. સેવે આય તણા ઉદ્દેશ; પરગ્રહ તજે અણુબ્ભડવેસ; વચન વિકાર ત્યજે શિશુલીલ, મધુર ભણે એ ખટ વિધ શીલ. ૫. આયતને સેવે ગુણ-પોષ, પરગૃહ ગમને વાધે દોષ; ઉદ્ભટવેષ ન શોભા લાગ, વચન વિકારે જાગે રાગ. ૬. મોહ તણો શિશુલીલાલિંગ, અનર્થ દંડ અછે એ ચંગ; કઠિણ વચનનું જલ્પન જેહ, ધર્મીને નહિ સમ્મત તેહ. ૭. ઉદ્યમ કરે સદા સઝાય, કરણ વિનયમાં સર્વ ઉપાય; અનભિનિવેશી રૂચિ જિન આણ, ધરે પંચગુણ એહ પ્રમાણ. ૮. સઝાયે ધારે વૈરાગ, તપ નિયમાદિક કરણે રાગ; વિનય પ્રભુ જે ગુણ નિધિ તણો, જેમ મન વાધે આદર ઘણો. ૯. અનભિનિવેશી અવિતત્થ ગણે, ગીતારથ ભાષીત જે સુણે; સદ્દહણાયે સુણવા ચાહ, સમકિતનો મોટો ઉચ્છાહ. ૧૦. અવિતથ કથન અવંચક ક્રિયા, પાતિક પ્રગટન મૈત્રી પ્રિયા; બોધ બીજ સદ્ભાવે સાર, ચાર ભેદ એ ઋજુ વિવહાર. ૧૧. ગુરૂ સેવી ચઉવિહ સેવના, કારણ સંપાદન ભાવના; સેવે અવસરે ગુરૂને તેહ, ધ્યાન યોગનો ન કરે છેહ. ૧૨. તિહાં પ્રવર્તાવે પર પ્રતે, ગુરૂ ગુણ ભાખે નિજપર છતે; સંપાદે ઔષધ મુખ વલી, ગુરૂ ભાવે ચાલે અવિચલી. ૧૩. સૂત્ર અર્થ ઉસ્સગ્ગ વવાય, ભાવે વ્યવહારે સોપાય; નિપુણપણું પામ્યો છે જેહ, પ્રવચનદક્ષ કહિજે તેહ. ૧૪. ઉચિત સૂત્ર ગુરૂ પાસે ભણે, અર્થ સુતીર્થે તેહનો સુણે; વિષય વિભાગ લહે અવિવાદ, વળી ઉત્સર્ગ તથા અપવાદ. ૧૫. પક્ષભાવ વિધિ માંહે ધરે, દેશકાળ મુખ જેમ અનુસરે; જાણે ગીતારથ વ્યવહાર, તેમ સવિ પ્રવચન કુશલ ઉદાર. ૧૬. કિરિયા ગત એ ખટ વિધ લિંગ, ભાખે તું જિનરાજ અભંગ; એ વિધિ શ્રાવક જે આચરે, સુખ જશ લીલા તે આદરે. ૧૭.

## ઢાલ તેરમી

ભાવ શ્રાવકના ભાખિયે, હવે સત્તર ભાવગત તેહો રે; નેહોરે,

પ્રભુ તુઝ વચને અવિચલ હોજો એ. ૧. ઇશ્થી ચંચલ ચિત્તથી, જે વાટ નરકની મોટી રે; ખોટી રે, છાંડે એ ગુણ ધુરે ગુણો એ. ૨. ઇંદ્રિય ચપલ તુરંગને, જે રૂંધે જ્ઞાનનીરા શિરે; ગારો રે, તે બીજો ગુણ શ્રાવક ધરે એ. ૩. કલેશતાણું કારણ ઘણું, જે અર્થ અસાર જ જાણે રે; આણે રે, તે ત્રીજો ગુણ નિજ સંનિધિ એ. ૪. ભવ વિડંબનામય અછે, વળી દુઃખરૂપી દુઃખહેતો રે; ચેતો રે, એમ ચોથો ગુણ અંગીકરે એ. ૫. ખણિ સુખ વિષય વિષોપમા, એમ જાણી નવી બહુ ઇહે રે; બીહે રે, તેથી પંચમ ગુણ વર્યો એ. ૬. તીવ્રારંભ તજે સદા, ગુણ છઠ્ઠાનો સંભગી રે; રાગી રે, નિરારંભ જનનો ઘણું એ. ૭. માને સત્તમ ગુણ વર્યો, જનપાસ સદૃશ ગૃહવાસો રે; અભ્યાસો રે, મોહ જિતવાનો કરે એ. ૮. અઠમ દંસણ ગુણ ભર્યો, બહુ ભાંત કરે ગુરૂ ભક્તિ રે; શક્તિ રે, નિજ સદ્દહણાની ફોરવે એ. ૯. લોકસન્ના અવિપરિહરે, જાણે ગાડરિઆ પરિવાહો રે; લાહો રે, એમ નવમા ગુણનો સંપજે એ. ૧૦. આગમને આગળ કરે, તે વિણ કુણ મારગ સાખીરે; ભાખી રે, એમ કિરિયા દશમા ગુણ થકી એ. ૧૧. આપ અબાધાયે કરે, દાનાદિક ચાર શક્તિ રે; વ્યક્તિ રે, એમ આવે ગુણ અગ્યારમો એ. ૧૨. ચિંતામણિ સરિખા લહી, નવિ મુગ્ધ હસ્યો પણ લાજે રે; ગાજે રે, જિન ધર્મે એ ગુણ બારમો એ. ૧૩. ધન ભવનાદિક ભાવમાં જે, નવિ રાગી નવિ દ્વેષી રે; સમપેખી રે, તે વિલસે ગુણ તેરમે એ. ૧૪. રાગ દ્વેષ મધ્યસ્થનો. સમગુણ ચૌદમે ન બાંધે રે; સાધે રે, તે હઠ છાંડી મારગ ભલો એ. ૧૫. ક્ષણ ભંગુરતા ભાવતો. ગુણ પન્નરમે સેવતો રે; સંતો રે, ન ધનાદિ સંગતિ કરે એ. ૧૬. ભાવ વિરતિ સેવે મને, ભોગાદિક પર અનુરાધે રે; બોધે રે, એમ ઉલ્લસે ગુણ સોળમે એ. ૧૭. આજ કાલ એ છાંડિસુ, એમ વેશ્યાપરે નિસનેહો રે; ગેહોરે, પર માને ગુણ સત્તરમે એ. ૧૮. એ ગુણ વૃંદે જે ભર્યા, તે શ્રાવક કહિયે ભાવે રે; પાવેરે, સુજશ પૂર તુઝ ભક્તિથી એ. ૧૮.

## ઢાલ ચૌદમી

તે ભાવ સાધુપણું લહે, જે ભાવ શ્રાવક સાર; તેહના લક્ષણ સાત છે, સવિ જાણેહો તું ગુણ ભંડાર; સાહેબજી સાચી તાહરી વાણી. ૧. કિરિયા માર્ગ અનુસારણી, શ્રદ્ધા પ્રવર અવિવાદ; ઋજુ ભાવે પન્નવણિજ્જતા, કિરિયામાં હો નિત્યે અપ્રમાદ. સા૦ ૨. નિજ-શક્તિ સારૂ કાજનો, આરંભ ગુણ અનુરાગ; આરાધના ગુરૂ આણની, જેહથી લહિયે હો ભવજલ તાગ. સા૦ ૩. માર્ગ સમયની તિથિ તથા, સંવિજ્ઞ બુધની નીતિ; એ દોઈ અનુસારે ક્રિયા, જે પાળે હો તે ન લહે ભીતિ. સા૦ ૪. સૂત્રે ભણ્યું પણ અન્યથા, જુદું જ બહુ ગુણ જાણ; સંવિજ્ઞ વિબુધે આચર્યું, કાંઇ દિસેહો કાલાદિ પ્રમાણ. સા૦ ૫. કલ્પનું ધરવું ઝોલિકા, ભાજને દવરકદાન; તિથિ પજૂસણની પાલટી, ભોજન વિધિહો ઇત્યાદિ પ્રમાણ. સા૦ ૬. વ્યવહાર પાંચે ભાષીયા, અનુક્રમે જેહ પ્રધાન; આજ તો તેમાં જીત છે, તે તજિયેહો કેમ વગર નિદાન. સા૦ ૭. શ્રાવક મમત્વ અશુદ્ધ વળી, ઉપકરણ વસતિ આહાર; સુખશીલ જે જન આચરે, નવિ ધરિયેહો તે ચિત્ત લગાર. સા૦ ૮. વિધિ સેવના અવિતૃપ્તિ શુભ, દેશના ખલિત વિશુદ્ધિ; શ્રદ્ધા ધર્મ ઇચ્છા ઘણી, ચઉભેદેહો એમ જાણે સુબુદ્ધિ. સા૦ ૯. દ્રઢરાગ છે શુભ ભોજ્યમાં, જેમ સેવતાયે વિરૂદ્ધિ; આપદામાં રસ જાણને, તેમ મુનીને હો ચરણે તે શુદ્ધિ. સા૦ ૧૦. જેમ તૃપ્તિ જગ પામે નહી, ધન હીન લેતો રત્ન; તપ વિનય વેયાવચ પ્રમુખ, તેમ કરતો હો મુનિવર બહુ યત્ન. સા૦ ૧૧. ગુરૂની અનુજ્ઞા લેઇને, જાણે તો પાત્ર કુપાત્ર; તેમ દેશના શુદ્ધિ દિએ, જેમ દીપે હો નિજ સંયમ ગાત્ર. સા૦ ૧૨. જે કદાચિત લાગે વ્રતે, અતિચાર પંક કલંક; આલોયણે તે શોધતા, મુનિ ધરે હો શ્રદ્ધા-નિઃશંક. સા૦ ૧૩. શ્રદ્ધા થકી જે સર્વ લહે, ગંભીર આગમ ભાવ; ગુરૂ વચને પન્નવણિજ્જતે, આરાધક હો હોવે સરલ સ્વભાવ. સા૦ ૧૪. ષટકાય ઘાત પ્રમત્તને, પડિલેહણાદિક યોગ; જાણી પ્રમાદી નવિ હોએ, કિરિયામાં હો મુનિ શુભ સંયોગ. સા૦ ૧૫. જેમ ગુરુ

આર્ય મહાગિરિ, તેમ ઉઝમે બલવંત; બલ અવિષય નવિ ઉઝમે, શિવ ભૂતિહો જેમ ગુરુ હીલંત. સા૦ ૧૬. ગુણવંતની સંગતિ કરે, ચિત્ત ધરંત ગુણ અનુરાગ; ગુણ લેશ પણ પરનો થુણે, નિજ દેખ હો અવગુણ વડભાગ. સા૦ ૧૭. ગુરૂ ચરણ સેવા રત્ત હોઇ, આરાધતો ગુરૂ આણ; આચાર સર્વનો મૂલ ગુરૂ, તે જાણો હો ચતુર સુજાણ. સા૦ ૧૮. એ સાત ગુણ લક્ષણ વર્યો, જે ભાવ સાધુ ઉદાર; તે વરે સુખ જશ સંપદા, તુજ ચરણે હો જશ ભક્તિ અપાર. સા૦ ૧૯.

## ઢાલ પંદરમી

ધન્ય તે મુનિવરા રે, જે ચાલે સમ ભાવે; ભવ સાયર લીલાએ ઉતરે, સંયમ કિરિયા નાવે. ધન્ય૦ ૧. ભોગ પંકતજી ઉપર બેઠા, પંકજ પરે જે ન્યારા; સિંહપરે નિજ વિક્રમ શૂરા, ત્રિભુવન જન આધારા. ધન્ય૦ ૨. જ્ઞાનવંત જ્ઞાની શું મળતા, તન મન વચને સાચા; દ્રવ્ય ભાવ સુધા જે ભાખે, સાચી જિનની વાચા. ધન્ય૦ ૩. મૂલ ઉત્તર ગુણ સંગ્રહ કરતા, ત્યજતા ભિક્ષા દોષો; પગ પગ વ્રત દૂષણ પરિહરતા, કરતા સંયમ પોષો. ધન્ય૦ ૪. મોહ પ્રતે હણતા નિત આગમ, ભણતા સદગુરૂ પાસે; દૂષમ કાળે પણ ગુણવંતા, વરતે શુભ અભ્યાસે. ધન્ય૦ ૫. છઠ્ઠું ગુણઠાણું ભવ અડવી, ઉલંઘણ જેણે લહિયું; તસ સોભાગ સકલ મુખ એકે, કેમ કરિ જાયે કહિયું. ધન્ય૦ ૬. ગુણઠાણાની પરિણતિ જેહની, ન છીપે ભવ જંજાલે; રહે શેલડી ઢાંકી રાખી, કે તો કાલ પરાલે. ધન્ય૦ ૭. તેહવા ગુણ ધરવા અણધીરા, જો પણ સૂધું ભાષી; જિનશાસન શોભાવે તે પણ, સુધા સંવેગ પાષી. ધન્ય૦ ૮. સદ્દહણા અનુમોદન કારણ, ગુણથી સંયમ કિરિયા; વ્યવહારે રહિયા તે ફરશે, જે નિશ્ચય નય-દરિયા. ધન્ય૦ ૯. દુઃકરકાર થકી પણ અધિકા, જ્ઞાન ગુણે ઇમ તેહો; ધર્મદાસ ગણી વચને લહિયે, જેહને પ્રવચન નેહો. ધન્ય૦ ૧૦. સુવિહિત ગચ્છ કિરિયાનો ધોરી, શ્રીહરિભદ્ર કહાય; એહ ભાવ ધરતો તે કારણ, મુઝ મન તેહ સુહાય. ધન્ય૦ ૧૧. સંયમ ઠાણ

વિચારી જોતા, જો ન લહે નિજ સાખે; તો જૂઠું બોલીને દુરમતિ, શું સાધે ગુણ પાખે. ધન્ય૦ ૧૨. નવિ માયા ધર્મે નવિ કહેવું, પરજનની અનુવૃત્તિ; ધર્મ વચન આગમમાં કહિયે, કપટ રહિત મન વૃત્તિ. ધન્ય૦ ૧૩. સંયમ વિણ સંયતતા થાપે, પાપ શ્રમણ તે ભાખ્યો; ઉત્તરાધ્યયને સરલ સ્વભાવે, શુદ્ધ પ્રરૂપક દાખ્યો. ધન્ય૦ ૧૪. એક બાળ પણ કિરિયા નયેતે, જ્ઞાન નયે નવિ બાળા; સેવા યોગ્ય સુસંયતને તે, બોલે ઉપદેશમાલા. ધન્ય૦ ૧૫. કિરિયા નયે પણ એક બાલ તે, જે લિંગી મુનિરાગી; જ્ઞાન યોગમાં જશ મન-વરતે, તે કિરિયા સોભાગી. ધન્ય૦ ૧૬. બાળાદિક અનુકૂલ ક્રિયાથી, આપે ઇચ્છા યોગી; અધ્યાત્મ મુખ યોગ અભ્યાસે, કેમ નવ કહિયે યોગી. ધન્ય૦ ૧૭. ઉચિત ક્રિયા નિજ શક્તિ છાંડિ, જે અતિ વેગે ચઢતો; તે ભવસ્થિતિ પરિપાક થયા વિણ, જગમાં દિસે પડતો. ધન્ય૦ ૧૮. માચે મોટાઇમાં જે મુનિ, ચલવે ડાકડમાલા; શુદ્ધ પ્રરૂપણ ગુણવિણ ન ઘટે, તસ ભવ અરહટમાલા. ધન્ય૦ ૧૯. નિજગુણ સંચે મન નવિ ખંચે, ગ્રંથ ભણી જન વંચે; લુંચે કેશન મુંચે માયા, તો વ્રત ન રહે પંચે. ધન્ય૦ ૨૦ યોગ ગ્રંથના ભાવ ન જાણે, જાણે તો ન પ્રકાશે; ફોકટ મોટાઇ મન રાખે, તસ ગુણ દૂરે નાસે. ધન્ય૦ ૨૧. મેળે વેશે મહિયલ મ્હાલે, બકપરે નીચો ચાલે; જ્ઞાન વિના જગ ધંધે ઘાલે, તે કેમ મારગ ચાલે. ધન્ય૦ ૨૨. પર પરિણતિ પોતાની માને, વરતે આરત ધ્યાને; બંધ મોક્ષ કારણ ન પીછાને, તે પહિલે ગુણ ઠાણે. ધન્ય૦ ૨૩. કિરિયા લવપણ જે જ્ઞાનીનો, દષ્ટિ થીરાદિક લાગે; તેથી સુજશ લહિજે સાહિબ, સીમંધર તુઝ રાગે. ધન્ય૦ ૨૪.

### ઢાલ સોલમી

સ્વામી સીમંધરા તું ભલે ધ્યાઇયે, આપણો આતમા જેમ પ્રકટ પાઇયે; દ્રવ્ય ગુણ પજ્જાવા તુઝ યથા નિર્મલા, તેમ મુઝ શકિતથી જઇવિ ભવ સામલા. ૧. ચાર છે ચેતનાની દશા અવિતથા, બહુ શથન શયન જાગરણ ચોથીતથા; મિચ્છ અવિરત્ત

સુયત તેરમે તેહની, આદિ ગુણ ઠામે નયચક્ર માંહે મુની. ૨. ભાવ સંયોગજા કર્મ ઉદયાગતા, કરમ નવિ જીવ નવિ મૂલતે નવિ છતાં; ખડીયથી ભિતિમાં જેમ હોએ શ્વેતતા, ભીતિ નવિ ખડીય નવિ તેહ ભ્રમસંગતા. ૩. દેહ નવિ વચન નવિ જીવ નવિ ચિત્ત છે, કર્મ નવિ રાગ નવિ દ્વેષ નવિ ચિત્ત છે, પુદ્ગલિ ભાવ પુદ્ગલપણે પરિણમે, દ્રવ્ય નવિ જૂઓ એક હોવે કિમે. ૪. પંથીજન લુંટતાં ચોરને જેમ ભણે, વાટ કો લુંટિયે તેમજ મૂઢોગિણે; એકક્ષેત્રે મલ્યા અણુતણી દેખતો, વિકૃતિ એ જીવની પ્રકૃતિ ઉવેષતો. ૫. દેહ કર્માદિ સવિ કાજ પુદ્ગલતણા, જીવના તેહ વ્યવહાર માને ઘણા; સયલ ગુણઠાણ જીઅઠાણ સંયોગથી, શુદ્ધ પરિણામ વિણ જીવ કાર્ય નથી. ૬. નાણ દંસણ ચરણ શુદ્ધ પરિણામ જે, તંત જોતા નહે જીવથી ભિન્નતે; રત્ન જેમ જ્યોતિથી કાજ કારણ પણે, રહિત એમ એકતા સહજ નાણી સુણે. ૭. અંશ પણ નવિ ઘટે પૂરણ દ્રવ્યના, દ્રવ્ય પણ કેમ કહું દ્રવ્યના ગુણ વિના; અકલને અલખ એમ જીવ અતિ તંતથી, પ્રથમ અંગે વદ્યો અપદને પદ નથી. ૮. શુદ્ધતા ધ્યાન એમ નિશ્ચયે આપનું, તુઝ સમાપતિ ઔષધ સકલ પાપનું; દ્રવ્ય અનુયોગ સંમતિ પ્રમુખથી લહી, ભક્તિ વૈરાગ્યને જ્ઞાન ધરિયે સહી. ૯. જેહ અહંકાર મમકારનું બંધનં, શુદ્ધ નય તે દહે દહન જેમ ઇંધનં; શુદ્ધ નય દીપિકા મુક્તિ મારગ ભણી, શુદ્ધ નય આથ છે સાધુને આપણી. ૧૦. સકલ ગણિ પિટકનું સાર જેણે લહ્યું, તેહને પણ પરમસાર એહજ રહ્યું; ઉઘ નિર્યુક્તિમાં એહ વિણ નવિ મિટે, દુઃખ સવિ વચન એ પ્રથગ અંગે ઘટે. ૧૧. શુદ્ધ નય ધ્યાન તેહને સદા પરિણમે, જેહને શુદ્ધ વ્યવહાર હીયડે રમે; મલિન વસ્ત્રે યથા રાગ કુંકુમ તણો, હીન વ્યવહાર ચિત્ત એહથી નવિ ગુણો. ૧૨. જેહ વ્યવહાર સેઢી પ્રથમ છાંડતા, એક એ આદરે આપ મત માંડતા; તાસ ઉતાવળે નવિ ટલે આપદા, ક્ષુધિત ઇચ્છાએ ઉંબર ન પાચે કદા. ૧૩. ભાવ લવજેહ વ્યવહાર ગુણથી ભલે, શુદ્ધ નય ભાવના તેહથી નવિ ચલે; શુદ્ધ વ્યવહાર ગુરૂ યોગ પરિણતપણું,

તેહ વિણુ શુદ્ધ નયમાં નહિ તે ઘણું. ૧૪. કેઈ નવિ ભેદ જાણે અપરિણતમતી, શુદ્ધ નય અતિહિ ગંભિર છે તેવતી; ભેદ લવ જાણતાં કંઇ મારગ તજે, હોય અતિ પરિણતી પર સમયસ્થિતિ ભજે. ૧૫. તેહ કારણ થકી સર્વ નય નવિ કહ્યા, કાલિક શ્રુત માંહે તીનપ્રાયે લહ્યા; દેખી આવશ્યકે શુદ્ધ નયધુરે ભણી, જાણિયે ઉલટી રીતિ ઓધિકતણી. ૧૬. શુદ્ધ વ્યવહાર છે ગચ્છ કિરિયા સ્થિતિ, દુપ્પસહ જાવ તિરથ કહ્યું છે નીતિ; તેહ સંવિજ્ઞ ગીતાર્થથી સંભવે, અવર એરંડસમ કોણુ જગ લેખવે. ૧૭. શાસ્ત્ર અનુસાર જે નવિ હઠે તાણિયે, નીતિ તપ ગચ્છની તે ભલી જાણિયે; જીત દાખે જિહાં સમય સારૂ બુધા, નામને ઠામ કુમતે નહી જસ મુધા. ૧૮. નામ નિગ્રંથ છે પ્રથમ એહનું કહ્યું. પ્રથમ અડપાટ લગે ગુરૂ ગુણે સંગ્રહ્યું; મંત્ર કોટી જપી નવમ પાટે ચદા, તેહ કારણ થયું નામ કોટીક તદા. ૧૯. પંદરમે પાટે શ્રી ચંદ્રસૂરે કર્યું; ચંદ્રગચ્છ નામ નિર્મલપણે વિસ્તર્યું; સોળમે પાટ વનવાસ નિર્મમ મતિ, નામ વનવાસી સામંત ભદ્રોયતિ. ૨૦. પાટ છત્રીશમે સર્વદેવાભિધા, સૂરિવડ ગચ્છ તિહાં નામ શ્રવણે સુધા; વડ તળે સૂરિ પદ આપીયું તે વતી, વળીય તસ બહુ ગુણે જેહ વાધ્યાયતી. ૨૧. સૂરિ જગ-ચંદ જગ સમરસ ચંદ્રમા, જેહ ગુરૂ પટે ચઉ અધિક ચાલીસમા; તેહ પામ્યું તપાનામ બહુ તપ કરી, પ્રગટ આ ઘાટપુરી વિજય કમલાવરી. ૨૨. એહ ખટનામ ગુણ ઠામ તપ ગણુતણા, શુદ્ધ સદ્દહણ ગુણ રયણ એહમાં ઘણા; એહ અનુગત પરંપર ભણી સેવતા, જ્ઞાન યોગે વિબુધ પ્રગટ જગ દેવતા. ૨૩. કોઈ કહે મુક્તિ છે વિણતાં ચીથરાં, કોઇ કહે સહજ જમતાં ઘર દહિથરાં; મૂઢ એ હોય તસ ભેદ જાણે નહી, જ્ઞાન યોગે ક્રિયા સાધતાં તે સહી. ૨૪. સરળ ભાવે પ્રભો શુદ્ધ એમ જાણતાં, હું લહું સુજસ તુઝ વચન મન આણતાં; પૂર્વ સુવિહિતતણા ગ્રંથ જાણી કરી, મુજ હોજો તુઝ કૃપા ભવપયો નિધિતરી. ૨૫.

### ઢાલ સત્તરમી

આજ જિનરાજ મુજ કાજ સિદ્ધા સવે, વિનતી માહરી ચિત્તધારી;

માર્ગજો મેં લહ્યો તુજ કૃપા રસ થકી, તો હુઈ સંપદા પ્રગટ સારી. આજ૦ ૧. વેગલો મત હુજે દેવ મુજ મન થકી, કમલના વનથકી જેમ પરાગો; ચમક પાષાણુ જેમ લોહને ખેંચસે, મુક્તિને સેહેજ તુઝ ભક્તિ રાગો. આજ૦ ૨. તું વસે જો પ્રભો હર્ષ ભર હીયડલે, તો સકલ પાપના બંધ ત્રુટે; ઉગતે ગગન સૂર્યતણે મંડલે, દહદિશિ જેમ તિમિર પડલ ફૂટે. આજ૦ ૩. સીંચજે તું સદા વિપુલ કરૂણારસે, મુઝ મને શુદ્ધમતિ કલ્પવેલી; નાણુ દંસણુ કુસુમ ચરણવર મંજરી, મુક્તિ ફલ આપશે તે એકલી. આજ૦ ૪. લોક સન્નાથકી લોક બહુ બાઉલો, રાઉલોદાસ તે સવિ ઉવેખે; એક તુઝ આણુસું જેહ રાતા રહે, તેહને એહ નિજ મિત્ર દેખે. આજ૦ ૫. આણુ જિન ભાણુ તુઝ એક હું શિર ધરૂં, અવરની વાણી નવિ કાન સુણિયે; સર્વ દર્શન તણું મૂલ તુઝ શાસનં, તેણુ તે એક સુવિવેક થુણિયે. આજ૦ ૬. તુઝ વચન રાગ સુખ સાગરે હું ગણું, સકલ સુર મનુજ સુખ એક બિંદૂ; સાર કરજો સદા દેવ સેવક તણી, તું સુમતિ કમલિની વન દિણંદૂ. આણ૦ ૭. જ્ઞાન યોગે ધરી તૃપ્તિ નવિ લાજિયે, ગાજિયે એક તુઝ વચન રાગે; શક્તિ ઉલ્લાસ અધિકો હુસે તુઝ થકી, તું સદા સકલ સુખ હેત જાગે. આજ૦ ૮. વડ તપા ગચ્છ નંદન વને સુરતરૂ, હીર વિજયો જયો સૂરિ રાયા; તાસ પાટે વિજયસેન સૂરિસરૂ, નિતનમે નરપતિ જાસ પાયા. આજ૦ ૯. તાસ પાટે વિજય દેવ સૂરિસરૂ, પાટ તસ ગુરૂ વિજયસિંહ ધોરી; જાસ હિત શીખથી માર્ગ એ અનુસર્યો, જેહથી સવિ ટળી કુમતિ ચોરી. આજ૦ ૧૦ હીર ગુરૂશીશ અવતંસ મોટો હુઓ, વાચકાં રાજ કલ્યાણવિજયો; હેમ ગુરૂ સમ વડે શબ્દ અનુશાસને, શીસતસ વિબુધવર લાભ વિજયો. આજ૦ ૧૧. શીસતસ જિત વિજયો જયો વિબુધવર, નય વિજય વિબુધ તસ સુગુરૂ ભાયા; રહિઅ કાશી મઠે જેહથી મેં ભલે, ન્યાય દર્શન વિપુલ ભાવ પાયા. આજ૦ ૧૨. જેહથી શુદ્ધ લહિયે સકલ નવ નિપુણ, સિદ્ધ સેનાદિ કૃત શાસ્ત્ર ભાવા; તેહ એ સુગુરૂ કરૂણા પ્રભો તુઝ સુગુણ, વયણ રયણાયરી મુઝ નાંવાં. આજ૦ ૧૩.

### કળશ

ઇમ સકલ સુખકર દુરિત ભયહર, સ્વામી સીમંધર તણી; એ વિનતિ જે સુણે ભાવે, તે લહે લીલા ઘણી; શ્રી નય વિજય બુધ ચરણ સેવક, જશ વિજય બુધ આપણી; રૂચિ શક્તિ સારૂ પ્રગટ કીધી, શાસ્ત્ર મર્યાદા ભણી. ૧.

## ૩૮. શ્રીમદ્યશોવિજયજી ઉપાધ્યાયજી કૃત વીર સ્તુતિરૂપ દોઢશો ગાથાનું હુંડીનું સ્તવન.

( મંગલાચરણ )

પ્રણમ્ય શ્રી મહાવીરં, શંકરં શિવ સૌખ્યદં; ધીર વીરં પ્રકુર્વેહં, શ્રી વીર સ્તવવાર્તિકં. ૧.

### ઢાલ પહેલી

પ્રણમી શ્રી ગુરુના પયપંકજ, થુણશું વીર જિણંદ; ઠવણ નિક્ષેપ પ્રમાણ પંચાંગી, પરખી લહું આણંદ રે; જિનજી તુજ આણા શિર વહીએ, તુજ શાસન નય શુદ્ધ પરૂપણ, ગુણથી શિવ સુખ લહિએ રે. જિ૦ ૧. શ્રી અનુયોગ દ્વારે ભાખ્યા, ચાર નિક્ષેપા સાર; ચાર સત્ય દશ સત્યા ભાખ્યા, ઠાણાંગે નિરધાર રે. જિનજી૦ તુ૦ ૨. જાસ ધ્યાન કિરિયા માંહિ આવે, તેહ સત્ય કરી જાણું; શ્રી આવશ્યક સૂત્ર પ્રમાણે, વિગતે તેહ વખાણું રે. જિ૦ તુ૦ ૩. ચોવીસથ્થય માંહિ નિક્ષેપા, નામ દ્રવ્ય દોય ભાવું; કાઉસ્સગ્ગ આલાવે ઠવણા, ભાવ તે સઘલે લાવું રે. જિનજી૦ તુ૦ ૪. પુસ્તક લિખિત સકલ જિમ આગમ, તિમ આવશ્યક એહ; ભગવઇ નંદી સાખે સમ્મત, તેહમાં નહીં સંદેહ રે. જિ૦ તુ૦ ૫. સૂત્ર આવશ્યક જે ઘર ઘરનું, કહેશે તે અજ્ઞાની; પુસ્તક અર્થ પરંપર આવ્યું, માને તેહજ જ્ઞાની રે. જિ૦ તુ૦ ૬. બંભીલિપી શ્રીગણધર દેવે, પ્રણમી ભગવઇ આદે; જ્ઞાન તણી તે ઠવણા અથવા, દ્રવ્ય શ્રુત અવિવાદે રે. જિ૦ તુ૦ ૭. ભેદ અઢારજ બંભીલિપીના, સમવાયાંગે દીઠા; શુદ્ધ અર્થ મરડી ભવ બહુલા, ભમશે કુમતિ દીઠા રે. જિ૦ તુ૦ ૮. બંભીલિપી જો તેહનો કરતા, તો લેખક પણ આવે; ગુરુ આણા

વિણુ અર્થ કરે જે, તેહનો બોલ ન ભાવે રે. જિ૦ તુ૦ ૯. જિન-વાણી પણ દ્રવ્ય શ્રુત છે, નંદી સુત્રને લેખે; જિમ તે તિમ બંભી-લિપી નમિયે, ભાવ તે દ્રવ્ય વિશેષે રે. જિ૦ તુ૦ ૧૦. જેમ અજીવ સંયમનું સાધન, જ્ઞાનાદિકનું તેમ; શુદ્ધ ભાવે આરોપે વિધશું, તેહને સઘળે એમ રે. જિ૦ તુ૦ ૧૧. શુદ્ધ ભાવ જેહનો છે તેહના, ચાર નિક્ષેપા સાચા; જેહમાં ભાવ અશુદ્ધ છે તેહના, એક કાચે સવિ કાચા રે. જિ૦ તુ૦ ૧૨. દશવૈકાલિક દૂષણ દાખ્યું, નારી ચિત્રને ઠામે; તો કેમ જિન પ્રતિમા દેખીને, ગુણુ નવિ હોય પરિણામે રે. જિ૦ તુ૦ ૧૩. રૂચકદ્વીપે એક ડગલ જાતાં, પડિમા નગિય આણુંદે; આવતાં એક ડગલે નંદીસરે, બીજે ઇહાં જિન વંદે રે. જિ૦ તુ૦ ૧૪. ત્રિછી ગતિએ ભગવઈ ભાખી, જંઘા ચારણ કેરી; પંડગવન નંદન ઇહાં પડિમા, ઉર્ધ્વ નમે ઘણેરી રે. જિ૦ તુ૦ ૧૫. વિદ્યાચરણ તે એક ડગલે, માનુષોત્તરે જાય; બીજે નંદીસરે જિન પ્રતિમા, પ્રણમી પ્રમુદિત થાય રે. જિ૦ તુ૦ ૧૬. તિહાંથી પડિમા વંદણ કારણ, એક ડગલે ઇહાં આવે; ઉર્ધ્વપણે જાતાં બે ડગલે, આવતાં એક સ્વભાવ રે. જિ૦ તુ૦ ૧૭. શતકવીશમે નવમ ઉદ્દેશે, પ્રતિમા મુનિવર વંદી; ઇમ દેખીજે અવલા ભાજે, તસ મતિ કુમતિ ફાંદી રે. જિ૦ તુ૦ ૧૮. આલોઅણાનું ઠાણ કહ્યું જે; તેહ પ્રમાદ ગતિકેરો; તીરંગ તે જે જાત્ર વિચાલે, રહે તે ખેદ ઘણેરો રે. જિ૦ તુ૦ ૧૯. કરી ગોચરી જિમ આલોએ, દશવૈકાલિક સાખે; તિમ એ ઠામ પ્રમાદ આલોએ, નહી દોષ તે પાખે રે. જિ૦ તુ૦ ૨૦. કહે કોઇ એ કહેવા માત્રજ, કોઈ ન ગયો નવિ જાશે; નહી તો લવણ શિખા માંહે જાતાં, કેમ આરાધક થાશે રે. જિ૦ તુ૦ ૨૧. સત્તર સહસ્સ જોયણ જઇ ઉંચા, ચારણ તીર્છા ચાલે; સમવાયંગે પ્રગટ પાઠ એ શું કુમતિ ભ્રમ ઘાલે રે. જિ૦ તુ૦ ૨૨. ચૈત્ય શબ્દનો જ્ઞાન અર્થ તે, કહો કરવો કુણ હેતે; જ્ઞાન એક ને ચૈત્ય ઘણાં છે, ભૂલે જડ સંકેતે રે. ૨૩. જિ૦ તુ૦ ૨૩. રુચકાદિના ચૈત્ય નમ્યા તે, સાસય પડિમા કહીએ, જેહ ઇહાંના તેહ અશાશ્વત, બેઉમા ભેદ ન લહીએ

રે. જિ૦ તુ૦ ૨૪. જે ઉપર સાહેબ તુજ કરૂણ, શુદ્ધ અર્થ તે ભાખે; તુજ આગમનો શુદ્ધ પ્રરૂપક, સુજશ અમિયરસ ચાખે રે. જિ૦ તું૦ ૨૫.

ઢાલ બીજી

તુજ આણા મુજ મનવસી, જિહાં જિન પ્રતિમા સુવિચાર; લાલરે૦ રાયપસેણી સૂત્રમાં, સૂરિઆભતણા અધિકાર લાલરે૦ તુજ૦ ૧. તે સુર અભિનવ ઉપન્યો, પૂછે સામાનિક દેવ; લાલરે૦ શું મુજ પૂરવ ને પછી, હિતકારી કહો તતખેવ. લાલરે૦ તુ૦ ૨. તે કહે એહ વિમાનમાં, જિન પડિમા દાઢા જેહ; લાલરે૦ તેહની તમે પૂજા કરો, પૂર્વ પચ્છાહિત એહ. લાલરે૦ તુ૦ ૩. પૂરવ પચ્છા શબ્દથી, નિત્ય કરણી જાણું સોય; લાલરે૦ સમકિત દૃષ્ટિ સદ્દહે, તે દ્રવ્ય થકી કયમ હોય. લાવરે૦ તુ૦ ૪. દ્રવ્ય થકી જે પૂજીયા, પ્રહરણ કોશાદિ અનેક; લાલરે૦ તેહથી બેઉ જૂદાં કહ્યાં, એ તો સાચો ભાવ વિવેક. લાલરે૦ તુ૦ ૫. ચક્ર રયણ જિન નાણની, પૂજા જે ભરતે કીધ; લાલરે૦ જ્યમ તે ત્યમ અંતર ઇહાં, સમકિત દૃષ્ટિ સુપ્રસિદ્ધ. લાલરે૦ તુ૦ ૬. પહેલે ભવ પૂરવ કહે, જ્ઞાતા દર્દુર સંબંધ; લાલરે૦ પચ્છા કડુઅ વિષય કહ્યા, વલી મૃગાપુત્ર પરબંધ. લાલરે૦ તુ૦ ૭. આગમે ભીભદ્રા કહ્યા, ગઇ દિઈ કલ્લાણા દેવ; લાલરે૦ તસ પૂરવ પચ્છા કહે, ત્રિહુંકાલે હિત જિન સેવ. લાલરે૦ તુ૦ ૮. જસ પૂરવ પચ્છા નહીં, મધ્યે પણ તસ સંદેહ; લાલરે૦ એમ પહેલે અંગે કહ્યું, છે સૂધો અર્થ તે એહ. લાલરે૦ તુ૦ ૯. પચ્છા પેચ્છા શબ્દનો, જે ફેર કહે તે દુઠ; લાલરે૦ શબ્દ તણી રચના ઘણી, પણ અર્થ એક છે પુઠ. લાલરે૦ તુ૦ ૧૦. વાંચી પુસ્તક રત્નનાં, હવે લેઈ ધરમ વ્યવસાય; લાલરે૦ સિદ્ધાયતને તે ગયો જિહાં દેવચ્છંદનો ઠાય. લાલરે૦ તુ૦ ૧૧. જિન પ્રતિમા દેખી કરી, કરે શિર પ્રણામ શુભ બીજ; લાલરે૦ પુષ્પમાલ્ય ચૂર્ણ કરી, વસ્રાભરણે વળી પૂજ. લાલરે૦ તુ૦ ૧૨. ફૂલ પગર આગે કરી, આલેખે મંગલ આઠ; લાલરે૦ ધૂપ દેઈ કાવ્ય સ્તવી કરે, શક્ર સ્તવનો પાઠ.

લાલરે૦ તુ૦ ૧૩. જેહના સ્વમુખે જિન કહે, ભવસિદ્ધિ પ્રમુખ છ બોલ; લાલરે૦ તાસ ભગતિ જિન પૂજના, નવિ માને તેહ નિટોલ. લાલરે૦ તુ૦ ૧૪. પ્રભુ આગળ નાટક કર્યું, ભગતિ સૂરિયાભને સાર; લાલરે૦ ભગતિ તણાં ફળ શુભ કહ્યાં, શ્રી ઉત્તરાધ્યયન મોઝાર. લાલરે૦ તુ૦ ૧૫. અંગ ઉપાંગે ઘણે કહી, એમ દેવ દેવીની ભક્તિ; લાલરે૦ આરાધતા તેણે થઇ, ઇહાં તામલી ઇંદ્રની યુક્તિ. લાલરે૦ તુ૦ ૧૬. ભક્તિ જીત ધર્મે કરી, લીએ દાઢા અવર જિન અંગ; લાલરે૦ થૂભ રચે સુર ત્રણ તે, કહે જંબૂપન્નત્તી ચંગ. લાલરે૦ તુ૦ ૧૭. અંગ પાંચમે શતક, પંચમ ઉદ્દેશે ઇંદ; લાલરે૦ દાઢતણી આશાતણા, ટાલે તે વિનય અમંદ. લાલરે૦ તુજ૦ ૧૮. સમક્તિ દૃષ્ટિ સુરતણી, આશાતના કરશે જેહ; લાલરે૦ દુર્લભબોધિ તે થશે, ઠાણાંગે ભાખ્યું એહ. લાલરે૦ તુ૦ ૧૯. તેહને જશ બોલે કહ્યું, વળી સુલભ બોધત થાય; લાલરે૦ તેણે પૂજાદિક તેહનાં, કરણી શિવ હેતુ કહાય. લાલરે૦ તુ૦ ૨૦. તપ સંયમ તરૂસમ કહ્યા, ફૂલસમ તે સુર શિવશર્મ; લાલરે૦ સુર કરણી માને નહીં, નવિ જાણ્યો તેણે એ મર્મ. લાલરે૦ તુ૦ ૨૧. દશવૈકાલિકે નર થકી, સુર અધિક વિવેક જણાય; લાલરે૦ દ્રવ્યસ્તવ તો તેણે કર્યાં, માને તસ સુજશ ગવાય. લાલરે૦ તુ૦ ૨૨.

## ઢાળ ત્રીજી

શાસન તાહરૂં અતિ ભલું, જગ નહિ કોઈ તસ સરખું રે; તેમ તેમ રાગ ઘણો વધે, જેમ જેમ જુગતિ શું પરખું રે. શા૦ ૧. શ્રી અરિહંતને તેહનાં, ચૈત્ય નમું અનેરાં રે; અંબડને તસ શિષ્યનાં, વચન ઉપવાઈ ઘણેરાં રે. શા૦ ૨. ચૈત્ય શબ્દતણો અર્થ તે, પ્રતિમા નહિ કોઈ બીજો રે; જેહ દેખી ગુણ ચિંતિએ, તેહજ ચૈત્ય પતીજો રે. શા૦ ૩. એમજ આલાવે આણંદને, જિને પ્રતિમા નતિ દીસે રે; સપ્તમ અંગના અર્થથી, તે નમતાં મન હીસે રે. શા૦ ૪. પરતિર્થી સુર તેહની, પ્રતિમાની નતિ વારી રે; તેણે મુનિ જિન પ્રતિમાતણી, વંદન નતિ નિરધારી રે. શા૦ ૫. ત્રણ પરતિર્થીએ

જે પરિગ્રહ્યા, મુનિ તે તો પરતીચ્છી રે; ત્રણ શરણ માંહે ચૈત્ય તે, કહે પ્રતિમા શિવ અચ્છી રે. શા૦ ૬. દાન કહ્યું પ્રતિમા પ્રત્યે, એમ કહે જે છલ હેરી રે; ઉત્તર તાસ સંભવતણી, શૈલી છે સૂત્ર કેરી રે. શા૦ ૭. દશવિધ બહુવિધ જ્યમ કહ્યું, વૈયાવચ્ચ જડ જોગેરે; દશમે તે અંગે તથા ઈહાં, જોડીએ નય ઉપયોગે રે. શા૦ ૮. સાધુને જિન પ્રતિમાતણું, વૈયાવચ્ચ તિહાં બોલ્યું રે; એહ અર્થ થકી કુમતિનું, હિયડું કાંઇ ન ખોલ્યું રે. શા૦ ૯. સંઘતણી જેમ થાપના, વૈયાવચ્ચ જસ વાહો રે; જાણીએ જિન પ્રતિમાતણું, તેમ ઈહાં કવણ વિવાદો રે. શા૦ ૧૦. એમ સવિ શ્રાવક સાધુને, વંદના અધિકારો રે; સૂત્રે કહ્યો પ્રતિમાતણો, હવે કહું પૂજા વિચારો રે. શા૦ ૧૧. યાગ અનેક કર્યાં કહ્યાં, શ્રી સિદ્ધારથ રાજે રે; તે જિન પૂજાના કલ્પમાં, પશુના યાગ ન છાજેરે. શા૦ ૧૨. શ્રી જિન પાસને તિરથે, સમણોપાસક તેહો રે; પ્રથમ અંગે કહ્યો તેહને, શ્રી જિન પૂજાનો નેહો રે. શા૦ ૧૩. શ્રેણિક મહાબલ પ્રમુખના, એમ અધિકાર અનેકોરે; છેદે અંગે વળી દ્રૌપદી, પૂજા પ્રગટ વિવેકોરે. શા૦ ૧૪. નારદ દેખીને નવિ થઇ, ઉભી તેહ સુજાણ રે; જાણીએ તેણે તે શ્રાવિકા, અક્ષર એહજ પ્રમાણ રે. શા૦ ૧૫. આંબિલ અંતર છાનું, ઉપસર્ગે તપ કીધું રે; કેમ નવિ કહિએ તે શ્રાવિકા, ધર્મે કાર્ય સીધું રે. શા૦ ૧૬. રાયકન્યા કહી શ્રાવિકા, ન કહી જે ભૂલે રે; રાજીમતી કહી તેહવી, તિહાં સંદેહ તે ઝુલે રે. શા૦ ૧૭. હરિ પરે કર્મ નિયાણનું, ઈહ ભવે ભોગ ન નાસે રે; સમકિત લહે પરણ્યા પછી, કહે તે શું ન વિમાસ રે. શા૦ ૧૮. જિણઘર કેણે કરાવિયું, તિહાં પ્રતિમાને પઇઠારે; તેહની પૂજા તે કોણ કરે, એમ પરખે તે ગરિઠ્ઠરે. શા૦ ૧૯. વર નવિ માગ્યો છે પૂજતાં, શક્રસ્તવે શિવ માગેરે; ભકિતસમી સુરિયાભને, વિરતી વિશેષથી જાગેરે. શા૦ ૨૦. ધર્મ વિનય અરિહંતનો, એમ એ વાગવ યારોરે; સંભવે સર્વને જાણિએ,

સમકિત શુધ્ધ આચારેરે. શા૦ ૨૧. આનંદનો વિધિ નવિ કહ્યો, રાય પ્રદેશીને પાઠેરે; સંભવ સર્વ ન માનશો, વીંટાશો તેહ આઠેરે. શા૦ ૨૨. પડિક્કમણાદિક ક્રમ નહીં, પાઠે સપ્તમ અંગેરે; પઢમ અનુયોગથી પ્રકરણે, સર્વ કહ્યો વિધિ સર્વ કહો રંગરે. શા૦ ૨૩. કિહાં એક એક દેશજ ગ્રહે, કિહાં એક એક ગ્રહે તે અશેષેરે; કિહાં એક ક્રમ ઉતક્રમ ગ્રહે, એ શ્રુતશૈલી વિશેષેરે. શા૦ ૨૪. શાસનની જે પ્રભાવના, તે સમકિતના આચારેરે; શ્રી જિન પૂજાએ જે કરે, તે લહે સુજશ ભંડારેરે. શા૦ ૨૫.

### ઢાલ ચોથી

કોઇ કહે જિન પૂજતાંજી, જે ષટકાય આરંભ; તે કેમ શ્રાવક આચરેજી, સમકિતમાં થિરથંભ; સુખદાયક તોરી આણા મુજ સુપ્રમાણ. ૧. તેહને કહીએ જતના ભકિત, કિરિયામાં નહીં દોષ; પડિક્કમણે મુનિદાન વિહારે, નહીંતો હોય તસ પોષ. સુ૦ ૨. સાહમ્મિ વચ્છલ પડિમ્મય પોસહ, ભયવઇ અંગ પસિદ્ધ; ઘર નિર્વાહ ચરણ લિએ તેહનાં,, જ્ઞાતામાંહિ હરિ કીધ. સુ૦ ૩. કુણિક રાય ઉદાયન કીધાં, વંદન મહ સુવિવેક; ન્હાયા કયબલિકમ્મા કહિયા, તુંગીય શ્રાદ્ધ અનેક. સુ૦ ૪. સમકિત સંવરની તે કિરિયા, તેમ જિન પૂજા ઉદાર; હિંસા હોય તો અર્થ દંડમા, કહે નહિ તેહ વિચાર. સુ૦ ૫. નાગ ભૂત જક્ષાદિક હેતે, પૂજા હિંસા ઉત્ત; સૂગડાંગમાં નવિ જિન હેતે, બોલે જે હોએ જુત્ત. સુ૦ ૬. જ્યાં હિંસા તિહાં નહીં જિનઆણા, તો કેમ સાધુ વિહાર; કમ્મબંધ નહીં જયણા ભાવે, એ છે શુભ વ્યવહાર. સુ૦ ૭. પ્રથમ બંધ ને પછી નિર્જરા, કૂપતણારે દિઠંત; કહી કોઇ એહ બુધ ભાષે, ભાવ તે શુચિ જલ તંત. સુ૦ ૮. ઉપાદાનવશે બંધન કહિયું, તસ હિંસા શિર ઉપચાર; પુષ્પાદિક આરંભતણો એમ, હોય ભાવે પરિહાર. સુ૦ ૯. જલ તરતાં જલ ઉપર મુનિને, જેમ કરૂણારે રંગ; પુષ્પાદિક શ્રાવકને તેમ, પૂજા માંહિ ચંગ. સુ૦ ૧૦. પાત્ર દાનથી શુભ વિપાક જેમ, લહે સુબાહુકુમાર; પહેલે ગુણઠાણે ભદ્રક પણ,

ત્યમ જિન પૂજા ઉદાર. સુ૦૧૧. પાત્ર૦ ઉપલક્ષણથી જેમ શીલાદિક; તેમ જિન પૂજા પ્રકાર. સુ૦ ૧૨. મેઘ જીવ ગજ શસ અનુકંપા, દાન સુબાહુ વિચાર; પહેલે ગુણઠાણે પણ સુંદર, જેમ જિન પૂજા પ્રકાર. સુ૦ ૧૩. દાન દેવ પૂજાદિક સઘલા; દ્રવ્યસ્તવ કહ્યાં જેહ; અસદારંભી તસ અધિકારી, માંડી રહે જે ગેહ. સુ૦ ૧૪. સદારંભમાં ગુણ જાણીજે, અસદારંભ નિવૃત્તિ; અરમણીકતા ત્યાગે ભાખી, એમજ પ્રદેશી પ્રવૃત્તિ. સુ૦ ૧૫. લિખન શિલ્પશત ગણિત પ્રકાશ્યાં, ત્રણ પ્રજા હિત હેત; પ્રથમ રાય શ્રી ઋષભ જિણંદે, તિહાં પણ એ સંકેત. સુ૦ ૧૬. યતનાએ સૂત્રે કહ્યું મુનિને, આર્ય કર્મ ઉપદેશ; પરિણામિ બુદ્ધિ વિસ્તારે, સમજે શ્રાધ અશેષ. સુ૦ ૧૭. આર્યકાર્ય શ્રાવકનાં જે છે, તેહમાં હિંસા દિઠ; હેતુ સ્વરૂપ અનુબંધ વિચારે, નાશે હેઈ નિજ પિઠ. સુ૦ ૧૮. હિંસા હેતુ અયતના ભાવે, જીવ વધે તે સ્વરૂપ; આણા ભંગ મિથ્યામતિ ભાવે તે અનુબંધ વિરૂપ. સુ૦ ૧૯. હેતુ સ્વરુપ ન હિંસા સેવી, સેવી તે અનુબંધ; તો જમાલિ પ્રમુખે ફલ પામ્યા, કડુઆં કરી બહુ ધંધ. સુ૦ ૨૦. સરૂપથી હિંસા ન ટળે છે, સમુદ્રજલે જે સિદ્ધ; વળી અપવાદ પદે જે વરતે, પણ તેણે શિવપદ લીધ. સુ૦ ૨૧. સાધુવિહાર પરે અનુબંધે, નહીં હિંસા જિનભક્તિ; એમ જે માને તેહની વાધે, સુજશ આગમ શક્તિ. સુ૦ ૨૨.

### ઢાલ પાંચમી

સાસય પડિમા અડસય માને, સિદ્ધાયતન વિમાનેરે; ધન ધન જિન વાણી, પ્રભુ તેં ભાષી અંગ ઉવંગે; વર્ણવશું તેમ રંગેરે. ધન૦ ૧. કંચનમય કર પદ તલ સોહે, ભવિજનનાં મન મોહેરે; ધ૦ અંક રતનમય નખ સસનેહા, લોહિતાક્ષ મધિ રેહારે. ધ૦ ૨. ગાત્રયષ્ટિ કંચનમય સારી, નાભિ તે કંચનક્યારીરે; ધ૦ રિઠરતન રોમરાજિ વિરાજે, ચુંચુક કંચન છાજેરે. ધ૦ ૩. શ્રીવચ્છ તે તપનીય વિશાલા, હોઠ તે લાલ પ્રવાલારે; ધ૦ દંત ફટિકમય જીહ દયાલુ, વળી તપનીયનું તાલુરે. ધ૦ ૪. કનક નાશિકા તિહાં સુવિશેષા,

લોહિતાક્ષની રેખારે; ધ૦ લોહિતાક્ષ રેખિત સુવિશાલા, નયન અંક રતનાલારે. ધ૦ ૫. અચ્છિપત્તિ ભમુહા વળી કીકી, રિઠરતનમય નીકીરે; ધ૦ શ્રવણુ નિલાડવટી ગુણશાલા, કંચન ઝાકઝમાલારે. ધ૦ ૬. વજ્રરતનમય અતિહિ સોહાણી, શીશઘડી સુખ ખાણીરે; ધ૦ કેશ-ભૂમિ તમનીય નિવેશા, રિઠરતનમય કેશારે. ધ૦ ૭. પૂંઠે છત્ર ધરે પ્રત્યેકે, પ્રતિમા એક વિવેકેરે; ધ૦ દોય પાસે દોય ચામર ઢાલે, લીલાએ જિનને ઉવારેરે. ધ૦ ૮. નાગ ભૂત યક્ષ ને કંડધારા, આગે દોય ઉદારારે; ધ૦ તે પડિમા જિન પડિમા આગે, માનું સેવા માગેરે. ધ૦ ૯. ઘંટ કલશ ભૃંગાર આયંસા, થાલ પાઈ સુપઈઠારે; ધ૦ મનગુલિયા વાયકરગ પ્રચંડા, ચિત્તા રયણ કરંડારે. ધ૦ ૧૦. હય ગય નર કિન્નર કિંપુરિસા, કંઠ ઉરગ વૃષ સરિખારે; ધ૦ રય-ણપુંજ વળી ફૂલ ચંગેરી માલ્યને ચૂર્ણ અનેરી રે. ધન૦ ૧૧. ગંધ વસ્ત્ર આભરણ ચંગેરી, સરસવ પુંજરી કેરી રે: ધ૦ એમ પુષ્પાદિક પડલ વખાણ્યાં, આગે સિંહાસન જાણ્યાં રે. ધ૦ ૧૨. છત્ર ને ચામર આગે સમુગ્ગા, તૈલકુષ્ટભૃત જુગ્ગા રે: ધ૦ ભરિયા પત્ર ચોયગ સુવિલાસે, તગર એલા શુચિ વાસે રે. ધ૦ ૧૩. વળી હર-તાલ ને મનસિલ અંજન, સવિ સુગંધ મનરંજન રે: ધ૦ ધ્વજા એક શત આઠ એ પૂરાં, સાધન સર્વ સનૂરાંરે. ધ૦ ૧૪. સુર એ પૂજા સાધન સાથે, જિન પૂજે નિજ હાથે રે; ધ૦ સિદ્ધાયતને આપ વિમાને, થૂભાદિક બહુ માને રે. ધ૦ ૧૫. એહ અપૂર્વ દરિશણ દીઠું, સુરતરૂ ફલથી મીઠું રે; ધ૦ એ સંસાર સમુદ્રે નાવા, તારણ તરણ સહાવા રે. ધ૦ ૧૬. એમ વિસ્મય ભવભય ગુણરાગે ઝીલે તેહ અતાગે રે; ધ૦ રાચે માચે ને વળી નાચે, ધર્મધ્યાન મન સાચે રે. ધ૦ ૧૭. થેઇ થેઇ કરતાં દે તે ભમરી, હર્ષે પ્રભુ ગુણ સમરી રે; ધ૦ યોગ નિરાલબંન લય આણી, વશ કરતાં શિવરાણી રે. ધ૦ ૧૮. એમ નંદીશ્વર પ્રમુખ અનેરાં, શાશ્વત ચૈત્ય ભલેરાં રે; ધ૦ ત્યાં જિન પૂજે તે અનુમાને, જનમ સફલ નિજ માને રે. ધ૦ ૧૯. કલ્યાણક અઠ્ઠાઈ વરષી, તિથિ ચઉમાસી

સરખી રે; ધ૦ તેહ નિમિત્તે સુર જિન અરચે, નિત્ય ભક્તિપણે વિરચે રે. ધ૦ ૨૦. ભાવ તે અખ્ખય ભાવે મલિયો, તે નવિ જાએ ટલિયો રે; ધ૦ ફરિ ત્રાંબૂ નવિ હોય નિષેધે, હુઓ હેમરસ વેધે રે. ધ૦ ૨૧.એક જલ લવ જલધિ ભલાએ, તો તે અક્ષય થાએ રે; ધ૦ આપ ભાવ જિન ગુણમાંહી આણે, તેમ તે અખય પ્રમાણે રે. ધ૦ ૨૨. અપુણરૂત્ત અડસય વડ વૃત્તે, એમ સુર ભાવે ચિત્તે રે; ધ૦ એમ જિન પૂજી જે ગુણ ગાવે, સુજશ લીલ તે પાવે રે. ધ૦ ૨૩.

ઢાલ છઠ્ઠી

સમકિત સુધ્ રે તેહને જાણીએ, જે માને તુઝ આણ; સૂત્ર તે વાંચે રે યોગ વહી કરી, કરે પંચાંગી પ્રમાણ. સ૦ ૧. ઉદ્દેશાદિક નહીં ચઉનાણનાં, છે સુઅનાણનાં તેહ; શ્રી અનુયોગ દ્વાર થકી લહી, ધરીએ યોગસું નેહ. સ૦ ૨. ઉદ્દેશાદિક ક્રમ વિણ જે ભણે, આશાતે તેહ નાણ; નાણાવરણી રે બાંધે તેહથી, ભગવઈ અંગ પ્રમાણ. સ૦ ૩. શ્રી નંદી અનુયોગ દ્વારમાં, ઉતરાધ્યયનેરે યોગ; કાલ ગ્રહણનોરે વિધિ સઘલો કહ્યો, ધરિએ તે ઉપયોગ. સ૦ ૪. ઠાણે ત્રીજે રે વળી દશમે કહ્યું, યોગ વહે જેહ સાધ; આગમે સિભદ્દા તે સંપજે, તરે સંસાર અગાધ. સ૦ ૫. યોગ વહીને રે સાધુ શ્રૂત ભણે, શ્રાવક તે ઉપધાનઃ તપ ઉપધાને રે શ્રૂત પરિગ્રહ કહ્યા, નંદીએ તેહ નિદાન. સ૦ ૬. ઇરિયાદિકનાં રે પટ ઉપધાન છે, તેણે આવશ્યક શુદ્ધ; ગૃહિ સામાયિક આદિ શ્રૂત ભણે, દીક્ષા લેઈ અલુદ્ધ. સ૦ ૭. સૂત્ર ભણ્યા કોઇ શ્રાવક નવી કહ્યા, લદ્ધઠા કહ્યા તેહ; પ્રથમ જ્ઞાન ને પછી દયા કહી, તિહાં સંજત ગુણ રેહ. ૮. નવમે અધ્યયનેરે બીજા અંગમાં, ઘરમાં દીવ ન દીઠ; વલિય ચૌદમે રે કહ્યું શિક્ષા લહે, ગ્રંથ તજે તે ગરિઠ. સ૦ ૯. સપ્તમ અંગે અપઢિયા સંભરી, દાખ્યા શ્રાધ અનેક; નવિ આચાર ધરાદિક તે કહ્યા, મોટો એહ વિવેક. સ૦ ૧૦. ઉત્તરાધ્યયનેરે કોવિદ જે કહ્યો, શ્રાવક પાલિત ચંપ; તે પ્રવચન નિગ્રંથ વચનથી, અર્થ વિવેક અકંપ. સ૦ ૧૧. સૂત્રે દીઠુંરે અત્ય તે સાધુને, સુર નરને વળી અવકજ સંચર

દ્વારેરે બીજે એમ કહ્યું, અંગ દશમે સમરચ્છ. સ૦ ૧૨. વલિય વિગયપડિબદ્ધ ને વાચના, શ્રી ઠાણાંગે નિષેધ; નવિય મનોરથ શ્રુત ભણવા તણો, શ્રાવકને સુપ્રસિદ્ધ. સ૦ ૧૩. વાચન દેતાંરે ગિહિને સાધુને, પાયચ્છિત્ત ચઉમાસ; કહ્યું નિશિથેરે તો શું એવડી, કરવી હોંશ નિરાશ. સ૦ ૧૪. ત્યજિય અસજ્જાઈ ગુરૂ વાચના, લેઇ યોગ ગુણવંત; જે અનુયોગ ત્રિવિધ સાચો લહે, કરે તે કર્મનો અંત. સ૦ ૧૫. સૂત્ર અર્થ પહેલો બીજો કહ્યો, નિજ્જુત્તિએ રે મીસ; નિરવિશેષ ત્રીજો અંગ પંચમે, એમ કહે તું જગદીશ. સ૦ ૧૬. સૂત્ર નિજ્જુત્તિરે બેઉ ભેદે કહે, ત્રીજું અનુયોગદ્વાર; કૂડા કપટીરે જે માને નહી, તેહને કવણ આધાર. સ૦ ૧૭. બદ્ધ તે સૂત્રેરે અર્થ નિકાચિયા, નિજ્જુત્તિએ અપાર; ઉપધિમાન ગણણાદિક કિહાં લહે, તે વિણુ માર્ગ વિચાર. સ૦ ૧૮. જો નિર્યુક્તિ ગઇ કુમતિ કહે, સૂત્ર ગયાં નહી કેમ; જેહ વાચનાએ આવ્યું તે સવે, માને તો હોએ એમ. સ૦ ૧૯. અંધા આગલ દર્પણ દાખવો, બહેરા આગલ ગીત; મૂરખ આગેરે કહેવું યુક્તિનું, એ સવિ એકજ રીત. સ૦ ૨૦. મારગ અર્થીરે પણ જે જીવ છે, ભદ્રક અતિહિ વિનીત; તેહને એ હિત શિખ સોહામણી, વળી જે સુનય અધીત. સ૦ ૨૧. પ્રવચન સાખેરે એમ એ ભાખિયા, વિગતે અરથ વિચાર; તુજ આગમનીરે ગ્રહિય પરંપરા. લહિયે જગ જયકાર. સ૦ ૨૨. ગુણ તુજ સઘલારે પ્રભુ કોણ ગણી શકે, આણા ગુણ લવ એક; એમ મે થુણતાંરે સમકિત દઢ કર્યું, રાખી આગમ ટેક. સ૦ ૨૩. આણા તાહરી રે જો મેં શિરધરી, તો શું કુમતિનું જોર; તિહાં નવિ પસરેરે બલ વિષધરતણું, કિંગારે જ્યહાં મોર. સ૦ ૨૪. પવિત્ર કરીજે રે જીહા તુજ ગુણે, શિર ધરિએ તુજ આણ; દીલથી કહીએરે પ્રભુ ન વિસારીએ, લહીએ સુજશ કલ્યાણ. સ૦ ૨૫.

### કળશ

વર્ત્તમાન શાસનનો સ્વામિ, ચામીકર સમ દેહોજી; વીર જિનેશ્વર મેં એમ થુણિઓ, મન ધરી ધર્મ સનેહોજી; એહ તવન જે ભણશે ગણશે,

તસ ઘર મંગલ માલાજી;સમક્તિ ભાણુ હોશે ઘટ તેહને ,પરગટ ઝાક ઝમાલાજી. ૧. અર્થ એહના છે અતિ સૂક્ષ્મ, તે ધારો ગુરૂ પાસેજી; ગુરૂની સેવા કરતાં લહીએ, અનુભવ નિત્ય અભ્યાસેજી; જેહ બહુ શ્રુત ગુરૂ ગીતારથ, આગમના અનુસારીજી; તેહને પૂછી સંશય ટાલો, એ હિત શિખ છે સારીજી. ૨. ઇંદલપુરમાં રહિય ચોમાસું, ધર્મ ધ્યાન સુખ પાયાજી; સંવત સત્તર તેત્રીશ વરસે, વિજયદશમી મને ભાયાજી; શ્રી વિજય પ્રભસૂરિ સવાયા, વિજય રતન યુવરાયાજી; તસ રાજે ભવિજન હિત કાજે, એમ મેં જિનગુણ ગાયાજી. ૩. શ્રી કલ્યાણ વિજય વર વાચક, તપગચ્છ ગયણ દિણંદાજી; તાસ શિષ્ય શ્રી લાભ વિજય બુધ, ભવિજન કૈરવચંદાજી; તાસ શિષ્ય શ્રી જીત વિજય બુધ, શ્રી નયવિજય મુણિંદાજી; વાચક જશ વિજયે તસ શિષ્યે, શુણીયા વીર જિણંદાજી. ૪. દોસી મૂલાકાત સુવિવેકી, દોસી મેઘા હેતેજી; એહ તવન મેં કીધું સુંદર, શ્રુત અક્ષર સંકેતેજી; એ જિનગુણ સુરતરૂનો પરિમલ, અનુભવ તો તે લેશેજી; ભમર પરે જે અર્થી હોઇને, ગુરુઆણા શિર વહેશેજી. ૫.

## ૩૯. શ્રી સીમંધર સ્વામિની વિનતીરૂપ સવાસો ગાથાનું સ્તવન.

### ઢાલ પહેલી

સ્વામિ સીમંધર વિનતી, સાંભલો માહરી દેવરે; તાહરી આણ હું શિર ધરૂં, આદરૂં તાહરી સેવ રે. સ્વામિ૦ ૧. કુગુરૂની વાસના પાશમાં, હરિણ પરે જે પડ્યા લોક રે; તેહને શરણ તુજ વિણ નહીં, ટળવળે બાપડા ફોક રે. સ્વામિ૦ ૨. જ્ઞાન દર્શન ચરણ ગુણ વિના, જે કરાવે કુલાચાર રે; લૂટીયા તેણે જન દેખતાં, કિહાં કરે લોક પોકાર રે. સ્વામિ૦ ૩. જેહ નહિ ભવ તર્યા નિર્ગુણી, તારશે કેણી પરે તેહ રે; એમ અજાણ્યા પડે ફંદમાં પાપ બંધે રહ્યા જેહ રે. સ્વામિ૦ ૪. કામકુંભાદિક અધિકનું, ધર્મનું કો નવી મૂલ રે; દોકડે કુગુરૂ તે દાખવે, શું થયું એહ જગ સૂલ રે. સ્વામિ૦ ૫. અર્થની દેશના જે દીએ, ઓલવે ધર્મના ગ્રંથ રે; પરમ પદના પ્રગટ ચોરજે, તેહથી કેમ વહે પંથ રે. સ્વામિ૦ ૬. વિષય રસમાં

ગૃહી માચિયા, નાચિયા કુગુરુ મદપૂર રે; ધૂમ ધામે ધમાધમ ચલી, જ્ઞાન મારગ રહ્યા દૂર રે. સ્વામિ૦ ૭. કલહકારી કદાગ્રહ ભર્યા, થાપતા આપણા બોલ રે; જિન વચન અન્યથા દાખવે, આજ તો વાજતે ઢોલ રે. સ્વામિ૦ ૮. કેઇ નિજ દોષને ગોપવા, રોપવા કેઇ મત કંદ રે; ધર્મની દેશના પાલટે, સત્ય ભાખે નહીં મંદ રે. સ્વામિ૦ ૯. બહુ મુખે બોલ એમ સાંભલી, નવિ ધરે લોક વિશ્વાસ રે; ઢૂંઢતા ધર્મને તે થયા, ભમર જેમ કમલ નિવાસ રે. સ્વામિ૦ ૧૦.

ઢાલ બીજી

એમ ઢૂંઢતાંરે ધર્મ સોહામણો, મિલિઓ સદગુરૂ એક; તેહને સાચોરે મારગ દાખવ્યો, આણી હૃદય વિવેક; શ્રી સીમંધર સાહેબ સાંભળો. ૧૧. પર ઘર જોતાંરે ધર્મ તુમે ફિરો. નિજ ઘર ન લહોરે ધર્મ; જેમ નવિ જાણેરે મૃગ કસ્તુરીઓ. મૃગમદ પરિમલ મર્મ. શ્રી૦ ૧૨. જેમ તે ભૂલોરે મૃગ દશો દિશિ ફિરે, લેવા મૃગમદ ગંધ; તેમ જગ ઢુંઢેરે બાહિર ધર્મને, મિથ્યા દૃષ્ટિ રે અંધ. શ્રી૦ ૧૩. જાતિ અંધનોરે દોષ ન આકરો, જે નવિ દેખે રે અર્થ; મિથ્યા દૃષ્ટિ રે તેહથી આકરો, માને અર્થ અનર્થ. શ્રી૦ ૧૪. આપ પ્રશંસેરે પરગુણ ઓલવે, ન ધરે ગુણનોરે લેશ; તે જિન વાણીરે નવિ શ્રવણે સુણે, દિએ મિથ્યા ઉપદેશ. શ્રી૦ ૧૫. જ્ઞાન પ્રકાશેરે મોહતિમિર હરે, જેહને સદગુરૂ સૂર; તે જિન દેખેરે સત્તા ધર્મની, ચિદાનંદ ભરપૂર. શ્રી૦ ૧૬. જેમ નિર્મલતારે રત્ન સ્ફટિકતણી, તેમ એ જીવ સ્વભાવ; તે જિન વીરેરે ધર્મ પ્રકાશીઓ, પ્રબલ કષાય અભાવ. શ્રી૦ ૧૭. જેમ તે રાતેરે ફૂલે રાતડું, શ્યામ ફૂલથીરે શ્યામ; પાપ પુણ્યથીરે તેમ જગ જીવને, રાગ દ્વેષ પરિણામ. શ્રી૦ ૧૮. ધર્મ ન કહિએરે નિશ્ચે તેહને, જેહ વિભાવ વડવ્યાધિ; પહેલે અંગેરે એણીપરે ભાખિયું, કરમે હોએ ઉપાધિ. શ્રી૦ ૧૯. જે જે અંશેરે નિરુપાધિકપણું, તે તે જાણો રે ધર્મ; સમ્યક્ દૃષ્ટિરે ગુણ ઠાણા થકી, જાવ લહે શિવ ધર્મ. શ્રી૦ ૨૦. એમ જાણીનેરે જ્ઞાન દશા ભજી, રહીએ આપ સ્વરૂપ; પર પરિણતિથીરે ધર્મ ન છાંડિએ, નવિ પડિએ ભવકૂપ. શ્રી૦ ૨૧.

## ઢાલ ત્રીજી

જિહાં લગે આતમ દ્રવ્યનું, લક્ષણ નવિ જાણ્યું; તિહાં લગે ગુણ ઠાણું ભલૂં, કેમ આવે તાણ્યું; આતમ તત્વ વિચારીએ. ૨૨. આતમ અજ્ઞાને કરી, જે ભવ દુઃખ લહીએ; આતમ જ્ઞાને તે ટળે, એમ મન સદ્દહીએ. આતમ૦ ૨૩. જ્ઞાન દશા જે આકરી, તેહ ચરણ વિચારો; નિર્વિકલ્પ ઉપયોગમાં, નહીં કર્મનો ચારો. આતમ૦ ૨૪. ભગવઈ અંગે ભાખીઓ, સામાયિક અર્થ; સામાયિક પણ આતમા ધરો સુધો અર્થ. આતમ૦ ૨૫. લોક સાર અધ્યયનમાં, સમકિત મુની ભાવે; મુનિ ભાવજ સમકિત કહ્યું, નિજ શુદ્ધ સ્વભાવે. આતમ૦ ૨૬. કષ્ટ કરો સંજમ ધરો, ગાલો નિજ દેહ; જ્ઞાન દશા વિણ જીવને, નહી દુઃખનો છેહ. આતમ૦ ૨૭. બાહિર યતના બાપડાં, કરતાં દુહવાએ; અંતર જતના જ્ઞાનની, નવિ તેણ થાએ. આતમ૦ ૨૮. રાગ દ્વેષ મલ ગાળવા, ઉપશમ જલ ઝીલો; આતમ પરિણતિ આદરી, પર પરિણતિ પીલો. આતમ૦ ૨૯. હું એહનો એ માહરો, એ હું એણિ બુદ્ધિ; ચેતન જડતાં અનુભવે, ન વિમાસો શુધ્ધિ. આતમ૦ ૩૦. બાહિર દૃષ્ટિ દેખતાં, બાહિર મન ધાવે; અંતર દૃષ્ટિ દેખતાં, અક્ષય પદ પાવે. આતમ૦ ૩૧. ચરણ હોય લજ્જાદિકે, નવિ મનને ભંગે; ત્રીજે અધ્યયને કહ્યું, એમ પહેલે અંગે. આતમ૦ ૩૨. અધ્યાતમ વિણુ જે ક્રિયા, તનુમલ તોલે; મમકારાદિક યોગથી, એમ જ્ઞાની બોલે. આતમ૦ ૩૩. હું કરતા પરભાવનો, એમ જેમ જેમ જાણે; તેમ તેમ અજ્ઞાની પડે, નિજ કર્મને ઘાણે. આતમ૦ ૩૪. પુદ્ગલ કર્માદિકતણો, કરતા વ્યવહારે; કરતા ચેતન કર્મનો, નિશ્ચય સુવિચારે. આતમ૦ ૩૫. કરતા શુદ્ધ સ્વભાવનો, નયશુદ્ધે કહીએ; કરતા પર પરિણામનો, બેઉ કિરિયા ગ્રહીએ. આતમ૦ ૩૬.

## ઢાલ ચોથી

શિષ્ય કહે જો પર ભાવનો, અકર્ત્તા કહ્યો પ્રાણી; દાન હરણાદિક કેમ ઘટે, કહે સદ્ગુરૂ વાણી; શુદ્ધ નય અર્થ મન ધારીએ. શુદ્ધ૦ ૩૭. ધર્મ નવિ દિએ નવિ સુખ દિએ, પરજંતુને દેતો;

આપ સત્તા રહે આપમાં, એમ હૃદયમાં ચેતો. શુદ્ધ૦ ૩૮. જોગવસે જે પુદ્ગલ ગ્રહ્યા, નવિ જીવનાં તેહ; તેહથી જીવ છે જૂજૂઓ, વળી જૂજૂઓ દેહ. શુદ્ધ૦ ૩૯. ભક્ત પાનાદિ પુદ્ગલ પ્રતે, ન દિએ છતિ વિના પોતે; દાન હરણાદિ પરજંતુને, એમ નવિ ઘટે જોતે. શુદ્ધ૦ ૪૦. દાનહરણાદિક અવસરે, શુભ અશુભ સંકલ્પે; દિએ હરે તું નિજ રૂપને, મુખે અન્યથા જલ્પે. શુદ્ધ૦ ૪૧. અન્યથા વચન અભિમાનથી, ફરી કર્મ તું બાંધે; જ્ઞાયક ભાવ જે એકલો, ગ્રહે તે સુખ સાધે. શુદ્ધ૦ ૪૨. શુભ અશુભ વસ્તુ સંકલ્પથી, ધરે જે નટમાયા; તે ટળે સહજ સુખ અનુભવે, પ્રભુ આતમરાયા. શુદ્ધ૦ ૩૩. પરતણી આશ વિષવેલડી, ફલે કર્મ બહુ ભાતિ; જ્ઞાન દહને કરી તે દહે, હોએ એક જે જાતિ શુદ્ધ૦ ૪૪. રાગ દોષે રહિત એક જે, દયા શુદ્ધ તે પાલે; પ્રથમ અંગે એમ ભાખિયું, નિજ શક્તિ અજુઆલે. શુદ્ધ૦ ૪૫. એકતા જ્ઞાન નિશ્ચય દયા, સુગુરૂ તેહને ભાખે; જેહ અવિકલ્પ ઉપયોગમાં, નિજ પ્રાણને રાખે. શુદ્ધ૦ ૪૬. જેહ રાખે પર પ્રાણને, દયા તાસ વ્યવહારે; નિજ દયા વિણ કહો પરદયા; હોએ કવણ પ્રકારે. શુદ્ધ૦ ૪૭. ફોક તેમ જ્ઞાનવિણ જેમ નગર મેદિની, જેમ જીવ વિણ કાયા; ફોક તેમ જ્ઞાનવિણ પરદયા, જિસી નટતણી માયા. શુદ્ધ૦ ૪૮. સર્વ આચારમય પ્રવચને, ભણ્યો અનુભવ યોગ; તેહથી મુનિ વમે મોહને, વળી અરતિ રતિ શોગ. શુદ્ધ૦ ૪૯. સૂત્ર અક્ષર પરાવર્ત્તના સરસ શેલડી દાખી; તાસ રસ અનુભવ ચાખીએ, જિહાં એક છે સાખી. શુદ્ધ૦ ૫૦. આતમરામ અનુભવ ભજો, તજો પરતણી માયા; એહ છે સાર જિન વચનનો, વળી એહ શિવ છાયા. શુદ્ધ૦ ૫૧.

### ઢાલ પાંચમી

એમ નિશ્ચય નય સાંભલીજી, બોલે એક અજાણ; આદરશું અમે જ્ઞાનનેજી, શું કીજે પચ્ચખ્ખાણ; સોભાગી જિન સીમંધર સુણો વાત. ૫૨. કિરિયા ઉથાપી કરીજી, છાંડી તેણે લાજ; નવિ જાણે તે ઉપજેજી, કારણ વિણ નવિ કાજ. સો૦ ૫૩. નિશ્ચય નય અવલંબતાજી, નવિ જાણે તસ મર્મ; છાંડે જે વ્યવ-

હારનેજી, લોપે તે જિન ધર્મ. સો૦ ૫૪. નિશ્ચય દૃષ્ટિ હૃદય ધરીજી, પાલે જે વ્યવહાર; પુણ્યવંત તે પામશેજી, ભવ સમુદ્રનો પાર. સો૦ ૫૫. તુરંગ ચઢી જેમ પામિએજી, વેગે પુરનો પંથ; માર્ગ તેમ શિવનો લહેજી, વ્યવહારે નિગ્રંથ. સો૦ ૫૬. મહેલ ચઢંતાં જેમ નહીજી, તેહ તુરંગનું કાજ; સફલ નહી નિશ્ચય લહેજી, તેમ તનુ કિરિયા સાજ. સો૦ ૫૭. નિશ્ચય નવિ પામી શકેજી, પાલે નવિ વ્યવહાર; પુણ્ય રહિત જે એહવાનજી, તેહને કવણ આધાર. સો૦ ૫૮. હેમ પરિક્ષા જેમ હુવેજી, સહત હુતાસન તાપ; જ્ઞાનદશા તેમ પરખીએજી, જિહાં બહુ કિરિયા વ્યાપ. સો૦ ૫૯. આલંબન વિણુ જેમ પડેજી, પામી વિષમી વાટ; મુગ્ધ પડે ભવ કૂપમાંજી, તેમ વિણુ કિરિયા ઘાટ. સો૦ ૬૦. ચરિત્ત ભણી બહુ લોકમાંજી, ભરતાદિકનાં જેહ; લોપે શુભ વ્યવહારનેજી, બોધિ હણે નિજ તેહ. સો૦ ૬૧. બહુ દલ દિસે જીવનાજી, વ્યવહારે શિવ યોગ; છીંડી તાકે પાધરોજી, છોડી પંથ અયોગ. ૬૨. આવશ્યક માંહે ભાખિયોજી, એહજ અર્થ વિચાર; ફલ સંશય પણ જાણતાંજી, જાગીજે સંસાર. સો૦ ૬૩.

### ઢાલ છઠ્ઠી

અવર ઇસ્યો નય સાંભલી, એક ગ્રહે વ્યવહારો રે; મર્મ દ્વિવિધ તસ નવિ લહે, શુદ્ધ અશુદ્ધ વિચારો રે. ૬૪. તુજ વિણુ ગતિ નહી જંતુને, તું જગજંતુનો દીવો રે; જીવીએ તુજ અવલંબને, તું સાહેબ ચિરંજીવો રે. તુજ૦ ૬૫. જેહ ન આગમ વારીઓ, દીસે અશઠ આચારો રે; તેહજ બુધ બહુ માનીઓ, શુદ્ધ કહ્યો વ્યવહારો રે. તુજ૦ ૬૬. જેહમાં નિજ મતિ કલ્પના, જેહથી નવિ ભવ પારો રે; અંધ પરંપરા બાંધિઓ, તેહ અશુદ્ધ આચારો રે. તુજ૦ ૬૭. શિથિલ વિહારીએ આચર્યાં, આલંબન જે કૂડાં રે; નિયત વાસારિક સાધુને, તે નવિ જાણીએ રૂડાં રે. તુજ૦ ૬૮. આજ ન ચરણ છે આકરૂ, સંહનનાદિક દોષે રે; એમ નિજ અવગુણ ઓલવી, કુમતિ કદાગ્રહ પોષે રે. તુજ૦ ૬૯. ઉત્તરગુણ માંહે હીણડા, ગુરૂ કાલાદિક પાખે રે; મૂલગુણે નહી હીણડા, એમ પંચા-

શક ભાખે રે. તુજ૦ ૭૦. પરિગ્રહ ગ્રહવશ લિંગીયા, લેઈ કુમતિ રજ માથે રે; નિજ ગુણ પર અવગુણ લવે, ઈંદ્રિય વૃષભ ન નાથે રે. તુજ૦ ૭૧. નાણ રહિત હિત પરિહરી, જિન દંસણ ગુણ લૂસે રે; મુનિ જનના ગુણ સાંભલી, તેહ અનારજ રૂસે રે. તુજ૦ ૭૨. અણુસમ દોષ જે પરતણા, મેરૂ સમાન તે બોલે રે; જેહસું પાપની ગોઠડી, તેહસું હિયડલું ખોલે રે. તુજ૦ ૭૩. સૂત્ર વિરૂદ્ધ જે આચરે, થાપે અવિધિના ચાલા રે; તે અતિ નિવિડ મિથ્યામતિ, બોલે ઉપદેશમાલા રે. તુજ૦ ૭૪. પામર જન પણ નવિ કહે, સહસા જૂઠ સશૂકો રે; જૂઠ કહે મુનિવેષ જે, તે પરમારથ મૂકો રે. તુજ૦ ૭૫. નિર્દય હૃદય છ કાયમાં, જે મુનિવેષે પ્રવર્ત્તે રે; ગૃહ યતિ ધર્મથી બાહેરા, તે નિર્ધન ગતિ વર્ત્તે રે. તુજ૦ ૭૬. સાધુ ભગતિ જિન પૂજના, દાનાદિક શુભ કર્મે રે; શ્રાવક જન કહ્યો અતિ ભલો, નહિ મુનિવેષ અધર્મે રે. તુજ૦ ૭૭. કેવલ લિંગ ધારીતણો, જે વ્યવહાર અશુદ્ધો રે; આદરીએ નવિ સર્વથા, જાણી ધર્મ વિરૂદ્ધો રે તુજ૦ ૭૮.

## ઢાલ સાતમી

જે મુનિવેષ શકે નવિ છંડી, ચરણ કરણ ગુણ હીણાજી; તે પણ મારગ માંહે દાખ્યા, મુનિ ગુણ પક્ષે લીણાજી; મૃષાવાદ ભવકારણ જાણી, મારગ શુદ્ધ પ્રરૂપેજી; વંદે નવિ વંદાવે મુનિને, આપ થઈ નિજ પ્રરુપેજી. ૭૯. મુનિ ગુણ રાગે પૂરા શૂરા, જે જે જયણા પાલેજી; તે તેહથી શુભ ભાવ લહીને, કર્મ આપણા ટાલેજી; આપ હીનતા જે મુનિ ભાષે, માન સાંકડે લોકેજી; એ દુર્દ્ધર વ્રત એહનું દાખ્યું, જે નવિ ફૂલે ફોકેજી. ૮૦. પ્રથમ સાધુ બીજો વર શ્રાવક, ત્રીજો સંવેગ પાખીજી; એ ત્રણે શિવ મારગ કહીએ, જિહાં છે પ્રવચન સાખીજી; શેષ ત્રણ ભવ મારગ કહીએ, કુમત કદાગ્રહ ભરિયાજી; ગૃહિ યતિ લિંગ કુલિંગે લખીએ, સકલ દોષના દરિયાજી. ૮૧. જે વ્યવહાર મુગતિ મારગમાં, ગુણ ઠાણાને લેખેજી; અનુક્રમે ગુણ શ્રેણિનું ચઢવું, તેહજ જિનવર દેખેજી; જે પણ દ્રવ્યક્રિયા પ્રતિપાલે, તે પણ સન્મુખ ભાવેજી; શુક્લ બીજની ચંદ્રકળા જેમ,

પૂર્ણ ભાવમાં આવેજી. ૮૨. તે કારણ લજ્જાદિકથી પણ, શીલ ધરે જે પ્રાણીજી; ધન્ય તેહ કૃતપુણ્ય કૃતારથ, મહાનિસીથે વાણીજી; એ વ્યવહાર નયે મન ધારો, નિશ્ચય નય મત દાખ્યુંજી; પ્રથમ અંગમાં વિતિગિચ્છાએ, ભાવ ચરણ નવિ ભાખ્યુંજી. ૮૩.

## ઢાલ આઠમી

અવર એક ભાખે આચાર, દયા માત્ર શુદ્ધજ વ્યવહાર; જે બોલે તેહજ ઉથ્થપે, શુદ્ધ કરૂં હું મુખ ઇમ જપે. ૮૪. જિન પૂજાદિક શુભ વ્યવહાર, તે માને આરંભ અપાર; નવિ જાણે ઉતરતાં નઇ, મુનિને જીવદયા કયાં ગઇ. ૮૫. જો ઉતરતાં મુનિને નદી, વિધિ જોગે નવિ હિંસા વદી; તો વિધિ જોગે જિન પૂજના, શિવ કારણ મત ભૂલો જના. ૮૬. વિષયારંભતણો જ્યાં ત્યાગ, તેહથી લહિએ ભવજલ તાગ; જિન પૂજામાં શુભ ભાવથી, વિષયારંભતણો ભય નથી. ૮૭. સામાયિક પ્રમુખે શુભ ભાવ, યદ્યપિ લહિએ ભવજલ નાવ; તો પણ જિન પૂજાએ સાર, જિનનો વિનય કહ્યો ઉપચાર. ૮૮. આરંભાદિક શંકા ધરી, જો જિનરાજ ભક્તિ પરહરી; દાન માન વંદન આદેશ, તો તુજ સબલો પડ્યો કલેશ. ૮૯. સ્વરૂપથી દીસે સાવદ્ય, અનુબંધે પૂજા નિર્વદ્ય; જે કારણ જિન ગુણ બહુ માન, જે અવસરે વરતે શુભ ધ્યાન. ૯૦. જિનવર પૂજા દેખી કરી, ભવિયણ ભાવે ભવજલ તરી; છક્કાયના રક્ષક હો વળી, એહ ભાવ જાણે કેવલી. ૯૧. જલ તરતાં જલ ઉપર યથા, મુનિને દયા ન હોએ વૃથા; પુષ્પાદિક ઉપર તિમ જાણ, પુષ્પાદિક પૂજાને ઠાણ. ૯૨. તો મુનિને નહિ કિમ પૂજના, એમ તું શું ચિંતે શુભ મના; રોગીને ઔષધ સમ એહ, નિરોગી છે મુનિવર દેહ. ૯૩.

## ઢાલ નવમી

ભાવસ્તવ મુનિને ભલોજી, બેઉ ભેદે ગ્રહી ધાર; ત્રીજે અધ્યયને કહ્યોજી, મહાનિસિથ મઝાર; સુણો જિન તુઝ વિણ કવણ આધાર. ૯૪. વળી તિહાં ફલ દાખિયુંજી, દ્રવ્ય સ્તવનું રે સાર; સ્વર્ગ બારમું ગેહિનેજી, એમ દાનાદિક ચાર. સુણો૦

૯૫. છઠ્ઠે અંગે દ્રૌપદીજી, જિન પ્રતિમા પૂજેય; સૂરિયાભ પરે ભાવથીજી, એમ જિનવીર કહેય. સુણો૦ ૯૬. નારદ આવે નવિ થઇજી, ઉભી તેહ સુજાણ; તે કારણ તે શ્રાવિકાજી ભાખે આલ અજાણ. સુણો૦ ૯૭. જિન પ્રતિમા આગલ કહ્યોજી, શક્રસ્તવ તેણે નાર; જાણે કુણ વિણ શ્રાવિકાજી, એહ વિધ હૃદય વિચાર સુણો૦ ૯૮. પૂજે જિન પ્રતિમા પ્રતેજી, સૂરિયાભ સુરરાય; વાંચી પુસ્તક રત્નનાજી, લેઇ ધર્મ વ્યવસાય. સુણો૦ ૯૯. રાયપસેણી સૂત્રમાંજી, મોહોટો એહ પ્રબંધ; એહ વચન અણમાનતાંજી, કરે કરમનો બંધ. સુણો૦ ૧૦૦. વિજય દેવ વક્તવ્યતાજી, જીવાભિગમેરે એમ; જો થિતિ છે એ સુરતણીજી, તો જિન ગુણ શ્રુતિ કેમ. સુણો૦ ૧૦૧. સિદ્ધારથરાયે કર્યાજી, યાગ અનેક પ્રકાર; કલ્પસૂત્રે એમ ભાખિયુંજી, તે જિન પૂજા સાર. સુણો૦ ૧૦૨. શ્રમણોપાસક તે કહ્યાજી, પહેલા અંગમઝાર; યાગ અનેરા નવિ કરેજી, તે જાણો નિરધાર. સુણો૦ ૧૦૩. એમ અનેક સૂત્રે ભણ્યુંજી, જિન પૂજા ગૃહિકૃત્ય; જે નવિ માને તે સહીજી, કરશે બહુ ભવ નૃત્ય. સુણો૦ ૧૦૪.

## ઢાલ દશમી

અવર કહે પૂજાદિક ઠામે, પુણ્યબંધ છે શુભ પરિણામે; ધર્મ ઇહાં નવિ કોઈ દીસે, જેમ વ્રત પરિણામે મન હીસે. ૧૦૫. નિશ્ચય ધર્મ ન તેણે જાણ્યો, જે સૈલેશી અંત વખાણ્યો; ધર્મ અધર્મતણા ક્ષયકારી, શિવસુખ દે જે ભવજલ તારી. ૧૦૬. તસ સાધન તું જે જે દેખે, નિજ નિજ ગુણઠાણાને લેખે; તેહ ધરમ વ્યવહારે જાણો, કારજ કારણ એક પ્રમાણો. ૧૦૭. એવંભૂતતણો મત ભાખ્યો, શુદ્ધ દ્રવ્ય નય એમ વળી દાખ્યો; નિજ સ્વભાવ પરણુતિ તે ધર્મ, જે વિભાવ તે ભાવજ કર્મ. ૧૦૮. ધર્મ શુદ્ધ ઉપયોગ સ્વભાવે, પુણ્ય પાપ શુભ અશુભ વિભાવે; ધર્મ હેતુ વ્યવહારજ ધર્મ, નિજ સ્વભાવ પરણુતિનો મર્મ. ૧૦૯. શુભ યોગે દ્રવ્યાશ્રવ થાય, નિજ પરિણામ ન ધર્મ હણાય; યાવત યોગ ક્રિયા નહીં થંભી, તાવત જીવ છે યોગારંભી. ૧૧૦. મલિનારંભ કરે જે કિરિયા, અસદારંભ

તજીને તરિયા; વિષય કષાયાદિકને ત્યાગે; ધર્મ મતિ રહિએ શુભ માગે. ૧૧૧. સ્વર્ગ હેતુ જો પુણ્ય કહીજે, તો સરાગ સંયમ પણ લીજે; બહુ રાગે જે જિનવર પૂજે, તસ મુનિની પરે પાતક ધ્રૂજે. ૧૧૨. ભાવસ્તવ એહથી પામીજે, દ્રવ્યસ્તવ એ તેણે કહી જે; દ્રવ્ય શબ્દ છે કારણ વાચી, ભર્મે મ ભુલો કર્મ નિકાચી. ૧૧૩.

## ઢાલ અગ્યારમી.

કુમતિ એમ સકલ દૂરે કરી, ધારીએ ધર્મની રીત રે; હારીએ નવિ પ્રભુ બલ થકી, પામીએ જગતમાં જીત રે; સ્વામિ સીમંધરા તું જયો. ૧૧૪. ભાવ જાણે સકલ જંતુના, ભવ થકી દાસને રાખ રે; બોલિયા બોલ જે તે ગણું, સફલ જો છે તુજ સાખ રે. સ્વામિ૦ ૧૧૫. એક છે રાગ તુજ ઉપરે; તેહ મુજ શિવતરૂ કંદ રે; નવિ ગણું તુજ પરે અવરને, જો મિલે સુર નર વૃંદ રે. સ્વામિ૦ ૧૧૬. તુજ વિના મેં બહુ દુઃખ લહ્યાં, તુજ મિલે તે કેમ હોય રે; સેહ વિણુ મોર માચે નહીં, મેહ દેખી માચે સોય રે. સ્વામિ૦ ૧૧૭. મન થકી મિલન મેં તુજ કિયો, ચરણ તુજ ભેટવા સાંઇ રે; કીજિએ જતન જિન એ વિના, અવર ન વાંછિએ કાંઇ રે. સ્વામિ૦ ૧૧૮. તુજ વચન રાગ સુખ આગલે, નવિ ગણું સુરનર શર્મ રે; કોડિ જો કપટ કોઇ દાખવે, નવિ તજું તોએ તુજ ધર્મ રે. સ્વામિ૦ ૧૧૯. તું મુજ હૃદયગિરિમાં વસે, સિંહ જો પરમ નિરીહ રે; કુમત માતંગના જુથથી, તો કશી પ્રભુ મુજ બીહ રે. સ્વામિ૦ ૧૧૨. કોડિ છે દાસ પ્રભુ તાહરે, માહરે દેવ તું એક રે; કીજીએ સાર સેવકતણી, એ તુજ ઉચિત વિવેક રે. સ્વામિ૦ ૧૨૧. ભક્તિ ભાવે ઇસ્યું ભાખીએ, રાખીએ એહ મનમાંહી રે; દાસના ભવ દુઃખ વારિએ, તારિએ સો ગ્રહી બાંહી રે. સ્વામિ૦ ૧૨૨. બાળ જેમ તાત આગલ કહે, વિનવું હું તેમ તૂજ રે; ઉચિત જાણો તેમ આચરૂં, નવિ રહ્યો તુજ કિસ્યું ગુજ રે. સ્વામિ૦ ૧૨૩. મુજ હોજો ચિત્ત શુભ ભાવથી, ભવ ભવ તાહરી સેવ રે; યાચિએ કોડિ યતને કરી, એહ તુજ આગલે દેવ રે. સ્વામિ૦ ૧૨૪.

### કળશ

ઈમ સકલ સુખકર, દુરિત ભયહર, વિમલ લક્ષણ ગુણધરો; પ્રભુ અજર અમર નરિંદ વંદિત, વિન૦યો સીમંધરો; નિજ નાદતર્જિત મેઘગર્જિત, ધૈર્યનિર્જિત મંદરો; શ્રી નયવિજય બુધ ચરણ સેવક, જશવિજય બુધ જય કરો. ૧૨૫

## ૪૦. નિશ્ચય વ્યવહાર ગર્ભિત શ્રી શાંતિ જિન સ્તવન.

### ઢાલ પહેલી

શાંતિ જિણેસર કેસર, અર્ચિત જગ ધણી રે; અ૦ સેવા કીજે સાહિબ, નિત્ય નિત્ય તુમ તણી રે; નિ૦ તુઝ વિણ દૂજો દેવ, ન કોઈ દયાલુઓ રે: નિ૦ મન મોહન ભવિ બોહન, તુંહી મયાલુઓ રે. તું૦ ૧. દુરિત અપાસન શાસન, તું જગ પાવનો રે; તું૦ સુકૃત ઉલ્લાસન, કર્મ નિકાસન ભાવનો રે; નિ૦ સિંહાસન પદ્માસન, બેઠો જે ચવે રે; બે૦ જગ ભાસન પર શાસન, વાસન ખેપવે રે; વા૦ વાણી ગંગ તરંગ, સુરંગ તે ઉચ્છલે રે; સુ૦ નયગમ ભંગ પ્રમાણ, પ્રવાહ ઘણા ભલે રે: પ્ર૦ નિશ્ચય નય વ્યવહાર, તિહાં ભમરી ભમે રે; તિ૦ બુદ્ધિ નાવ જસ ચાલે, તેહને સહુ નમે રે. તે૦ ૩. નિશ્ચય ને વ્યવહાર, તણી ચર્ચા ઘણી રે: ત૦ જાણે પણ જન તાણે, દિલ રૂચી આપણી રે: દિ૦ સ્યાદ્વાદ ઘર માંહી ચડયા હોય ઘોડલા- રે; ઘ૦ હેખે પક્ષ ઉવેખે, તે જગ થોડલા રે. તે૦ ૪. માંહોમાંહે તે બહુ જેમ, નય ચર્ચા કરે રે; ન૦ ભરત ક્ષેત્રના ભાવિક, શ્રાવક મન ધરે રે; શ્રા૦ તેમ હું કાંઈક ઢાલ, રસાલે દાખવું રે; ર૦ પણ તુજ વચન પ્રમાણ, તિહાં મુજ ભાખવું રે. તિ૦ ૫.

### ઢાલ બીજી

નિશ્ચય નયવાદી કહે, એક ભાવ પ્રમાણ છે સાચો રે; વાર અનંતી જે લહી, તે ક્રિયામાં મત રાચો રે; ચતુર સનેહી સાંભલો. ૧. ભરત ભૂપ ભાવે તર્યો, વળી પરિણામે મરૂદેવા રે; ગ્રૈવેયક ઉપર નહીં, ફલે દ્રવ્ય ક્રિયાની સેવા રે. ચ૦ ૨. નય વ્યવહાર કહે તુમે, કેમ ભાવ ક્રિયા વિણ લહેશો રે; રત્ન શોધ શતપુટ પરે, ક્રિયા

તે સાચી કહેશો રે. ચ૦ ૩. એક સહેજે એક યત્નથી, જેમ ફલ કેરો પરિપાકો રે; તેમ ક્રિયા પરિણામનો, જગ ભિન્ન ભિન્ન છે વાકો રે. ચ૦ ૪. સહેજે ફલ અમે પામશું, એમ ગલીઆ બદલ જે થાએ રે; સહેજે તૃપ્તા તે હોશે, કાં અન્ન કવલ કરી ખાએ રે. ચ૦ ૫. વિણુ વ્યવહારે ભાવ જે, તે તો ક્ષણુ તોલો ક્ષણુ માસો રે; તેહથી હાંસી ઉપજે, વળી દેખે લોક તમાસો રે. ચ૦ ૬. ગુરૂકુલવાસી ગુણુ નીલો, વ્યવહારે થિર પરિણામો રે; ત્રિવિધ અવંચક જોગથી, હોએ સુજસ મહોદય કામો રે. ચ૦ ૭.

ઢાલ ત્રીજી

નિશ્ચય કહે કુણુ ગુરુ કુણુ ચેલા, ખેલે આપહી આપ અકેલા; જાસ પ્રકાશે જગ સવિ ભાસે, નવનિધિ અષ્ટમાહા સિદ્ધિ પાસે. ૧. મોહના રંગીલા હમારા, સોહના સુખ સંગી; કર્મ વિભાવ શક્તિ જે તોડે, તે સ્વભાવ શક્તિ શું જોડે; ભાંગ્યો ભરમ મરમ સવિ જાણ્યો, પૂર્ણ જ્ઞાન નિજરૂપ પિછાણ્યો. મો૦ ૨. કરતા હુઈ હાથી પરે જૂઝે, સાખી નિજ ગુણુ માંહે સલૂઝે; કરતા તે ક્રિયા દુઃખ વેદે, સાખી ભવતરુ કંદ ઉચ્છેદે મો૦ ૩. જ્ઞાનીને કરણી સવિ થાકી, હુઈ રહ્યો નરમ કરમ સ્થિતિ પાકી; માલા અણુદેખે જે ભમતો, તે દેખી હોએ નિજ ગુણુ રમતો. મો૦ ૪. ભાવ અશુધ્ધ જે પુદ્ગલ કેરા, તે તો જાણ્યા સબહી અનેરા; મોક્ષરૂપ અમે નિજ ગુણુ વરિયા, તે અર્થે કરશે કુણુ કિરિઆ મો૦ ૫. હવે વ્યવહાર કહે સુણો પ્યારા, એ મીઠા તુમ બોલ દુચારાઃ ભણુતાંને અણુકરતાં ભાસો, વચન વીર્ય કરી આપ વિમાસો. મો૦ ૬. જે અભિમાન રહિત તે સાખી, શક્તિ ક્રિયામાં તે છે આખી; ક્રિયા જે શુભ જોગે માંડે, ખેદાદિક દૂષણુ સવિ છાંડે. મો૦ ૭. ભુખ ન ભાંજે ભોજન દીઠે, વિણુ ખાંડે તુષ વ્રીહી ન નીઠે; માંજ્યા વિણુ જેમ પાત્ર ન આછું, ક્રિયા વિણુ તેમ સાધન પાછું. મો૦ ૮. મોક્ષ રૂપ આતમ નિરધારી, નવિ થાકયા જિણુવર ગણધારી; ક્રિયા જ્ઞાન જે અનુક્રમે સેવે, સુજસ રંગ તેહને પ્રભુ દેવે. મો૦ ૯.

## ઢાલ ચોથી

નિશ્ચય કહે વિણુ ભાવ પ્રમાણે, કિરિયા કામ ન આવે; આવ્યો ભાવ તો ક્રિયા થાકી, ધ્રાયાં જમણુ ન ભાવે; માનો બોલ હમારો રાજ, તાણા તાણુ ન કીજે. ૧. શ્રમણુ હુઈ ગણુધર પ્રવ્રજ્યા, મલે તે ભાવ પ્રમાણે; લિંગ પ્રયોજન જન મન રંજન, ઉત્તરાધ્યયને વખાણે. મા૦ ૨. નિજ પરિણામજ ભાવ પ્રમાણ્યો, વળી ઓઘ-નિર્યુકતે; આતમ સામાયિક ભગવઇમાં, ભાખ્યું તે જુઓ જુગતે. મા૦ ૩. નય વ્યવહાર કહે સવિ શ્રુતમાં, ભાવ કહ્યો તે સાચો; પણુ ક્રિયાથી તે હોએ જાચો, ક્રિયા વિણુ તે હોએ કાચો. મા૦ ૪. ભાવ નવો ક્રિયાથી આવે; આવ્યો તે વળી વાધે; નવિ પડે ચઢે ગુણુ શ્રેણે, તેણે મુનિ ક્રિયા સાધે. મા૦ ૫. નિશ્ચયથી નિશ્ચય નવિ જાણ્યો, જેણે ક્રિયા નવિ પાલી; વચન માત્ર નિશ્ચય શું વિચારે, ઓઘ વચન જુઓ ભાલી. મા૦ ૬. જેમ જેમ ભાવ ક્રિયાયાં ભળશે, સાકર જેમ પયમાંહે; તેમ તેમ સ્વાદ હોશે અધિકેરો, સુજસ વિલાસ ઉચ્છાહે. મા૦ ૭.

## ઢાલ પાંચમી

નિશ્ચય નયવાદી કહે રે, ખટદર્શન માંહી સાર; સમતા સાધન મોક્ષનું, એહવો કીધો નિરધાર રે; મનમાંહી ધરી જે પ્યાર રે; અમે કહું છું તુમ ઉપગાર રે, બલિહારી ગુણુની ગોઠડી, મેરે લાલ. ૧. પન્નર ભેદ જે સિદ્ધના રે, ભાવલિંગ તિહાં એક; દ્રવ્ય લિંગ ભજના કહી, શિવ સાધન સમતા છેક રે; તેહમાં છે સબલ વિવેક રે, તિહાં લાગી મુજ મન ટેક રે, ભામા છે અવર અનેક રે. બ૦ ૨. જિહાં મારગ ભાંજે સવે રે, ધારણુને અસરાલ; જોગ નાલી સમતા તિહાં, ડાંડો દાખે તતકાલ રે; હોએ જોગ અજોગ વિચાલ રે, લઘુ પણુ અક્ષર સંભાલ રે, પોહોચે શિવ પદ દેઇ ફાલ રે. બ૦ ૩. થિવિર કલ્પ જિન કલ્પની રે, કિરિયા છે બહુ રૂપ; સામાચારી જૂજૂઇ રે, કોઇ ન મલે એક રૂપ રે; તિહાં હઠ છે ઉંડો કૂપ રે, તિહાં પાસ ધરે મોહ ભૂપ રે, તે તો વિરુઓ

વિષમ વિરૂપ રે. બ૦ ૪. નય વ્યવહાર કહે હવે રે, શું બોલ્યા એ મિત્ત; સમતા તુમને વાલહી, અમને પણ તિહાં દઢ ચિત્ત રે; અમે સંભારૂં નિત્ય નિત્ય રે, કિરિયા પણ તાસ નિમિત્ત રે, એમ વધશે બેહુને હિત રે. બ૦ ૫. પન્નર ભેદ જે સિદ્ધના રે, રાજ પંથ તિહાં જોડ; તે મારગ અનુસારિણી, કિરિયા તેહશું ધરો નેહ રે; ક્ષણમાંહી ન દાખો છેહ રે, આલમ છાંડો નિજ દેહ રે, આળ-સુને ઘણા સંદેહ રે. બ૦ ૬. થાપે ભાવજ જે કહી રે, ભરતાદિક દ્રિષ્ટંત; આવશ્યકમાંહે કહ્યા, તે તો પાસથ્થા એકંત રે; તે તો પ્રવચન લોપે તંત રે, તસ મુખ નવિ દેખે સંત રે, એમ ભાખે શ્રી ભગવંત રે. બ૦ ૭. કિરિયા જે બહુ વિધ કહી રે, તેહજ કર્મ પ્રતિ-કાર; રોગ ઘણા ઔષધ ઘણાં, કોઇને કોઇથી ઉપગાર રે; જિન વૈદ્ય કહે નિરધાર રે, તેણે કહ્યું તે કીજે સાર રે, એમ ભાખે અંગ આચાર રે. બ૦ ૮. રાજ પંથ ભાંગે નહીં રે, ભાંગે તે નાહનાં સેર; એ પણ મનમાં ધારજો, એ એક ગાંઠો સો પેર રે; શું ફુલી થાઓ છો ભેર રે, જો મલીયે બેહુ એક વેર રે, તો ભાંજે ભ્રાંતિ ઉકેર રે. બ૦ ૯. સૂત્ર પરંપર શું મળે રે, સામાચારી શુદ્ધ; વિનયાદિક મુદ્રા વિષે, તે બહુ વિધ પણ અવિરૂદ્ધ રે; મુંઝે તે જે હોયે મુદ્ધ રે, નવિ મુંજે તે પ્રતિ બુદ્ધ રે, વળી સુજસ અલુદ્ધ અકુદ્ધ રે. બ૦ ૧૦.

### ઢાલ છઠ્ઠી

વાદ વદંતાં આવિયા, તુઝ સમવસરણ જબ દીઠું રે; તે બેહુનો ઝગડો ટળ્યો, તુઝ દર્શન લાગ્યું મીઠું રે. બલિહારી પ્રભુ તુમ તણી. ૧. સ્યાદ્વાદ આગલ કરી, તુમે બેહુને મેલ કરાવ્યો રે; અંતરંગ રંગે મલ્યા, દુર્જનનો દાવ ન ફાવ્યો રે. બ૦ ૨. પર ઘર ભંજક ખલ ઘણા, તે ચિત્ત માંહે ખાંચા ઘાલે રે; પણ તુમ સરિખા પ્રભુ જોડને, તેહશું તેણે કાંઈ ન ચાલે રે. બ૦ ૩. જેમ એ બેહુની પ્રીતડી, તુમે કરી આપી થિર ભાવે રે; તેમ મુઝ અનુભવ મિત્તશું, કરી આપો મેલ સ્વભાવે રે. બ૦ ૪. તુજ શાસન જાણ્યા પછી, તેહશું મુઝ પ્રિત છે જાગી રે; પણ તે કહે મમતા

તજો, તેણે નવિ આવે છે બાજી રે. બ૦ ૫. કાલ અનાદિ સંબંધિની, મમતા તે કેડ ન મૂકે રે; રીસાયે અનુભવ તદા, પણ ચિત્તથી હિત નવી ચૂકે રે. બ૦ ૬. એહવા મિત્રશું રૂષણું, એ તો મુઝ મન લાગે માઠું રે; તેમ કીજે મમતા પરી, જિમ છાંડુ ચિત્ત કરી કાઠું રે. બ૦ ૭. ચરણ ધર્મ નૃપ તુમ વશે, તસ કન્યા સમતા રૂડી રે; અચિરા સુત તે મેલવો, જેમ મમતા જાયે ઉડી રે. બ૦ ૮. સાહિબે માની વિનતિ, મળ્યો અનુભવ મુઝ અંતરંગે રે; ઓચ્છવ રંગ વધામણાં, હુઆ સુજસ મહોદય સંગે રે. બ૦ ૯.

### કળશ

એમ સયલ સુખકર, દુરિત ભયહર, શાંતિ જિનવર, મેં સ્તવ્યો; યુગ ભુવન સંજમ માન વરષે, (૧૭૩૨) ચિત્ત હર્ષે વિનવ્યો; શ્રી વિજય પ્રભ સૂરિ રાજ રાજે, સુકૃત કાજે નય કહી; શ્રી નય વિજય બુધ શિષ્ય વાચક જશવિજય જય સિરિ લહી. ૧.

## ૪૧. શ્રીમદ્ યશોવિજયજી કૃત શ્રી સીમંધર સ્વામીનું નિશ્ચય વ્યવહારનું ચાર ઢાલનું સ્તવન.

### ઢાલ પહેલી

શ્રી સીમંધર સાહિબ આગે વિનંતિ રે, મન ધરી નિર્મલ ભાવ; કીજેરે, કીજેરે, લીજે લાહો ભવતણો રે. ૧. બહુ સુખ ખાણી તુજ વાણી પરિણમે રે, જેહ એક નય પક્ષ; ભૂલા રે ભૂલા રે, તે પ્રાણી ભવ રડવડે રે. ૨. મેં મતિ મોહે એકજ નિશ્ચય નય આદર્યો રે. કે એકજ વ્યવહાર; ભેલા રે ભેલા રે, તુજ કરૂણાએ ઓળખ્યા રે. ૩. શિબિકા વાહક પુરૂષતણી પરે કહ્યો રે નિશ્ચય નય વ્યવહાર; મિલીયા રે મિલીયા રે, ઉપગારી નવી જુજુઆ રે. ૪. બહુલા પણ રત્ન કહ્યા જે એકલાં રે, તે માલા ન કહાય; માલા રે માલા રે, એક સૂત્ર તે સાંકલ્યાં રે. ૫. તેમ એકાકી નય સઘળા મિથ્યા મતિ રે, મિલીયા સમક્તિ રૂપ; કહીએ રે કહીએર, લહીએ સમ્મતિ સમ્મતિ રે. ૬. હોય પંખ વિણુ પંખી જેમ નવિ ચલી શકે રે, જેમ રથ વિણુ હોય ચક્ર; ન ચલે રે ન ચલે રે, તિમ

શાસન નય બિહું વિના રે. ૭. શુદ્ધ અશુદ્ધપણું સરખું છે બેઉને રે, નિજ નિજ વિષે શુદ્ધ; જાણો રે જાણો રે, પર વિષે અવિશુદ્ધતા રે. ૮. નિશ્ચય નય પરિણામપણાએ છે વડો રે, તેહવો નહિ વ્યવહાર; ભાખે રે ભાખે રે; કોઇક ઇમ નવિ ઘટે રે. ૯. જે કારણ નિશ્ચય નય કારણ અછે રે, કારણ છે વ્યવહાર; સાચો રે સાચો રે, કારજ સાચો તે સહિ રે. ૧૦. નિશ્ચય નય મતિ ગુરુ શિષ્યાદિક કો નહિ રે, કરે ન ભુંજે કોય; તેહથી રે તેહથી રે, ઉન્મારગ તે દેશનારે. ૧૧. વ્યવહારે ગુરૂ શિષ્યાદિક સંભવે રે, સાચો તે ઉપદેશ; ભાખ્યો રે ભાખ્યો રે, ભાષ્યે સૂત્ર વ્યવહારમેં રે. ૧૨.

## ઢાલ બીજી

કોઇકિ વિધિ જોતાં થકાં રે, છાંડે સવિ વ્યવહાર રે, મન વસીયા; ન લહે તુજ વચને કહ્યું રે, દ્રવ્યાદિક અનુસાર રે, ગુણ રસીયા. ૧. પાઠ ગીત નૃત્યની કલારે, જિમ હોય પ્રથમ અશુદ્ધ રે; મન૦ પણ અભ્યાસે તે ખરી રે, તિમ ક્રિયા અવિરૂદ્ધ રે. ગુણ૦ ૨. મણિ શોધક શત ખારના રે, જિમ પુટ સકલ પ્રમાણ રે; મન૦ સર્વ ક્રિયા તેમ યોગને રે, પંચ વસ્તુ અહિનાણ રે. ગુણ૦ ૩. પ્રીતિ ભક્તિ યોગે કરી રે, ઇચ્છાદિક વ્યવવાર રે; મન૦ હીણો પણ શિવ હેતુ છે રે, જેહને ગુરૂ આધાર રે. ગુણ૦ ૪. વિષ ગરલ અન્યોન્ય છે રે, હેતુ અમૃત જેમ પંચ રે; મન૦ ક્રિયા તિહાં વિષ ગરલ કહી રે, ઇહ પરલોક પ્રપંચ રે. ગુણ૦ ૫. અન્યોન્ય હૃદય વિના રે, સમૂચ્છિંમ પરે હોય રે; મન૦ હેતુ ક્રિયા વિધિ રાગથી રે, ગુણ વિનયીને જોય રે. ગુણ૦ ૬. અમૃત ક્રિયા માંહી જાણીએ રે, દોષ નહિ લવલેશ રે; મન૦ ત્રિક તજવા દોય સેવવા રે, યોગ બિંદુ ઉપદેશ રે. ગુણ૦ ૭. ક્રિયા ભક્તિ છેદીએ રે, અવિધિ દોષ અનુબંધ રે; મન૦ તિણે તે શિવ કારણ કહે રે. ધર્મ સંગ્રહણી પ્રબંધ રે. ગુણ૦ ૮. નિશ્ચય ફલ કેવલ લગે રે, ન તજીએ વ્યવહાર રે; મન૦ ચક્રી ભોગ પામ્યા વિના રે, જિમ નિજ ભોજન સાર રે. ગુણ૦ ૯. પુણ્ય અગ્નિ પાતિક દહે રે, જ્ઞાન સહેજે ઓળખાય રે;

મન૦ પુણ્ય હેતુ વ્યવહાર છે રે, તિણે નિર્વાણ ઉપાય રે. ગુણ૦ ૧૦. ભવ્ય એક આવર્ત્તમાં રે, ક્રિયાવાદિ સિદ્ધ રે; મન૦ જેવે તેમ બીજો નહિ રે, "દશા ચૂર્ણી" પ્રસિદ્ધ રે. ગુણ૦ ૧૧. ઇમ જાણીને મન ધરે રે, તુજ શાસનનો રાગ રે; મન૦ નિશ્ચય પરિણતિ મુનિ રહે રે, વ્યવહારે વડ લાગ રે. ગુણ૦ ૧૨.

ઢાલ ત્રીજી

સમક્તિ પક્ષ કોઇકજ આદરે, ક્રિયા મંદ અણજાણ; શ્રેણીક પ્રમુખ ચરિત્ર આગલ કરે, નવિ માને ગુરૂ આણ; અંતરજામી રે તું જાણે સવે. ૧. કહે તે શ્રેણીક નવિ નાણી હુઓ, નવિ ચારિત્ર પ્રધાન; સમક્તિ ગુણથી રે જિન પદ પામશે, તેહજ સિદ્ધિ નિદાન. અં૦ ૨. તે નવિ જાણે રે ક્રિયા ખપ વિના, સમક્તિ ગુણ પણ તાસ; નરક તણી ગતિ નવિ છેદી શકે, એ આવશ્યકે ભાષ. અં૦ ૩. ઉજ્વલ તાણે રે વાણે મેલડે, સોહે પટ ન વિશાળ; તિમ નવિ સોહે રે સમક્તિ અવિરતિ, બોલે ઉપદેશ માલ. અં૦ ૪. વિરતિ વિઘન પણ સમક્તિ ગુણ વર્યો, છેદે પલીય પુહુત્ત; આણંદાદિક વ્રત ધરતા કહ્યો, સમક્તિ સાથે રે સૂત્ત. અં૦ ૫. શ્રેણીક સરિખા રે અવિરતિ થોડલા, જેહ નિકાચિત કર્મ; તાણી આણે રે સમક્તિ વિરતિને, એ જિનશાસન મર્મ. અં૦ ૬. બ્રહ્મ પ્રતિજ્ઞા રે વિણ લવ સપ્તમા, બ્રહ્મ તિત્ર નહિ આપ; અણકીધા પણ લાગે અવિરતે, સ્હેજે સઘલા રે પાપ. અં૦ ૭. એહવું જાણી રે વ્રત આદર કરો, જતને સમક્તિવંતઃ પંડિત પ્રીછે રે થોડે જિમ ભણે, નાવે બોલ અનંત. અં૦ ૮. આંધા આગલ દરપણ દાખવો, બહેરા આગલ ગીત; મૂરખ આગલ પરમાથ કથા, ત્રણે એકજ રીત. અં૦ ૯. એવું જાણી રે હું તુજ વિનવું, ક્રિરિયા સમક્તિ જોડી; દીજે કીજે રે કરૂણા અતિ ઘણી, મોહ શુભટ મદ મોડી. અં૦ ૧૦.

ઢાલ ચોથી

એણી પરે મેં પ્રભુ વિનવ્યો, સીમંધર ભગવંતા રે; જાણું હું ધ્યાને પ્રગટ હું તો, કેવલ કમલા કંતા રે; જયો જયો જગ-

ગુરૂ જગ ધણી. ૧. તું પ્રભુ હું તુજ સેવકો, એ વ્યવહાર વિવેકો રે; નિશ્ચય નય નહિ આંતરો, શુદ્ધાતમ ગુણ એકો રે. જ૦ ૨. જિમ જલ સકલ નદીતણો, જલનિધિ જલ હોય ભેલો રે; બ્રહ્મ અખંડ સખડનો, તિમ ધ્યાને એક મેલો રે. જ૦ ૩. જિણે આરાધન તુજ કર્યું, તસ સાધન કુણ લેખે રે; દૂર દેશાંતર કુણ ભમે, જે સુરમણિ ઘરે દેખે રે. જ૦ ૪. અગમ અગોચર નય કથા, પાર કુણે નવિ લહીએ રે; તિણે તુજ શાસન ઇમ કહ્યું, બહુ શ્રુત વયણડે રહીએ રે. જ૦ ૫. તું મુજ એક હૃદય વસ્યો, તુંહીજ પર ઉપગારી રે; ભરત ભવિક હિત અવસરે, મુજ મત મેલો વિસારી રે. જ૦ ૬.

કળશ

ઇમ વિમલ કેવલ જ્ઞાન દિનકર, સકલ ગુણ રયણાયરો; અકલંક અકલ નિરીહ નિમર્મ, વિનવ્યો સીમંધરો; શ્રી વિજય પ્રભ સૂરિરાજ રાજે, વિકટ સંકટ ભય હરો; શ્રી નય વિજયબુધ શિષ્ય વાચક, જસ વિજય જય જય કરો.

## ૪૨. શ્રી વિજયલક્ષ્મીસુરિ કૃત જ્ઞાનાદિ નય ગર્ભિત શ્રી વીરજિન સ્તવન.

દોહા—શ્રી ઇંદ્રાદિક ભાવથી, પ્રણમે જગગુરૂ પાય; તે પ્રભુ વીર જિણંદને, નમતાં અતિસુખ થાય. ૧. જ્ઞાન દર્શન ચારિત્રનો, કહું પરસ્પર સંવાદ; ત્રિક યોગે સિદ્ધિ હુવે, એહવો પ્રવચન વાદ. ૨. સમકિત ગુણ જસ ચિત્ત રમ્યો, તેહને ન વાદ વિવાદ; સમુદાયથી એક અંશ ગ્રહી, મુખ્ય કરે તિહાં વાદ. ૩.

ઢાળ પહેલી

જ્ઞાનવાદી પહેલો કહે, ત્રિભુવનમાં હું સાર લલના; નય નિક્ષેપ પ્રમાણનો, ચઉઅનુયોગ વિચાર લલના. જ્ઞાન ભર્યો ભવિ પ્રાણીઆ. ૧. સપ્ત ભંગી ષડ દ્રવ્યનું, મુઝ વિણ કુણ લહે તત્વ લલના, બંભિલિપીન પ્રણમીયા, ગણધરાદિક મહાસત્વ લલના. જ્ઞા૦ ૨. મેરુ સૂર્યને ઇંદ્રની, ઉપમા જ્ઞાનીને હોય લલના; મુઝ વિણ મૂરખ પશુ તાણી, એહવી ઉપમા તસ જોય લલના. જ્ઞા૦ ૩. જ્ઞાન પછી જિન-

રાજને, અરિહંત પદ હોય ભોગ્ય લલના; ભોગવવો ને જ્ઞાનનો, ઉપદેશ કેહવો જે જોગ્ય લલના. જ્ઞા૦ ૪. જ્ઞાન પછી ક્રિયા કહી, દશવૈકાલિક વાણ લલના; જ્ઞાન ગુણે કરી મુનિ કહ્યો, ઉત્તરાધ્યયન પ્રમાણ લલના. જ્ઞા૦ ૫. દીપક ઘટ દેખાવશે, ઘટથી દીપક ન દેખાય લલના; અપ્રતિપાતિ ગુણ જ્ઞાન છે, મહાનિશિથે કહેવાય લલના. જ્ઞા૦ ૬. અધિકું સર્વ પાતક થકી, અજ્ઞાની ન જાણે ચોજ લલના: આત્મસ્વરૂપ જાણ્યા વિના, ફિરે જિમ જંગલ રોજ લલના. જ્ઞા૦ ૭. ક્રિયા વિણ બહુ સિદ્ધિ લહે, તાપસાદિક દ્રષ્ટાંત લલના; ગજ બેઠે મરૂ દેવીને, આપી મેં મુક્તિ એકાંત લલના. જ્ઞા૦ ૮. અજ્ઞાન વાદી એમ કહે, આપે મોક્ષ ન જ્ઞાન લલના; ઉત્તર ધર્મ સંગ્રહણીથી, કરજો મુઝ બહુ માન લલના. જ્ઞા૦ ૯. જીવને જ્ઞાન અભેદ છે, મુઝ વિણ જીવ અજીવ લલના; અક્ષરનો અનંતમો, ભાગ ઉઘાડો સદીવ લલના. જ્ઞા૦ ૧૦. ક્રિયાયે કોઇ બાળ છે. જ્ઞાન નયે ઉજમાલ લલના; મુનિને સેવવા યોગ્ય તે, બોલે ઉપદેશ માલ લલના. જ્ઞા૦ ૧૧. દેવાચારય મલ્લ વાદીજી, જગ જસવાદ લહંત લલના; બૌધ જીત્યા મુઝ આસરે, એમ બહુ શાસ્ત્ર ઉદંત લલના. જ્ઞા૦ ૧૨. દેહના મેલને સારિખો, મુઝ વિણ ક્રિયા બંધ લલના; તીક્ષ્ણતા જે જ્ઞાનની, તેહિજ ચરણ અબંધ લલના. જ્ઞા૦ ૧૩.

## ઢાલ બીજી

કોડી વરસ તપ જપ કિરિયા કરે, ન મટે કર્મનો પાસ રે; જ્ઞાની તે એકજ સાસ ઉસાસમાં, અનેક કર્મ કરે નાસ રે. ગુણીજન વંદો રે જ્ઞાનને લલી લલી. ૧. જ્ઞાનના ગુણને રે ઉત્તમ સંગ્રહે, બાળક માને તે વેશ રે; મધ્યમ નર કિરિયા ગુણ આદરે, ષોડશકે ઉપદેશ રે. ગુ૦ ૨: ચારિત્ર હીણો રે ગુણે ઘણો, વંદવો પૂજવો તેહ રે; થોડા જ્ઞાનની કિરિયા કલેશ છે, ઉપદેશ માળમાં એહ રે. ગુ૦ ૩. મહીયલ માહલે રે મેલા વેશથી, બક વ્યવહારે જે ચાલે રે; જગને ઘાલે રે જ્ઞાન વિના ધંધે, તે કિમ ધર્મને પાલે રે. ગુ૦ ૪. પીંપળ પાંન જીસ્યા કિરિયા ગુરૂ, જહાજ સમા ગુરૂ જ્ઞાની રે;

કિરિયા વિણુ જ્ઞાની રે સિદ્ધ અનંત છે, ભગવતી અંગની વાણી રે. ગુ૦ ૫. મંડુક ચૂરણ જિમ જલદાગમે, ક્રિયાયે તિમ ભવ વાધે રે; તસ વાર કરવારે જ્ઞાનની જ્યોતિ છે, ઉપદેશ પદ ઇમ સાધે રે. ગુ૦ ૬. એકનો જાણુંગ સર્વ જાણુંગ કહ્યો, એહવી છે મ્હારી વડાઇ રે; અવિસંવાદપણે જે જાણવું, તેહિજ સમકિત ભાઈ રે. ગુ૦ ૭. જ્ઞાન વિના કહો સમકિત કિમ રહે, ક્રિયા તો જ્ઞાનની દાસી રે; છઠ્ઠ તપે સુકા સેવાલ ભોજી કહ્યા, દેખે ન સુખ અવિનાશી રે. ગુ૦ ૮. થોડલી ક્રિયા રે જ્ઞાનીની ભલી, જેમ સુસ્વર નારીના ભાવ રે; બહુલી કિરિયા રે જ્ઞાન વિના કિસી, જિમ અંધ નારીના હાવ રે. ગુ૦ ૯. સહસ તેતાલીશ બશે નર બૂઝીયા, નંદિષેણુ શુભ ભાખે રે; જ્ઞાનીયે દીઠું રે તેહિજ વસ્તુ છે, ખર સિંગ સમ અન્ય દાખે રે. ગુ૦ ૧૦. કિરિયા નયને રે જ્ઞાન કહે તુમે, મુઝ થકી ભિન્ન અભિન્ન રે; ભિન્ન થશો ત્યારે જડતા પામશો, અભિન્ન મુઝ માંહે લીન રે. ગુ૦ ૧૧. ન્યાય ન ત્રીજો રે જેહને આલંબીયે, જૂઓ જુગતિ વિમાસી રે; એક પદ પામી ચિલાતી સુત તર્યો, જ્ઞાનથી સહુ સુખ વાસી રે. ગુ૦ ૧૨.

ઢાલ ત્રીજી

સમકિત નય હવે બોલ્યો વિમાસી રે, મુઝ વિણુ જ્ઞાન ક્રિયા બહુ દાસી રે, મુઝ વિણુ જ્ઞાન અજ્ઞાન તે જાણો રે, શુક પાઠીત વેદીયા માનો રે. ૧. મણિમય બિંબ અનંત ભરાવે રે, સોવન દેહરાં અસંખ્ય કરાવે રે; દંસણ લવ વિણુ શુભ ફલ તાપે રે, દંસણ રયણાયર ઇમ થાપે રે. ૨. વાર અનંતી તિમ જીવને ફરસ્યો રે, જિમ મૃગ તૃષ્ણાયે રહવે તરસ્યો રે; તે એક વારમાં દુઃખ સવિ ટાલું રે, આતમ મંદિર કરૂં અજુઆલું રે. ૩. મુઝ પછી જ્ઞાન ક્રિયા દો સાચી રે, જલધર યોગે વનરાઈ માચી રે; પાત્ર અપાત્ર તુમે નથી જોતા રે, અમે ભવિક અકષાઈ છોહતા રે. ૪. ક્ષણુ એક મુઝને હૃદયે રાખે રે, જિન સાહેબની સુખડી ચાખે રે; મિથ્યા વચન જો કાંઈ પ્રરૂપે રે, હું તો રીશું પડે ભવ કૂપે રે. ૫. બાંહે

જાલ્યો તે કારણ માટે રે, કરૂં સુખીઓ પુદ્ગલ અધ આંટે રે; કૃષી બલ સંબંધ ધરો મન માંહે રે, સમકિતવંતને પ્રણમો ઉચ્છાહે રે. ૬. અશુચ્યા કેવલી કિરિયા હીન રે, સિદ્ધા મુજ થકી અનુભવ પીન રે; દંસણ રહિત ન સીજે કોઇ રે, નિશ્ચય કરો ભવિ આગમ જોઈ રે. ૭. માલા જાલે નીમાલા લોચેરે, કિરિયાડંબર ભણી બહુ સોચે રે; નવ ગ્રૈવેયક સુધી લઈ જાવે રે, તોહી સમકિત લવ સુખ નાવે રે. ૮. જૂઠ કિરિયાયે ધરાવે નામ રે, હું મુનિ હું શ્રાવક ગુણ ધામે રે; મુજ છતાં મરીચિયે ભવભવ ન વધાર્યો રે, જમાલી કુશિષ્ય જો સમકિત હાર્યો રે. ૯.

## ઢાલ ચોથી

સિદ્ધ નરે જિમ સંગ્રહ્યો, બુદ્ધિવંતાજી; વિણ પણ અમૃત થાય રે, રૂચિવંતાજી; તિમ સમકિતવંતે ગ્રહ્યાં, બુ૦ શાસ્ત્ર સકલ સુખદાય રે. રૂચિ૦ ૧. દ્વૈપાયન શ્રેણિક ભણી, બુ૦ વાસુદેવ પેડાલ બાલ; રૂ૦ અવિરતિને પણ સુખી કર્યા, બુ૦ મુજ વિણ કવણ આધાર. રૂ૦ ૨. દશ મિથ્યાત્વ ગિરિ ભંજવા, બુ૦ પવિસમ હું સમરથ; રૂ૦ શુભદો આતમમાં વશું, બુ૦ જિન પદવી મુજ હથ્થ. રૂ૦ ૩. સમકિત અંક વિના સહુ, બુ૦ કિરિયાદિક બિંદુરૂપ; રૂ૦ અંગાર મર્દક સંબંધથી, બુ૦ સમજો મુજ સરૂપ. રૂ૦ ૪. કૃષ્ણ પખીઓ અનાદિનો, બુ૦ મુજથી મિટે તતખેવ; રૂ૦ શુકલ પખીઓ તવ થયો, ગુ૦ મિટે અનાદિ ભવ સેવ. રૂ૦ ૫. વરસ હજાર કિરિયા ગઈ, બુ૦ કંડરિકની અકાજ; રૂ૦ મુજ વિણ પૂરવ ધર ગયા, બુ૦ આવે નિગોદમાં વાજ. રૂ૦ ૬. પૂર્વ બદ્ધાયુ ગત દંશણી, બુ૦ એ વિણ સમકિતવંત; રૂ૦ વૈમાનિક પદવી લહે, બુ૦ ઇમ મહાભાષ્ય કહંત. રૂ૦ ૭. જીવ પ્રદેશે પુદ્ગલ રહ્યા, બુ૦ મિથ્યાત્વના જે સમસ્ત; રૂ૦ તેહ મિટે જે શુદ્ધતા, બુ૦ તેહિજ સમકિત વસ્ત. રૂ૦ ૮. સમકિતને ભાવે હોયે, બુ૦ દંશણ સહિત ગુરૂ દેવ; રૂ૦ અગણિત મહીમા માહારો, બુ૦ સમકિત દશ રૂચિ સેવ રૂ૦ ૯. દશ માંહે નવ અસ્તિતા, બુ૦ સ્યાદ્વાદ રહે મુજ માંહિ; રૂ૦

યથાર્થ વસ્તુ ગ્રહું, બુ૦ આઠ પક્ષથી ઉચ્છાહિ. રૂ૦ ૧૦. સમક્તિ વિણુ ચારિત્ર નહીં, બુ૦ આવશ્યક માંહે વખાણ; રૂ૦ સમક્તિ તેહજ ચરણ છે, બુ૦ પહેલા અંગની વાણી. રૂ૦ ૧૧. સમક્તિની સેવા સારી, બુ૦ નહીં મિથ્યામતિ રાજ; રૂ૦ ખટ ઉપમાન છે છે માહરાં બુ૦ સદ્દહજો મુનિરાજ રૂ૦ ૧૨.

## ઢાલ પાંચમી

હુવે ક્રિયા વાદિ કહે મન રુલી, ન ગણે જ્ઞાનનો ગુણ સુખદાઇ; સાજન સુણીયે હે, વાંજણી સુત રંક રાજવી, કીસિ સૂપનને જ્ઞાને વડાઇ. સા૦ નરહરનાં નમવાં રે સંયમ ધારીને. ૧. જ્ઞાનથી ફલ ભોગ નવિ લહે, ક્રિયા વિના કોઇક જીવ; સા૦ રસવતી જલ ગુણ જાણતાં, તૃપ્તિ નવિ હોય અતીવ. સા૦ ૨. કિરિયા વિણ પંથે તે નવિ ઘટે, વિચારે ન જલનિધિ તરાય; સા૦ નટણી નિજ કિરિયા વિના, જન રંજન કહો કેમ કરાય. સા૦ ૩. શત્રુંજય માહાત્મ્યમાં કહ્યું, મુનિ વેષને નમવો ઉચ્છાહિ; સા૦ લિંગ દેખીને ભાવે પ્રણમીયા, સચીવ ઉદયન ગુણ ગ્રાહિ. સા૦ ૪. ભરતને કેવલ ઉપને, લિંગ વિણ નમીયા નહિં દેવ; સા૦ કહે ન ઉપદેશ એક સંબંધનો, અશુચ્યા કેવલી તતખેવ. સા૦ ૫. જ્ઞાનનું ફલ વિરતિ કહ્યું, બહુવિધ શાસ્ત્ર મઝાર; સા૦ ચારિત્ર મહારાજા તણા, જ્ઞાન સમક્તિ દો પ્રતિહાર. સા૦ ૬. ગતિ ચારમાં સમક્તિ પામીયે, નર ગતિ માંહે સંયમ સિદ્ધ; સા૦ કિરિયા નય શાસન અંગ છે, નિર્યુક્તિનાં વચન પ્રસિદ્ધ. ૭. સર્વ સંવર કિરિયા વિના, જ્ઞાનીને મુક્તિ ન હોય; સા૦ અનંતર કારણ હું સહી, તેહ ફરસી સિદ્ધા સહુ કોય. સા૦ ૮.

## ઢાલ છઠ્ઠી

જિનવર મંદિર સયલ મહિયલમાં, સોવન રયણે મંડાવેજી; એક દિવસના ચરણ સમોવડ, કહો તે કેમ કરી થાવેજી. ૧. આદર જીવ ક્રિયા ગુણ મનોહર, મ કરીશ વાદ વિવાદજી. કેવલને પણ એક સંયમનું, થાનક થિર રહે શુદ્ધજી; સકલ

પ્રદેશ થિરતા રૂપ ચારિત્ર, સિદ્ધ પ્રભુને કહે બુદ્ધજી. આ૦ ૨. એક વરસના સંયમ સુખમાં, અનુત્તર સુર સુખ પાવેજી; એ પણ વ્યવહારિક નય વચન છે, ક્ષણ માંહે શ્રેણી મંડાવેજી. આ૦ ૩. એક દિવસની કિરિયા પાલક, સંપ્રતિ નરપતિ કીધોજી; હરિ નૃપને નવ યામ ક્રિયાયે, પંચમ અનુત્તર સિદ્ધોજી. ૪. બાર કષાય મટે સંયમ હોયે, કિરિયાયે મહા લબ્ધિજી; દશારસિંહ સત્યકીને અધોગતિ, જો નહીં કિરિયા સંબંધિજી. આ૦ ૫. અક્રિયા વાદિ દશાચૂર્ણીમાં, કૃષ્ણ પખીઓ જીવ નિયમાજી; ક્રિયા વાદિ શુકલ પખિઓ, જિન ઉપદેશે મહિમાજી. આ૦ ૬. યોગ વ્યાપાર નહીં જો સિદ્ધને, તો કિરિયા કિમ વ્યાપેજી; સઘલા નયનો સાર સંયમ છે, જિન ગણધર કહ્યું આપેજી. આ૦ ૭. ખર જિમ ચંદન ભાર વહે બહુ, તસ ફલ ભોગ ન થાવેજી; દીપક સહસ ગ્રહ્યા પણ અંધથી, કુણ કાર્ય સોહાવેજી. આ૦ ૮. દશાર્ણભદ્રને નમિયા સુરપતિ, જો કિરિયાયે ગુણવંતાજી; મુજ અવદાત અનેક છે જગમાં, ધારો ભવિ જયવંતાજી આ૦ ૯.

### ઢાલ સાતમી

ઇમ નિજ નિજ મત થાપતાં રે લાલ, આવ્યા જિણેસર પાસ રે; વાલેસર૦ કરૂણા કારક ઉપદિસે હો લાલ, અનુપમ વચન વિલાસ રે. વાલેસર૦ ૧. જયો જયો જિનવર જગગુરૂ હો લાલ, જેહથી મટે ભવ પાસ રે. વા૦ દંસણ સહિત જ્ઞાની કહ્યો હો લાલ, દેશે વિરાધક સાચ રે; વા૦ જ્ઞાન રહિત ક્રિયા કરે હો લાલ, તે પણ વિરાધક વાચ્ય રે. વા૦ જ૦ ૨. દેશે દેશે ઉપગારીયા, હો૦ સમુદાય સિદ્ધિ લહંત રે; વા૦ તિલ સમૂહે નેહ નીપજે, હો૦ બિંદુ બિંદુયે સર હુંત રે વા૦ જ૦ ૩. ત્રણ ભુવનના યોગથી, હો૦ પૂરણ લોક કહેવાય રે; વા૦ કેમ તે એકમાં થાપિયે, હો૦ એકસેં તૃપ્તિ ન થાય રે. વા૦ જ૦ ૪. જ્ઞાન સમક્તિ ધોરી વહે, હો૦ સંયમ રથ સુવિશાલ રે; વા૦ બેસી જિન પંથે ચલ્યા, હો૦ થાશે તે પરમ નિહાલ રે. વા૦ જ૦ ૫. નિજ નિજ પદ પ્રાપ્તિ સુધિ, હો૦

જ્ઞાનચારાદિક સેવ રે; વા૦ ઇમ શુભ પરિણામે કરી, હો૦ વેગે હોય શિવ દેવ રે. વા૦ જ૦ ૬. દંસણ જ્ઞાનમાં ભેલવી, હો૦ જ્ઞાન ક્રિયાયે કરી સિદ્ધ રે; વા૦ પંગુ અંધ નર દો મલી, હો૦ મનહ મનોરથ કીધ રે. વા૦ જ૦ ૭. જેટલા વચન વિચાર છે, હો૦ તેટલા નયના વાદ રે; વા૦ સહુ અંતર પ્રતિ કરે, હો૦ સુણી વીર વચનનો સ્વાદ રે. વા૦ જ૦ ૮.

## ઢાલ આઠમી

શ્રી મહાવીર જિનના ગુણ ગાવો, સંશય મનના મિટાવો રે; મુક્તા ફલના થાલ ભરીને, પ્રભુજીનાં જ્ઞાન વધાવો રે. શ્રી૦ ૧. આ સમયે શ્રુત જ્ઞાની મહોટા, શુદ્ધ સ્વરૂપ સમજાવે રે; જ્ઞાનીનો જો વિનય ન સેવે, તો અતિ ચારતા થાવે રે. શ્રી૦ ૨. આવશ્યકાદિક ગ્રંથથી જોઈ, રચના કરી મનોહારી રે; હીનાધિક નિજ બુદ્ધે કહેવાયું, તે શ્રુતધર સુધારો રે. શ્રી૦ ૩. મુનિ કર સિદ્ધિ વદનને (૧૮૨૭) વરસે, આઠમ સુદિ ભલે ભાવે રે; ત્રણશે ત્રીશ કલ્યાણ એ દિન, ત્રીશ ચોવીશીના થાવે રે. શ્રી૦ ૪. પહેલાં પાંચ જિણંદ નમિ નેમિ, સુવ્રત પાસ સુપાસ રે; એ દશ જિનના અગીઆર કલ્યાણક, એ દિવસે થયા ખાસ રે. શ્રી૦ ૫. અડ સિદ્ધિ બુદ્ધિ દાયક એ દિને, સ્તવન રચ્યું પ્રમાણો રે; ભણશે ગણશે જેહ સાંભલશે, તસ ઘર કોડિ કલ્યાણો રે. શ્રી૦ ૬.

## કલશ

ઇમિ વીર જિનવર, પ્રમુખ કેરાં, અઢી લાખ ઉદ્ધાર એ; જિન બિંબ થાપી, સુજસ લીધો, દાન સૂરિ સુખકારએ; તસ પાટ પરંપર તપાગચ્છે, સૌભાગ્ય સૂરિ ગણધાર એ; તસ શિષ્ય લક્ષ્મી સૂરિ પભણે, સંઘને જયકાર એ. ૧.

## ૪૩. ષડાવશ્યક (પ્રતિક્રમણ) સ્તવન.

### દોહા

ચોવિશે જિનવર નમું, ચતુર ચેતન કાજ; આવશ્યક જેણે ઉપદિશ્યા, તે થુણશું જિનરાજ. ૧. આવશ્યક આરાધિને, દિવસ

પ્રત્યે હોય વાર; દુરિત દોષ દૂરે ટલે, એ આતમ ઉપકાર. ૨. સામાયિક ચઉવિસથ્થો, વંદન પડિક્કમણેણ; કાઉસ્સગ્ગ પચ્ચખ્ખાણ કર, આતમ નિર્મલ એણ. ૩. ઝેર જાય જીમ જાંગુલી, મંત્ર તણે મહિમાય; તેમ આવશ્યક આદર્યે પાતિક દૂર પલાય. ૪. ભાર તજી જેમ ભારવહી, હેજે હલુઓ થાય; અતિચાર આલોવતાં, જન્મ દોષ તેમ જાય. ૫.

## ઢાલ પહેલી

પહેલું સામાયિક કરો રે, આણી સમતા ભાવ; રાગ રોષ દૂરે કરો રે, આતમ એહ સ્વભાવ રે; પ્રાણી સમતા છે ગુણ ગેહ, એ તો અભિનવ અમૃત મેહરે. પ્રાણી૦ ૧. આપો આપ વિચારીએ રે, રમીએ આપ સ્વરૂપ; મમતા જે પર ભાવની રે, વિષમો તે વિષ કૂપ રે. પ્રાણી૦ ૨. ભવ ભવ મેલી મૂકીએ રે, ધન કુટુંબ સંજોગ; વાર અનંતી અનુભવ્યા રે. સર્વ સંજોગ વિજોગ રે. પ્રાણી૦ ૨. શત્રુ મિત્ર જગ કો નહિ રે, સુખ દુઃખ માયા જાલ; જો જાગે ચિત્ત ચેતના રે, તો સવિ દુઃખ વિસરાલ રે. પ્રાણી૦ ૪. સાવદ્ય યોગ સવિ પરિહરી રે, એ સામાયિક રૂપ; હુવા એ પરિણામથી રે, સિદ્ધ અનંત અરૂપ રે. પ્રાણી૦ ૫.

## ઢાલ બીજી

આદીશ્વર આરાહીએ, સાહેલડી રે, અજિત ભજો ભગવંત તો; સંભવનાથ સોહામણા, સા૦ અભિનંદન અરિહંત તો. ૧. સુમતિ પદ્મ પ્રભ પૂજીએ, સા૦ સમરૂં સ્વામિ સુપાસ તો; ચંદ્રપ્રભ ચિત્તધારીએ, સા૦ સુવિધિ ઋદ્ધિ વાસ તો. ૧. શીતલ ભૂતલ દિનમણિ, સા૦ શ્રી પૂરણ શ્રેયાંસ તો; વાસુપૂજય સુર પૂજિઆ, સા૦ વિમલ વિમલ પરશંસ તો. ૩. કરૂં અનંત ઉપાસના, સા૦ ધર્મ ધર્મ ધુર ધીર તો; શાંતિ કુંથુ અરમલ્લિ નમું, સા૦ મુનિ સુવ્રત વડ વીર તો. ૪. ચરણ નમું નમિનાથના, સા૦ નેમિશ્વર કરૂં ધ્યાન તો; પાર્શ્વનાથ પ્રભુ પૂજીએ, સા૦ વંદુ શ્રી વર્દ્ધમાન તો. ૫. એ ચોવિશે જિનવરા, સા૦ ત્રિભુવન કરણ ઉદ્યોત તો; મુક્તિ પંથ જેણે દાખ-

જ્યો, સા૦ નિર્મલ કેવલ જ્યોત તો. ૬. સમક્તિ શુદ્ધ એહથી હોજો, સા૦ લીજે ભવનો પાર તો; બીજું આવશ્યક ઈશ્યું, સા૦ ચઉવિસથ્થો સાર તો. ૭.

### ઢાલ ત્રીજી

બે કર જોડી, બે કર જોડી, ગુરુ ચરણે દીઓ વાંદણાં રે; આવશ્યક પચવીશ ધારો રે, ધારો રે, દોષ બત્રીશ નિવારીએરે. ૧. ચાર વાર, ચાર વાર, ગુરુ ચરણે મસ્તક નામીએ રે; બાર ક્રિયાવર્ત ખામો રે, ખામો રે, વળી તેત્રીશ આશાતના રે. ૨. ગીતાર્થ ગીતાર્થ, ગુણ ગીરૂઆ ગુરુને વંદતાં રે; નીચ ગોત્ર ક્ષય જાય, થાયે રે, ઉંચ ગોત્રની અર્જના રે. ૩. આણ ઉલ્લંઘે, આણ ઉલ્લંઘે, કોઈ ન જગમાં તેહની રે; પરભવ લહે સૌભાગ્ય, ભાગ્ય રે, ભાગ્ય રે, દીપે જગમાં તેહનું રે. ૪. કૃષ્ણ રાયે, કૃષ્ણ રાયે, મુનિવરને દીધાં વાંદણા રે; ક્ષાયક સમક્તિ સાર, પામ્યા રે, પામ્યા રે, તીર્થંકર પદ પામશે રે. ૫. શીતલા ચારજ, શીતલા ચારજ, જેમ ભાલે સહુ જગે રે; દ્રવ્ય વાંદણા દીધ, ભાવે રે, ભવે રે, દેતાં વળી કેવલ લહ્યું રે. ૬. એ આવશ્યક, એ આવશ્યક, ત્રીજું એણી પરે જાણજો રે; ગુરૂ વંદન અધિકાર, કરજો રે કરજો રે, વિનય ભક્તિ ગુણવંતની રે. ૭.

### ઢાલ ચોથી

જ્ઞાનાદિક જિનવર કહ્યા, એ જે પાંચે આચાર તો; દોય વાર તે દિન પ્રતે એ, પડિક્કમીએ અતિચાર જયો જિન વીરજીએ. ૧ આલો યિને પડિકકમીએ, મિચ્છામિ દુક્કડ દેય તો; મન વચ કાય શુદ્ધ કરીએ. ચારિત્ર ચોખ્ખું કરેય. જયો૦ ૨. અતિચાર શલ્ય ગોપવે એ, ન કરે દોષ પ્રકાશ તો; મચ્છીમલ્લ તણી પરેએ, તે પામે પરિહાસ. જયો૦ ૩. શલ્ય પ્રકાસે ગુરુ મુખે એ, હોયે તસ ભાવ વિશુદ્ધ તો; તે હુશીઆર હારે નહિ એ, કરે કર્મ શું જુદ્ધ. જયો૦ ૪. અતિચાર એમ પડિક્કમીએ, કરો ધર્મ નિઃશલ્ય તો; જિત પતાકા તેમ વરોએ, જેમ જગ ફુલ્લહીમલ્લ. જયો૦ ૫. "વંદિતુ" વિધિશું કહો

એ, તેમ પડિક્કમણા સૂત્ર તો; ચોથું આવશ્યક ઇસ્યું એ, પડિક્કમણ સૂત્ર પવિત્ર. જયો૦ ૬.

## ઢાલ પાંચમી

વૈદ્ય વિચક્ષણ જેમ હરે એ, પહેલાં સાલ વિકાર તો; દોષ શેષ પછી રૂઝવા એ, કરે ઓસડ ઉપચાર તો. ૧. અતિચાર વ્રણ રૂઝવા એ, કાઉસ્સગ્ગ તેમ હોય તે; નવ પલ્લવ સંજમ હુવે એ, દુષણ ન રહે કોય તો. ૨. કાયાની થિરતા કરીએ, ચપલ ચિત્ત કરે ઠાગ તો; વચન જોગ સવિ પરિહરી એ, રમીએ આતમરામ તો. ૩. સાસ ઉસાસાદિક કહી એ, જે સોલે આગાર તો; તેહ વિના સવિ પરિહરો એ, દેહ તણો વ્યાપાર તો. ૪. આવશ્યક એ પાંચમું એ, પંચમી ગતિ દાતાર તો; મન શુદ્ધે આરાધિએ એ, લહીએ ભવનો પાર તો. ૫.

## ઢાલ છઠ્ઠી

સુગુણ પચ્ચખ્ખાણ આરાધજો, એહ છે મુક્તિનું હેત રે; આહારની લાલચ પરિહરો, ચતુર તું ચિત્તમાં ચેત રે. સુગુણ૦ ૧. સાલ કાઢયું વ્રણ રૂઝવ્યું, ગઈ વેદના દૂર રે; પછી ભલાં પથ્ય ભોજન થકી, વધે દેહ જેમ નૂર રે. સુગુણ૦ ૨. તેમ પડિક્કમણ કાઉસ્સગ્ગથી, ગયો દોષ સવિ દુષ્ટ રે; પછી પચ્ચખ્ખાણ ગુણ ધારણે, હોયે ધર્મ તનુ પુષ્ટ રે. સુગુણ૦ ૩. એહથી કર્મ કાદવ ટળે, એહ છે સંવર રૂપ રે; અવિરતિ કૂપથી ઉદ્ધરે, તપ અકલંક સરૂપ રે. સુગુણ૦ ૪. પૂર્વ જન્મે તપ આચર્યો, વિશલ્યા થઇ નાર રે; જેહના ન્હવણના નીરથી, શમે સકલ વિકાર રે. સુગુણ૦ ૫. રાવણે શક્તિ શસ્ત્રો હણ્યો. પડ્યો લક્ષ્મણ સેજ રે; હાથ અડતાં સચેતન થયો, વિશલ્યા તપ તેજ રે. સુગુણ૦ ૬. છઠ્ઠું આવશ્યક જે કહ્યું, એહવું તે પચ્ચખ્ખાણ રે; છએ આવશ્યક જેણે કહ્યા, નમું તેહ જગભાણ રે. ૭.

## કળશ

તપ ગચ્છ નાયક, મુક્તિ દાયક, શ્રી વિજય દેવ સૂરીશ્વરો; તસ પદ દીપક, મોહજીપક, શ્રી વિજય પ્રભ સૂરિ ગણધરો. ૧. શ્રી કીર્ત્તિ વિજય, ઉવજ્ઝાય સેવક, વિનય વિજય વાચક કહે; ષડાવશ્યક, જે આરાધે, તેહ શિવ સંપદ લહે. ૨.

## ૪૪. છ અઠ્ઠાઇનું સ્તવન.

શ્રી સ્યાદ્વાદ સુધોદધિ, વૃદ્ધિ હેતુ જિનચંદ; પરમ પંચ પરમેષ્ઠિમાં, તાસુ ચરણ સુખકંદ; ત્રિગુણ ગોચર નામ જે, સુબુદ્ધ ઇશાન માને જેહ; થયા લોકોત્તર તત્વથી, તે સર્વે જિન ગેહ; પંચવર્ણ અરિહંત શું, પંચ કલ્યાણક ધ્યેય; ષડ અઠ્ઠાઇ સ્તવના રચું, પ્રણમી અનંત ગુણ ગેહ.

ઢાલ

ચૈત્ર માસ સુદિ પક્ષમાંરે, પ્રથમ અઠ્ઠાઇ સંજોગ; જિહાં સિદ્ધચક્રની સેવનારે, અધ્યાતમ ઉપયોગરે; ભવિકાં પર્વ અઠ્ઠાઇ આરાધ, મનવાંછિત સુખસાધરે. ભવિકા૦ ૧. પંચરે પરમેષ્ઠિ ત્રિકાલનારે, ઉત્તર ચઉ ગુણકંત; શાશ્વતપદ સિદ્ધચક્રનેરે, વંદતાં પુણ્ય મહંતરે. ભવિકા૦ ૨. લોચન કર્ણયુગલ મુખેરે, નાસિકા અગ્રનીલાડ; તાલુ શિર નાભિ હૃદેરે, ભ્રમુહ મધ્યે ધ્યાન પાઠરે. ભવિકા૦ ૩. આલંબન સ્થાનક કહ્યાંરે, જ્ઞાનીએ દેહ મઝાર; તેહમાં વિગત વિષય પરેરે, ચિતમાં એક આધારરે. ભવિકા૦ ૪. અષ્ટ કમલ દલ કર્ણિકારે, નવ પદ થાપો ભાવ; બાહિર યંત્ર રચી કરીરે, ધારો અનંત અનુભાવરે. ભવિકા૦ ૫. આસો સુદિ સાતમ થકીરે, બીજી અઠ્ઠાઈ મંડાણ; બસેં ત્રેંતાલીસ ગુણે કરીરે, અસીયાઉસાદિક ધ્યાનરે. ભવિકા૦ ૬. ઉત્તરાધ્યયન ટીકા કહેરે, એ દોય શાશ્વતા યાત્ર; કરતાં દેય નંદીશ્વરેરે, નરનિજ ઠામ સુપાત્રરે. ભવિકા૦ ૭.

ઢાલ બીજી

અષાઢ ચોમાસાની અઠ્ઠાઇ, જિહાં અભિગ્રહ અધિકાઇ; કૃષ્ણ કુમારપાળ પરે પાળો, જીવ દયા ચિત્ત લાઇ રે; પ્રાણી અઠાઈ મહોત્સવ કરીએ, સચિત આરંભ પરિહરિએરે. પ્રા૦ ૧. દિસિ ગમન તજો વર્ષા સમયે, ભક્ષ્યાભક્ષ્ય વિવેક; અછતી વસ્તુ પણ વિરતીએ, બહુ ફલ વંકચૂલ સુવિવેકરે. પ્રા૦ ૨. જે જે દેહે ગ્રહીને મૂક્યા, જેહથી તે હિંસા થાય; પાપ આકર્ષણ અવ્રતિ જોગે, તે

જીવે કર્મ બંધાયરે. પ્રા૦ ૩. સાયક હેઠતા જીવ જે ગતીમાં, વસીયા તસ હોય કર્મ; રાજા રંકને કિરીયા સરીખી, ભગવતી અંગનો મર્મરે. પ્રા૦ ૪. ચોમાસી આવશ્યક કાઉસગ્ગના, પંચ સત માને ઉસાસા; છઠ્ઠા તપની આલોયણ કરતાં, વિરતિ ધર્મ ઉજાસારે. પ્રા૦ ૫.

### ઢાલ ત્રીજી

કાર્તિક સુદિમાંજી, ધર્મ વાસર અડધારીએ; તીમ વળી ફાલ્ગુણેજી, પર્વ અટ્ઠાઇ સંભારીએ; ત્રણ અટ્ઠાઇજી, ચઉમાસી ત્રણ કારણે; ભવિજીવનાજી, પાતિક સર્વ નિવારણે. ૧.

### ઉથલો

નિવારણી પાતકતણી એ જાણી, અવધિજ્ઞાને સુરવરા; નિકાય ચારનાં ઇંદ્ર હર્ષિત, વંદે નિજ નિજ અનુચરા; અટ્ઠાઈ મહોત્સવ કરણ સમયે, શાશ્વતા એ દેખીએ; સવી સજ્જ થાયે દેવ દેવી, ઘંટ નાદ વિસેસીએ. ૨. વલી સુરપતિજી, ઉદ્‌ઘોષણા સુરલોકમાં; નીપજાવીજી, પકિર સહિત અશોકમાં; દ્વીપ આઠમેજી, નંદીશ્વર સુર આવીયા; શાશ્વતી પડિમાજી, પ્રણમી વધાવે ભાવીયા. ૩. ભાવિયા પ્રણમી વધાવે પ્રભુને, હર્ષ બહુલે નાચતા; બત્તીસ બદ્ધ કરીયા નાટિક, કોડી સુરપતિ માચતા; હાથ જોડી માન મોડી, અંગ ભાવ દેખાવતી, અપ્સરા રંભા અતિ અચંભા, અરિહંત ગુણ આલાવતી. ૪. ત્રણ અટ્ઠાઈમાંજી, ષડ કલ્યાણક જિનતણાં; તથા આલયજી, બાવન જીનનાં બિંબ ઘણાં; તસ સ્તવનાજી, અદભુત અર્થ વખાણતાં; ઠામે પહોંચેજી, પછી જીન નામ સંભારતાં. ૫. સંભારતાં પ્રભુનું નામ નિશદિન, પર્વ અઠાઈ મન ધરે; સમકીત નિર્મલ કરણ કારણ, શુભ અભ્યાસે અનુસરે; નરનારી સમકીતવંત ભાવે, એહ પર્વ આરાધશે; વિઘ્ન નિવારે તેહના સવિ, સૌભાગ્ય લક્ષ્મી વાધશે. ૬.

### ઢાલ ચોથી

પર્વ પજુસણમાં સદા, અમારી પડહો વજડાવેરે; સંઘ ભક્તિ દ્રવ્ય ભાવથી, સ્વામી વત્સલ સુમંડાવેરે. મહોદય પર્વ મહિમાનિધિ. ૧. સ્વામી વત્સલ એકણ પાસે, એકત્ર ધર્મ સમુદાયરે; બુદ્ધિ તુલાએ

તોલીએ, તુલ્ય લાભ ફલ થાય રે. મહો૦ ૨. ઉદાયી ચરમ રાજરૂષી, તેમ કરો ખામણા સત્યરે; મિચ્છામિ દુક્કડં દેઇને ફરી સેવે પાપવત્ત રે. મહો૦ ૩. તે કહ્યા માયા મૃષાવાદી, આવશ્યક નિર્યુક્તિ માંહિરે; ચૈત્ય પરિપાટી કહી, પૂજા ત્રિકાલ ઉચ્છાહીરે. મહો૦ ૪. છેલ્લી ચારે અઠ્ઠાઇએ, મહોટો મહોત્સવ રચે દેવારે; જીવાભિગમે એમ ઉચરે, પ્રભુ શાસનના એ મેવારે. મહો૦ ૫.

## ઢાલ પાંચમી

અઠ્ઠમનો તપ વાર્ષિક પર્વમાં, શલ્ય રહિત અવિરોધરે; કારક સાધન પ્રભુના ધર્મનો, ઇચ્છા સેવે હોય શુદ્ધરે. તપને સેવોરે કંતા વીરતીના ૧. છુટે સો વર્ષેરે કર્મ અકામથી, નારકી તે તો સકામેરે; પાપ રહિત હોય નવકારસી થકી, સહસ તે પોરસી ઠામેરે. તપ૦ ૨. વાધંતો વધતોરે તપ કરવા થકી, દશ ગુણો લાભ ઉદારરે; દશ લાખ કોડી વર્ષનું આઉખું, દુરિત મીટે નિરધારરે. તપ૦ ૩. પચાસ વર્ષ સુધી તપ્યાં લખમણાં, માયા તપ નવિ શુદ્ધરે; અસંખ્ય ભવ ભમ્યા એક કુવચનથી, પદ્મનાભ વારે સિદ્ધરે. તપ૦ ૪. આહાર નિરિહંતારે સમ્યક તપ કહ્યો, જુવો અભ્યંતર તત્વરે; ભવોદધિ સેતુરે અઠ્ઠમ તપગણિ, નાગકેતુ ફળ પત્તરે. તપ૦ ૫.

## ઢાલ છઠ્ઠી

વાર્ષિક પડિક્કમણા વિષે, એક હજાર શુભ આઠરે; શ્વાસ ઉશ્વાસ કાઉસગ્ગ તણાં, આદરી ત્યજો કર્મ આઠરે. પ્રભુ તુમ શાસન અતિ ભલું. ૧. દુગ લખ ચઉ સય અડ કહ્યા, પલ્ય પલ્ય પણુયાલીસ હજારરે; નવ ભાંગે પલ્યના ચઉ ગ્રહ્યા, શ્વાસમાં સુર આયુ સારરે. પ્રભુ ૨. ઓગણીસ લાખને તેંસઠી, સહસ બસેં સડસઠીરે; પલ્યોપમ દેવનું આઉખું, નવકાર કાઉસગ્ગ જીઠરે. પ્રભુ૦ ૩. એકસઠ લાખને પણ તીસા, સહસ બસેં દશ જાણુરે; એટલા પલ્યનું સુર આઉખું, લોગસ્સ કાઉસગ્ગ માનરે. પ્રભુ૦ ૪. ધેનુધણ રૂપેરે જીવના, અચલ છે આઠ પ્રદેશરે; તેહ પરે સર્વ નિર્મલ કરે, પર્વ અઠ્ઠાઇ ઉપદેશરે. પ્રભુ૦ ૫.

## ઢાલ સાતમી

સોહમ કહે જંબુ પ્રત્યે, જ્ઞાનાદિ ધર્મ અનંતરે; વીનિત અર્થ પ્રકાશ્યો વીરજી, તેમ મેં રચિયો સિદ્ધાંતરે. પ્રભુ આગમ ભલો વિશ્વમાં. ૧. ષડ લાખ ત્રણુસો તેત્રીસ, એગુણુસાઠ હજારરે; પીસ્તાલીસ આગમતણી, સંખ્યા જગ આધારરે. પ્રભુ૦ ૨. આથમ્યે જીન કેવલ રવિ, સુત દીપકથી વ્યવહારરે; ઉભય પ્રકાશક સૂત્રનો, સંપ્રતિ બહુ ઉપગારરે. પ્રભુ૦ ૩. પુણ્યક્ષેત્રમાં સિદ્ધગિરિ, મંત્રમાંહિ નવકારરે; શુકલ ધ્યાન છે ધ્યાનમાં, કલ્પસૂત્ર તેમ સારરે. પ્રભુ૦ ૪. વીર વર્ણન છે જેહમાં, શ્રી પર્વ તપ તસુ સેવરે; છઠ તપે કલ્પસૂત્ર સુણે મુદા, ઉચિત વિધિ તતખેવરે. પ્રભુ૦ ૫.

## ઢાલ આઠમી

નેવું સહસ સંપ્રતિ નૃપેરે, ઉધર્યા જૈન પ્રાસાદરે; છત્રીસ સહસ નવા કર્યારે, નિજ આયુ દીનવાદ. મનમે મોદેરે; પૂજો પૂજોરે મહોદય પર્વ મહોત્સવ મોટેરે. ૧. અસંખ્ય ભરતના પાટવીરે, અઠ્ઠાઇ ધર્મના કામિરે; સિદ્ધિગિરિએ શિવપુરી વર્યારે, અજરામર શુભ ઠામ. મનમે૦ ૨. યુગ પ્રધાન પુરવ ધણીરે, વયર સ્વામી ગુણુધારરે; નિજ પિતુ મિત્ર પાસે જઇરે, યાચ્યાં ફૂલ તૈયારરે. મનમે૦ ૩. આવ્યા ગિરિ હિમવંતરે, શ્રી દેવી હાથે લીયાંરે; મહા કમલ ગુણવંતરે. મનમેં૦ ૪. પછી જીનરાગીને સોંપીયાંરે, સુભિક્ષનગરી મઝારરે; સુગત મત ઉછેદિતેરે, શાસન શોભા અપારરે. મનમે૦ ૫.

## ઢાલ નવમી

પ્રાતિહાર્ય અડ પામીયેરે, સિદ્ધ પ્રભુના ગુણ આઠ, હર્ષ ધરી સેવીયે એ; જ્ઞાન દર્શન ચારિત્રનાં એ, આઠ આચારના પાઠ, હ૦ સેવો સેવો પર્વ મહંત. હર્ષ૦ ૧. પવયણ માતા સિદ્ધિનું એ, બુદ્ધિ ગુણા અડદષ્ટ; હર્ષ૦ ગણી સંપદએ, અડ સંપદાએ, આઠમી ગતિ દીએ પુષ્ટ. હર્ષ૦ ૨. આઠ કર્મ અડ દોષને એ, અડમદ પરમાદ; હર્ષ૦ પરિહરિ આઠ આઠ કારણ ભજીએ, આઠ પ્રભાવક વાદ. હર્ષ૦ ૩. ગુર્જર દીલ્લી દેશમાં એ, અકબરશાહ સુલતાન; હર્ષ૦ હીરજી

ગુરૂના વયણથી એ, અમારી પડહ વજાવ. હર્ષ૦ ૪. સેનસુરિ તપગચ્છ મણિ એ, તિલક આણંદ મુણિંદ; હર્ષ૦ રાજ્યમાન રિદ્ધિ લહે એ, સૌભાગ્ય લક્ષ્મી સુરિંદ. હર્ષ૦ ૫. સેવો સેવો પર્વ મહંત, હર્ષ૦ પુજો જીનપદ અરવિંદ; હર્ષ૦ પુણ્ય પર્વ સુખકંદ, હર્ષ૦ પ્રગટે પરમાનંદ, હર્ષ૦ કહે એમ લક્ષ્મી સુરિંદ. હર્ષ૦ ૬.

કળશ

એમ પાર્શ્વ પ્રભુનો પસાય પામી, નામ અઠ્ઠાઇના ગુણ કહ્યા; ભવિ જીવ સાધો નિત્ય આરાધો, આત્મ ધર્મે ઉમહ્યાં. ૧. સંવત જીન અતિશય વસુ સસી, ચૈત્રી પુનેમે ધ્યાઇયા; સૌભાગ્યસૂરિ શિષ્ય લક્ષ્મીસુરિ, બહુમે સંઘ મંગલ પાઇયા. ૨.

## ૪૫. શ્રી આનંદઘનજી કૃત ચોવીસી.

### ૧. શ્રી ઋષભનાથજીનું સ્તવન.

ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરોરે, ઓર ન ચાહું રે કંત; રીઝયો સાહિબ સંગ ન પરિહરેરે, ભાંગે સાદિ અનંત. ઋ૦ ૧. પ્રીત સગાઇરે જગમાં સહુ કરેરે, પ્રીત સગાઈ ન કોઇ; પ્રીત સગાઇરે નિરૂપાધિક કહીરે, સોપાધિક ધન ખોય. ઋ૦ ૨. કોઈ કંત કારણ કાષ્ટ ભક્ષણ કરેરે, મિલશું કંતને ધાય; એ મેળો નવિ કહીયે સંભવેરે, મેળો ઠામ ન થાય. ઋ૦ ૩. કાંઇ પતિરંજન અતિ ઘણું તપ કરેરે, પતિરંજન તન તાપ; એ પતિ રંજન મેં નવિ ચિત્ત ધર્યુંરે, રંજન ધાતુ મિલાપ. ઋ૦ ૪. કોઇ કહે લીલારે લખ અલખ તણીરે, લખ પૂરે મન આશ; દોષ રહિતને લીલા નવિ ઘટેરે, લીલા દોષવિલાસ. ઋ૦ ૫. ચિત્ત પ્રસન્નેરે પૂજન ફળ કહ્યુંરે, પૂજ અખંડિત એહ; કપટ રહિત થઈ આતમ અરપણારે, આનંદઘન પદ રેહ. ઋ૦ ૬.

### ૨. શ્રી અજિતનાથ સ્વામીનું સ્તવન.

પંથડો નિહાળું રે બીજા જિન તણોરે, અજિત અજિત ગુણધામ; જે તેં જીત્યારે તેણે હું જીત્યોરે, પુરૂષ કિસ્યું મુજ નામ. પં૦ ૧. ચરમ નયણ કરી મારગ જોવતાંરે, ભૂલ્યો સયલ સંસાર; જેણે નયણે કરી મારગ જોઈયેરે, નયણ તે દિવ્ય વિચાર. પં૦ ૨.

પુરુષ પરંપર અનુભવ જોવતાંરે, અંધોઅંધ પલાય; વસ્તુ વિચારેરે જો આગમ કરીરે, ચરણ ધરણ નહી ઠાય. પં૦ ૩. તર્ક વિચારેરે વાદ પરંપરારે, પાર ન પહોંચે કોય; અભિમત વસ્તુરે વસ્તુગતે કહેરે, તે વિરલા જગ જોય. પં૦ ૪. વસ્તુ વિચારે દિવ્ય નયન તણોરે, વિરહ પડયો નિરધાર; તરતમ જોગેરે તરતમ વાસનારે, વાસિત બોધ આધાર. પં૦ ૫. કાળલબ્ધિ લહી પંથ નિહાળશુંરે, એ આશા અવિલંબ; એ જન જીવરે જિનજી જાણજોરે, આનંદઘન મત અંબ. પં૦ ૬.

## ૩. શ્રી સંભવનાથજીનું સ્તવન.

સંભવદેવ તે ધુર સેવો સવેરે, લહી પ્રભુ સેવન ભેદ; સેવન કારણ પહેલી ભૂમિકારે, અભય અદ્વેષ અખેદ. સં૦ ૧. ભય ચંચલતા હો જે પરણામનીરે, દ્વેષ અરોચક ભાવ; ખેદ પ્રવૃત્તિ હો કરતાં થાકીયેરે, દોષ અબોધ લખાવ. સં૦ ૨. ચરમાવર્ત્તન હો ચરમ કરણ તથારે, ભવપરિણતિ પરિપાક; દોષ ટળે વળી દ્રષ્ટિ ખુલે ભલીરે, પ્રાપ્તિ પ્રવચનવાક. સં૦ ૩. પરિચય પાતિક હો ઘાતિક સાધુશું રે, અકુશળ અપચયચેત; ગ્રંથ અધ્યાતમ શ્રવણ મનન કરીરે, પરિશીલન નય હેત. સં૦ ૪. કારણ જોગે હો કારજ નીપજેરે, એહમાં કોઈ ના વાદ; પણ કારણ વિણ કારજ સાધીયેરે, એ નિજ મત ઉનમાદ. સં૦ ૫. મુગ્ધ સુગમ કરી સેવન આદરેરે, સેવન આગમ અનૂપ; દેજો કદાચિત સેવક યાચનારે, આનંદઘન રસરૂપ. સં૦ ૬.

## ૪. શ્રી અભિનંદન સ્વામીનું સ્તવન.

અભિનંદન જિન દરિશણ તરસીયેં, દરિશણ દુર્લભ દેવ; મત મત ભેદેરે જો જઇ પૂછીયેં, સહુ થાપે અહમેવ. અ૦ ૧. સામાન્યે કરી દરિશણ દોહિલું, નિર્ણય સકલ વિશેષ; મદમેં ઘેર્યોરે અંધો કેમ કરે, રવિ શશિ રૂપ વિલેખ. અ૦ ૨. હેતુ વિવાદે હો ચિત્ત ધરી જોઇયેં, અતિદુર્ગમ નયવાદ; આગમવાદે હો ગુરુગમ કો નહીં, એ સબલો વિખવાદ. અ૦ ૩. ઘાતી ડુંગર આડા અતિ ઘણા, તુજ દરિશણ જગનાથ; ધીઠાઈ કરી મારગ સંચરૂં, સેંગુ કોઇ ન સાથ. અ૦ ૪. દરિશણ દરિશણ રટતો જો ફિરૂં, તો રણ રોઝ સમાન; જેહને

પિપાસા હો અમૃતપાનની, કિમ ભાંજે વિષપાન. અ○ ૫. તરસ ન આવે હો મરણુ જીવનતણો, સીઝે જો દરિશણુકાજ; દરિશણુ દુર્લભ સુલભ કૃપા થકી, આનંદઘન મહારાજ. અ○ ૬.

## ૫. શ્રી સુમતિજિન સ્તવન.

સુમતિ ચરણુકજ આતમ અરપણા, દરપણુ જિમ અવિકાર; સુજ્ઞાની○ મતિ તરપણુ બહુ સમ્મત જાણીએ, પરિ સરપણુ સુવિચાર. સુજ્ઞાની○ સુ○ ૧. ત્રિવિધ સકળ તનુધર ગત આતમા, બહિરાતમ ધુરિભેદ; સુજ્ઞાની○ બીજો અંતર આતમ તીસરો, પરમાતમ અવિછેદ. સુજ્ઞાની○ સુ○ ૨. આતમ બુદ્ધે હો કાયાદિક ગ્રહ્યો, બહિરાતમ અઘરૂપ; સુજ્ઞાની○ કાયાદિકનો હો સાખી ધર રહ્યો, અંતર આતમ રૂપ. સુજ્ઞાની○ સુ○ ૩. જ્ઞાનાનંદે હો પૂરણુ પાવનો, વર્જિત સકળ ઉપાધિ; સુજ્ઞાની○ અતીંદ્રિય ગુણગણુ મણિ આગરૂ ઇમ પરમાતમ સાધ. સુજ્ઞાની○ સુ○ ૪. બહિરાતમ તજી અંતર આતમા, રૂપ થઇ થિરભાવ; સુજ્ઞાની○ પરમાતમનું હો આતમ ભાવવું, આતમ અર્પણુ દાવ. સુજ્ઞાની○ સુ○ ૫. આતમ અર્પણુ વસ્તુ વિચારતાં, ભરમ ટળે મતિદોષ; સુજ્ઞાની○ પરમ પદારથ સંપતિ સંપજે, આનંદઘન રસપોષ. સુજ્ઞાની○ સુ○ ૬.

## ૬. શ્રી પદ્મપ્રભુજિન સ્તવન.

પદ્મ પ્રભુ જિન તુજ મુજ આંતરૂંરે, કિમ ભાંજે ભગવંત; કરમવિપાકે કારણુ જોઇનેરે, કોઈ કહે મતિમંત. પ○ ૧. પયઇ ઠિઇ અણુભાગ પ્રદેશથીરે, મૂલ ઉત્તર બિહું ભેદ; ઘાતિ અઘાતી હો બંધોદય ઉદીરણારે, સત્તા કર્મવિછેદ. પ○ ૨. કનકોપલવત્ પયડી પુરૂષતણીરે, જોડી અનાદી સ્વભાવ; અન્ય સંયોગી જિહાં લગે આતમારે, સંસારી કહેવાય. પ○ ૩. કારણુયોગે હો બાંધે બંધનેરે, કારણુ મુગતિ મૂકાય; આશ્રવ સંવર નામ અનુક્રમેરે, હેયોપાદેય સુણાય. પ○ ૪. યુંજન કરણે હો અંતર તુજ પડયોરે, ગુણુ કરણે કરી ભંગ; ગ્રંથ સુક્તે કરી પંડિતજન કહ્યોરે, અંતરભંગ સુઅંગ. પ○ ૫. તુજ મુજ અંતર અંતર ભાંજશેરે, વાજશે મંગળ તૂર; જીવ સરોવર અતિશય વાધશેરે, આનંદઘન રસપૂર. પ○ ૬.

## ૭. શ્રી સુપાર્શ્વજિન સ્તવન.

શ્રી સુપાસજિન વંદીયે, સુખ સંપત્તિનો હેતુ લલના; શાંત સુધારસ જલનિધિ, ભવસાગરમાંહે સેતુ. લ૦ શ્રી. ૧. સાત મહાભય ટાળતો, સપ્તમ જિનવરદેવ લ૦; સાવધાન મનસા કરી, ધારો જિનપદ સેવ લ૦. શ્રી૦ ૨. શિવ શંકર જગદીશ્વરૂ, ચિદાનંદ ભગવાન લ૦; જિન અરિહા તિર્થંકરૂ, જ્યોતિ સરૂપ અસમાન લ૦. શ્રી૦ ૩ અલખ નિરંજન વચ્છલુ, સકળજંતુ વિસરામ લ૦; અભયદાનદાતા સદા, પૂરણ આતમરામ લ૦. શ્રી૦ ૪. વીતરાગ મદ કલ્પના, રતિ અરતિ ભય શોગ લ૦; નિંદ્રા તંદ્રા દુરદશા, રહિત અબાધિત યોગ લ૦. શ્રી૦ ૫. પરમપુરૂષ પરમાતમા, પરમેશ્વર પરધાન લ૦; પરમ પદારથ પરમેષ્ટી, પરમદેવ વર માન. લ૦ શ્રી૦ ૬. વિધિ વિરંચિ વિશ્વંભરૂ, હૃષીકેશ જયનાથ લ૦; અઘહર અઘમોચન ધણી, મુકત પરમપદ સાથ લ૦. શ્રી૦ ૭. ઈમ અનેક અભિધા ધરે, અનુભવ ગમ્ય વિચાર લ૦; જેહ જાણે તેહને કરે, આનંદઘન અવતાર લ૦. શ્રી૦ ૮.

## ૮. શ્રી ચંદ્રપ્રભુજિન સ્તવન.

ચંદ્રપ્રભુ મુખચંદ્ર, સખી મુને દેખાણ દે, ઉપસમરસનો કંદ; સ૦ સેવે સુરનર વૃંદ, સ૦ ગતકલિમલ દુઃખદંદ. સ૦ ૧. સુહમ નિગોદે ન દેખીયો, સ૦ બાદર અતિહિ વિશેષ; સ૦ પુઢવી આઉ ન લેખીઓ, સ૦ તેઉ વાઉ ન લેશ. સ૦ ૨. વનસ્પતિ અતિ ઘણ દીહા, સ૦ દીઠો નહીંય દીદાર; સ૦ બિ તિ ચઉરિંદી જળ લીહા, સ૦ ગતિસન્નીપણ ધાર. સ૦ ૩. સુર તિરિ નરય નિવાસમાં, સ૦ મનુજ અનારજ સાથ; સ૦ અપજત્તા પ્રતિભાસમાં, સ૦ ચતુર ન ચઢીયો હાથ. સ૦ ૪. ઈમ અનેક થલ જાણીયેં, સ૦ દરિશણ વિણ જિનદેવ; સ૦ આગમથી મતિ આણીયે, સ૦ કીજે નિર્મલ સેવ. સ૦ ૫. નિર્મલ સાધુ ભગતિ લહી, સ૦ યોગ અવંચક હોય; સ૦ કિરિયા અવંચક તિમ સહી, સ૦ ફળ અવચક જોય. સ૦ ૬. પ્રેરક અવસર જિનવરૂ, સ૦ મોહનીય ક્ષય થાય; સ૦ અમિત પૂરણ સુરતરૂ, સ૦ આનંદઘન પ્રભુ પાય. સ૦ ૭.

## ૯. શ્રી સુવિધિનાથજિન સ્તવન.

સુવિધિ જિણેસર પાય નમીને, શુભ કરણી ઇમ કીજેરે; અતિ ઘણો ઉલટ અંગ ધરીને, પ્રહ ઉઠી પુજીજેરે. સુ૦ ૧. દ્રવ્ય ભાવ શુચિ ભાવ ધરીને, હરખે દેહરે જઈએરે; દહ તિગ પણ અહિગમ સાચવતાં, એક મના ધુરિ થઇયેરે. સુ૦ ૨. કુસુમ નવણ વર વાસ સુગંધો, ધુપ દીપ મન સાખીરે; અંગપૂજા પણ ભેદ સુણી ઇમ, ગુરૂ મુખ આગમ ભાખીરે. સુ૦ ૩. એહનું ફળ હોય ભેદ સુણીજે, અનંતર ને પરંપરરે; આણાપાલણ ચિત્તપ્રસત્તિ, મુગતિ સુગતિ સુરમંદિરરે. સુ૦ ૪. ફૂલ અક્ષત વર ધૂપ પઇવો, ગંધ નૈવેદ્ય ફળ જળ ભરીરે; અંગ અગ્રપૂજા મળી અડવિધિ, ભાવે ભવિક શુભગતિ વરીરે. સુ૦ ૫. સત્તર ભેદ ઇકવીશ પ્રકારે, અઠોત્તર શત ભેદેરે; ભાવપૂજા બહુવિધ નિરધારી, દોહગ દુર્ગતિ છેદેરે. સુ૦ ૬. તુરીય ભેદ પડિવત્તિપૂજા, ઉપશમ ખીણ સંયોગીરે; ચઉહા પૂજા ઇમ ઉત્તરાધ્યયને, ભાખી કેવળ ભોગીરે. સુ૦ ૭. ઇમ પૂજા બહુ ભેદ સુણીને, સુખદાયક શુભ કરણીરે; ભવિક જીવ કરશે તે લહેશે, આનંદઘન પદ ધરણીરે. સુ૦ ૮.

## ૧૦. શ્રી શીતળનાથજિન સ્તવન.

શીતળ જિનપતિ લલિત ત્રિભંગી, વિવિધભંગી મન મોહેરે; કરુણા કોમળતા તીક્ષણતા, ઉદાસીનતા સોહેરે. શી૦ ૧. સર્વજંતુ હિતકરણી કરુણા, કર્મવિદારણ તીક્ષણરે; હાન દાન રહિત પરિણામી, ઉદાસીનતા વીક્ષણરે. શી૦ ૨. પરદુઃખ છેદન ઇચ્છા કરૂણા, તીક્ષણ પરદુઃખ રીઝેરે; ઉદાસીનતા ઉભય વિલક્ષણ, એક ઠામે કિમ સીઝેરે. શી૦ ૩. અભયદાન તે કરુણામળ ક્ષય, તીક્ષણતા ગુણ ભાવેરે; પ્રેરણ વિનકૃતિ ઉદાસીનતા, ઇમ વિરોધ મતિ નાવેરે. શી૦ ૪. શક્તિ વ્યક્તિ ત્રિભુવન પ્રભુતા, નિગ્રંથતા સંયોગેરે; યોગી ભોગી વકતા મૌની, અનુપયોગી ઉપયોગીરે. શી૦ ૫. ઇત્યાદિક બહુ ભંગ ત્રિભંગી, ચમત્કાર ચિત દેતીરે; અચરિજકારી ચિત્રવિચિત્રા, આનંદઘનપદ લેતીરે. શી૦ ૬.

## ૧૧. શ્રી શ્રેયાંસજિન સ્તવન.

શ્રી શ્રેયાંસજિન અંતરજામી, આતમરામી નામીરે; અધ્યાતમ

કિર્તિ સૂરિરાય, શ્રી હર્ષકીર્તિસૂરિ, જંપે તાસ પસાય. ૨. જીમ કૃષ્ણ પક્ષે શુક્લ પક્ષે, શીયળ પાળ્યો નિર્મલો, તે દંપતીના ભાવ શુદ્ધે, સદા સદ્‌ગુરૂ સાંભલો; જેમ દુરિત દોહગ દૂર જાયે, સુખ થાયે બહુ પરે, વળી ધવલ મંગલ આવે વાંછિત, સુખ કુશળ ઘર અવતરે. ૩.

## ૩૨. રહનેમીની સજ્ઝાય.

કાઉસ્સગ્ગ ધ્યાને મુનિ રહનેમી નામે, રહ્યા છે ગુફામાં શુભ પરિણામ રે; દેવરિયા મુનિવર ધ્યાનમાં રહેજો, ધ્યાન થકી હોય ભવનો પાર રે; દેવ૦ વરસાદે ભીના ચીવર મોકલાં કરવા, રાજુલ આવ્યા તેણે ઠામ રે. દેવ૦ ૧. રૂપે રતિ રે વસ્ત્રે વર્જિત બાલા, દેખી ખોલાણો તેણે કામ રે; દેવ૦ દિલડું ખોલાણું જાણી રાજુલ ભાખે, રાખો સ્થિર મન ગુણના ધામ રે. દેવ૦ ૨. જાદવ કુલમાં જિનજી નેમ નગીનો, વમન કરી છે મુજને તેણ રે; દેવ૦ બંધવ તેહના તમે શિવાદેવી જાયા, એવડો પટંતર કારણ કેણ રે. દેવ૦ ૩. પરદારા સેવી પ્રાણી નરકમાં જાય, દુર્લભબોધિ હોય પ્રાય રે; દેવ૦ સાધવી સાથે ચૂકી પાપ જે બાંધે, તેહનો છુટકારો કદીય ન થાય રે. દેવ૦ ૪. અશુચિ કાયા રે મલ મૂત્રની કયારી, તમને કેમ લાગી એવડી પ્યારી રે; દેવ૦ હું રે સંયમી તમે મહાવ્રત ધારી, કામે મહાવ્રત જાશો હારી રે. દેવ૦ ૫. ભોગ વમ્યા રે મુનિ મનથી ન ઇચ્છે, નાગ અગંધન કૂલની જેમ રે; દેવ૦ ધિક્ કુલ નીચા થઇ નેહથી નિહાલે, ન રહે સંયમ શોભા એમ રે. દેવ૦ ૬. એહવાં રસીલાં રાજુલ વયણ સુણીને, બૂજ્યા રહનેમી પ્રભુજી પાસ રે; દેવ૦ પાપ આલોઇ કરી સંજમ લીધું, અનુક્રમે પામ્યા શિવ આવાસ રે. દેવ૦ ૭. ધન્ય ધન્ય જે નર નારી શીયલને પાલે, સમુદ્ર તર્યા સમ વ્રત છે એહ રે; દેવ૦ રૂપ કહે તેહના નામથી હોવે, અમ મન નિર્મલ સુંદર દેહ રે. દેવ૦ ૮.

## ૩૩. શ્રી જંબુસ્વામીની સજઝાય.

રાજગૃહી નયરી વસે, ઋષભદત્ત વ્યવહારી રે; તસુ સુત જંબુકુમાર નમું, બાલપણે બ્રહ્મચારી રે. ૧. જંબુ કહે જનની

સુણો, સ્વામી સુધર્મા આયા રે; દીક્ષા લેશું તે કને, અનુમતિ દ્યો મોરી માયા રે. જંબુ૦ ૨. માય કહે સુણો બેટડા, વાત વિચારી કીજે રે; તરૂણપણે તરુણી વરી, છાંડી કેમ છૂટીજે રે. જંબુ૦ ૩. આગે અરણિક મુનિવરા, ફરી પાછા ઘરે આયા રે; નાટકણી નેહે કરી, આષાઢભૂતિ ભોલાયા રે. જંબુ૦ ૪. વેશ્યા વશ પડીયા પછી, નંદીષેણ નગીનો રે; આદ્રદેશનો પાટવી, આદ્રકુમાર કાં કીનો રે. જંબુ૦ ૫. સહસ વરસ સંયમ લીયો, તોહી પાર ન પાયા રે; કૂડકને કરમે કરી, પછી ઘણું પછતાયા રે. જંબુ૦ ૬. મુનિવરૂ શ્રીરહનેમીજી, નેમિ જિનેસર ભાઇ રે; રાજીમતી દેખી કરી, વિષય તણી મતિ આઇ રે. જંબુ૦ ૭. દીક્ષા છે વત્સ દોહિલી, પાલવી ખાંડાની ધારે રે; સરસ નીરસ અન્ન જિમવું, સૂવું ડાભ સંથારા રે. જંબુ૦ ૮. દીક્ષા છે વત્સ દોહિલી, કહ્યો અમારો કીજે રે; પરણો પનોતા પદ્મિણી, અમ્મ મનોરથ પૂરીજે રે. જંબુ૦ ૯. જંબુ કહે જનની સુણો, ધન્ય ધન્નો અણગારો રે; મેઘ મુનીશ્વર મોટકો, શાલિભદ્ર સંભારો રે. જંબુ૦ ૧૦. ગજ સુકુમાલ ગુણે ભર્યો, આતમ સાધન કીધો રે; ષટ્માસી તપ પારણે, ઢંઢણે કેવલ લીધો રે. જંબુ૦ ૧૧. દશાર્ણભદ્ર કેવલ લહી, પાય લગાડયો ઇંદો રે, પ્રસન્નચંદ્ર કેવલ લહી, પામ્યો છે પરમાનંદો રે. જંબુ૦ ૧૨. એમ અનેક મુનિવર હુવા, કહેતાં પાર ન પાય રે; અનુમતિ દ્યો મોરી માતજી, ક્ષણ લાખીણો જાય રે. જંબુ૦ ૧૩. પાંચસેં સત્તાવીશશું, જંબુકુમાર પરવરીયો રે; પંચ મહાવ્રત ઉચ્ચરી, ભવજલ સાયર તરીયો રે. જંબુ૦ ૧૪. જંબુ ચરમજ કેવલી, તાસ તણા ગુણ ગાયા રે; પંડિત લલિતવિજય તણો, હિતવિજય સુપસાયા રે. જંબુ૦ ૧૫.

## ૩૪. શ્રી મનકમુનિની સજ્ઝાય.

નમો નમો મનક મહામુનિ, બાળપણે વ્રત લીધોરે; એમ પિતાશું રે પરઠીઓ, માયશું મોહ ન કીધોરે. ન૦ ૧. પૂરણ ચૌદ પૂરવ ધણી, સિજ્જંભવ જસ તાતોરે; ચોથો પટોધર વીરને, મહીઅલ માંહે વિખ્યાતોરે. ન૦ ૨. શ્રી સિજ્જંભવ ગણધરે, ઉદેશી

નિજ પુત્રોરે; સયલ સિદ્ધાંતથી ઉદ્ધરી, દશવૈકાલિક સૂત્રોરે. ન૦ ૩. માસ છએ પૂરણ ભણ્યો, દશ અધ્યયન રસાલોરે; આળસ અંગથી પરિહરી, ધન ધન એ મુનિ બાળોરે. ન૦ ૪. ચારિત્ર ષટ્ માસ વાહલે, પાળી પુણ્ય પવિત્રરે; સ્વર્ગે સમાધિ એ સીધાવીયો, કરી જગ જનને મિત્રરે. ન૦ ૫. પુત્ર મરણ પામ્યા પછી, સિજ્જંભવ ગણધારો રે; બહુ શ્રુત દુઃખ મનમાં ધરે, તિમ નયણે જલધારો રે. ન૦ ૬. પ્રભુ તુમ્હે બહુ પડિબોધીઆ, સમ સંવેગીયા સાધુરે; અમે આંસુ નવિ દીઠડાં, તુમ નયણે નિરાબાધ રે. ન૦ ૭. શું કહીએ સંસારીને, એ એહવી સ્થિતિ દીસે રે; તન દીઠે મન ઉલ્લાસે, જોતાં હીયડલું હીસે રે. ન૦ ૮. અમને એ મુનિ મનકલો, સુત સંબંધથી મલીયો રે; વિશેષ અરથ કહ્યા થકાં, પણ કેણે નવી કલીયો રે. ન૦ ૯. લબ્ધિ કહે ભવિયણ તુમ્હે, મ કરો મોહ વિકારોરે; તો તુમ્હે મનક તણી પેરે, પામો સદ્ગતિ સારોરે. ન૦ ૧૦.

## ૩૫. શ્રી ખંધકમુનિની સજ્ઝાય.

નમો નમો ખંધક મહામુનિ, ખંધક ખીમા ભંડાર રે; ઉગ્ર વિહાર મુનિ વિચરંતા, ચારિત્ર ખડ્ગની ધાર રે. નમો૦ ૧. સમિતિ ગુપ્તિને ધારતો, જિતશત્રુ રાજાનો નંદ રે; ધારણી ઉદરે જનમીઓ, દર્શન પરમાનંદ રે. નમો૦ ૨. ધર્મઘોષ મુનિ દેશના, પામીયો તેણે પ્રતિબોધ રે; અનુમતિ લેઈ માત તાતની, કર્મશું યુદ્ધ થઇ યોદ્ધો રે. નમો૦ ૩. છઠ્ઠ અઠ્ઠમ આદિ ઘણા, દુક્કર તપ તનુ શોષ રે; રાત દિવસ પરિષહ સહે, તો પણ મન નહિ રોષ રે. નમો૦ ૪. દવ દીધા ખીજડા દેહમાં, ચાલતાં ખડખડે હાડ રે; તો પણ તપ તપે રે આકરા, જાણતો અથિર સંસાર રે. નમો૦ ૫. એક સમે ભગનીપુરી પ્રત્યે, આવીયા સાધુજી સોય રે; ગોખે બેઠી ચિંતે બેનડી, એ મુજ બંધવ હોય રે. નમો૦ ૬. બેનને બંધવ સાંભર્યો, ઉલટયો વિરહ અપાર રે; છાતી લગી છે ફાટવા, નયણે વહે નિરધાર રે. નમો૦ ૭. રાય ચિંતે મનમાં ઇસ્યું, એ કોઇ નારીનો જાર રે; સેવકને કહે સાધુની, લાવોજી ખાલ ઉતાર રે. નમો૦ ૮.

### ઢાલ ત્રીજી

રાય સેવક કહે સાધુને, ખાલડી જીવથી હણુશું રે; અમ ઠાકુરની એહ છે આણા, તે અમે આજ કરશું રે. અહો અહો સાધુજી સમતા વરીયા. ૧. મુનિવર મનમાંહિ આણુંદ્યા, પરષહ આવ્યો જાણી રે; ખપાવાનો અવસર આવો, ફરી નહિ આવે પ્રાણી રે. અ૦ ૨. એ તો વળી સખાઇ મીલીઓ, ભાઈ થકી ભલેરો રે; પ્રાણી કાયરપણું પરિહરજે, જિમ ન થાયે ભવ ફેરો રે. અ૦ ૩. રાય સેવકને મુનિવર કહે, કઠણુ ફરસ મુજ કાયા રે; બાધા રખે તુમ હાથે થાયે, કહો તિમ રહીએ ભાયા રે. અ૦ ૪. ચાર શરણા ચતુર કરીને, ભવ ચરમ આવરંતે રે; શુકલધ્યાન શું તાન લગાયું, કાયાને વોસિરાવે રે. અ૦ ૫. ચડચડ ચામડી તેહ ઉતારે, મુનિ સમતા રસ ઝીલે રે; ક્ષપકશ્રેણિ આરોહણુ કરીને, કરમ કઠણુને પીલે રે. અ૦ ૬. ચોથું ધ્યાન ધરતાં અંતે, કેવલ લઇ મુનિ સિધ્યા રે; અજર અમરપદ મુનિવર પામ્યા, કારજ સઘળાં સિધ્યાં રે. અ૦ ૭. હવે મુહપત્તિ લોહી ખરડી, પંખીરે આમિષ જાણી રે; રાજદ્વારે લેઈ નાંખી, સેવકે લીધી તાણી રે. અ૦ ૮. સેવક મુખથી વાતજ જાણી, બ્હેને મુહપત્તિ દીઠી રે; નિશ્ચે ભાઈ હણીઓ જાણી, હૈયે ઉઠી અંગીઠી રે. અ૦ ૯. વિરહ વિલાપ કરે રાય રાણી, સાધુની સમતા વખાણે રે; અથિર સંસાર સ્વરૂપ તવ જાણી, સંજમ લે રાય રાણી રે. અ૦ ૧૦. આલોઈ પાતક સવિ છંડી, કરમ કઠણુને નંદી રે; તપ દુઃકર કરી કાયા ગાળી, શિવસુખ લહે આણુંદી રે. અ૦ ૧૧. ભવિયણુ એહવા મુનિવર વંદી, માનવભવ ફલ લીજે રે; કર જોડી મુનિ મોહન વિનવે, સેવક સુખીયા કીજે રે. અ૦ ૧૨.

### ૩૬- શ્રી અઇમત્તામુનિની સજઝાય.

વીર જિણંદ વાંદીને ગૌતમ, ગોચરીયે સંચરીયા; રાજગૃહી નયરી માંહે ગૌતમ, ઘરઘર આંગણુ ફરીયા. આવો આમ પધારો પૂજ્ય, મુજ ઘર વહોરણુ વેળા. ૧. ઇણે અવસર અઇમત્તે રમતા, મનગમતા મુનિ દીઠાં; કંચનવરણી કાયા નિરખી, મનમાં લાગ્યા મીઠાં.

આઘા૦ ૨. બોલ્યો કુંવર અમીરસ વાણી, એક કહો અભિરામ; ખરે બપોરે પાય અણુવાણે, ભમવો તે કિણ કામે. આઘા૦ ૩. સાંભળ રાજકુંવર સોભાગી, શુદ્ધ ગવેષણા કીજે; નિર્દૂષણ ને નિરતિચારે, ઘર ઘર ભિક્ષા લીજે. આઘા૦ ૪. આવો આજ અમારે મંદિર, કહીશો તે વિધ કરશું; જે જૂએ તે જુગતે કરીને, ભાવશું ભિક્ષા દઇશું. આઘા૦ ૫. ઇમ કહી ઘેર તેડી ચાલ્યો, આવ્યા મુનિ આનંદે; અઇમત્તા રાણી દેખીને, વિધિશું ગૌતમ વાંદે. આઘા૦ ૬. આજ હમારે રત્નચિંતામણી, મેહ અમીરસ વુઠા; આજ અમ આંગણ સુરતરૂ ફળીયો, જે ગૌતમ નયણે દીઠા. આઘા૦ ૭. રે બાલુડા બહુ બુદ્ધિવંતા, ગણધર ગૌતમ આવ્યા; થાળ ભરીને મોદક મોટા, ભાવે શું વહોરાવ્યા. આઘા૦ ૮. વાંદી પાય કુંવર મુનિવરના, હાથ મેલાવ્યો માથે; વોળાવું કહીને મુનિને, ઇમ કહી ચાલ્યો સાથે. આઘા૦ ૯. કુંવર કહે આ ભાજન આપો, ભાર ઘણો પ્રભુ પાસે; ગૌતમ કહે હું તેહને આપું, ચારિત્ર લીયે ઉલ્લાસે. આઘા૦ ૧૦. ચારિત્ર લેઇશું હું તુમ પાસે, ઝોળી દીયે મુજ હાથે; ગૌતમ પૂછે અનુમતિ કેહની, માય મોકલ્યો તુમ સાથે. આઘા૦ ૧૧. ગુરૂ જ્ઞાની ગૌતમ મન આણી, દીક્ષા દીધી તેહને; વૃદ્ધમુનિને ભળાવી દીધા, મુનિ મારગ દીયો તેહને. આઘા૦ ૧૨. તે સંગાતે અઇમત્તા ચાલ્યા, સાધુ સંગાતે વનમાં; નાનું સરોવર નીરે ભરીયું, તે દેખી હરખ્યા મનમાં. આઘા૦ ૧૩. નાનું સરોવર નાનું ભાજન, નાવ કરી અઇમત્તા; વળતાં સાધુજી દેખીને, બાળક રમત કરતા. આઘા૦ ૧૪. બોલાવી મુનિ બાળકને, એ આપણે નવિ કીજે; છકાય જીવની વિરાધના કરતાં, દુર્ગતિનાં ફળ લીજે. આઘા૦ ૧૫. લાજ ઘણી મનમાંહી ઉપની, સમવસરણમેં આવ્યા; ઇરિયાવહી પડિક્કમતાં અઇમત્તા, ધ્યાન શુકલ મન ભાવ્યા. આઘા૦ ૧૬. કેવલજ્ઞાન તિહાં ઉપન્યો; ધન ધન મુનિ અઇમત્તા; શુદ્ધ મને ચારિત્ર પાળીને, તે મુનિ મુકતે પહોંચ્યા. આઘા૦ ૧૭. ગૌતમ આદિ અઇમત્તા સરિખા, ગુણવંતા ઋષિરાયા; લક્ષ્મિરત્ન કર જોડી વંદે, તે મુનિવરના પાયા. આઘા૦ ૧૮.

## ૩૭. શ્રી સ્થુલિભદ્રજીની સજઝાય.

આંબો મોરચો હે આંગણું, પરિમલ પુહવી ન માય; પાસે ફુલી હે કેતકી, ભ્રમર રહ્યો હે લુભાય. આંબો૦ ૧. આવો સ્થુલિભદ્ર વાલહા, લાછલદેના હો નંદ; તુમશું મુજ મન મોહીયું, જીમ સાયર ને ચંદ. આંબો૦ ૨. સુગુણા સાથે પ્રીતડી, દિન દિન અધિકી હો થાય; બેઠો રંગ મજીઠનો, કદીયે ચટક ન જાય. આંબો૦ ૩. નેહ વિહુણા રે માણુસા, જેહવા આવળ પુલ; દીસંતા રળીયામણા, પણ નવિ પામે હો મૂલ્ય. આંબો૦ ૪. કોયલડી ટહુકા કરે, આંબે લેકેં લૂંબ; સ્થુલીભદ્ર સુરતરુ સરિખા, કોશ્યા કણુયર કુંબ. આંબો૦ ૫. સ્થુલિભદ્રે કોશ્યાને બુઝવી, દીધો સમકિત સાર; રૂપ વિજય કહે શીલથી, લહીએ સુખ અપાર. આંબો૦ ૬.

૨

શ્રી સ્થૂલિભદ્ર મુનિગણમાં શિરદાર જો, ચોમાસું આવ્યા કોશ્યા આગારજો, ચિત્રામણ શાળાયે તપ જપ આદર્યાં જો. ૧. આદરીયા વ્રત આવ્યા છો અમ ગેહ જો, સુંદરી સુંદર ચંપક વરણી દેહ જો; અમ તુમ સરિખો મેળો આ સંસારમાં જો.૨. સંસારે મેં જોયું સકળ સ્વરૂપ જો, દર્પણની છાયામાં જેવું રૂપજો, સુપનાની સુખડલી ભૂખ ભાંગે નહિ જો. ૩. ના કહેશો તો નાટક કરશું આજજો, બાર વર્ષની માયાછે મુનિરાજ જો, તે છોડી કેમ જાઉં છું આશા ભરી જો. ૪. આશા ભરીયો ચેતન કાળ અનાદીજો, ભોમીયો ધર્મને ડિણુ થયો પરમાદિ જો, ન જાણી મેં સુખની કરણી જોગની જો. ૫. જોગી તો જંગલમાં વાસો વસીયાજો, વેશ્યાને મંદિરીયે ભોજન રસીયા જો, તુમને દીઠા એવા સંયમ સાધતા જો. ૬. સાધશું સંયમ ઇચ્છારોધ વિચારી જો, કુમાપુત્ર થયા નાણી ઘરબારી જો, પાણીમાંહે પંકજ કોરું જાણીએ જો. ૭. જાણીએ તો સઘળી તુમારી વાત જો, મેવા મીઠા રસવંતા બહુ જાત જો, અમર ભૂષણ નવ નવલી ભાતે લાવતા જો. ૮. લાવતા તો તું દેતી આદર માન જો, કાયા જાણું રંગ પતંગ સમાન જો, ઠાલીને શી કરવી એવી પ્રીતડી જો. ૯. પ્રીતલડી કરતાને રંગ ભર

સેજજો, રમતાને દેખાડંતા ઘણું હેત જો, રિસાણી માનવી મુજને સાંભરે જો. ૧૦. સાંભળે તો મુનિવર મનડું વાળે જો, ઢાંકયો અગ્નિ ઉઘાડયો પરજવાળે જો, સંયમમાંહિ એ છે દૂષણ મોટકું જો. ૧૧. મોટકું આવ્યું'તું નંદનું તેડું જો, જાતાં ન વહે કાંઈ તમારૂં મનડું જો, મેં તુમને તિહાં કોલ કરીને મોકલ્યા જો. ૧૨. મોકલ્યા તો મારગ માંહિ મળીયા જો, સંભૂતિ આચારજ જ્ઞાને બળીયા જો, સંયમ દીધું સમકિત તેણે શીખવ્યું જો. ૧૩. શિખવ્યું તો કહી દેખાડો અમને જો, ધર્મ કરંતા પુણ્ય વડેરૂં તમને જો, સમતાને ઘેર આવી વેશ્યા એમ વદે જો. ૧૪. વદે મુનિશ્વર શંકાને પરિહાર જો, સમકિત મૂળે શ્રાવકનાં વ્રત બારજો, પ્રાણાતિપાતાદિક સ્થૂલથી ઉચ્ચરે જો. ૧૫. ઉચ્ચરે તો વિત્યું છે ચોમાસું જો, આણા લેઈને આવ્યા ગુરૂની પાસે જો, શ્રુતનાણી કહેવાણા ચૌદપૂર્વી જો. ૧૬. પૂર્વી થઇને તાર્યા પ્રાણી થોક જો, ઉજ્વળ ધ્યાને તેહ ગયા દેવલોક જો, ઋષભ કહે નિત્ય તેહને કરીએ વંદના જો. ૧૭.

## ૩૮. શ્રી દશાણુભદ્રની શજઝાય.

સારદ બુધદાઇ, સેવક નયણાનંદ; પ્રણમું હું નિજ ગુરુ, ભવિક વિકાસન વૃંદ; વંદુ શાસન પતિ, સાચો વીર જીણંદ; ગાઇશિ હું ભક્તે, દશાર્ણભદ્ર મુણીંદ. ૧. દશાર્ણભદ્ર દેશ અતિ ઉત્તમ, દશાર્ણભદ્ર પુર સોહે; દશાર્ણભદ્ર રાજા અતુલી બલ, ભવિજનનાં મન મોહે; ન્યાયે રાજ પ્રજાપતિ પાલે, ટાલે પરદલ પીડા; વ્યસન નિવારે ધર્મ વિચારે, કરે રંગ રસ ક્રીડા. ૨. ઇણ અવસરે અનુક્રમે, જિનવર વિહાર કરંતા; પહોતા તિણે નયરી, સમોવસરણ વિચરંતા; ગણધરને મુનિવર, ખેચર ભૂચર વૃંદ; કિન્નરને સુરવર, પામ્યા પરમાણંદ. ૩. પરમાણંદ પામ્યા વન પાલક, રાયને જઈ વધાવ્યા; સ્વામી તુમ પતિ તુમ મન વલ્લભ, વીર જિણેસર આવ્યા; સાત આઠ પગ સામો જાઇને, ભાવે વંદન કીધું; અંગ વિભૂષણ સોવન રસના, લાખ દાન તસ દીધું. ૪. હવે રાજા ચિંતે, મુજ સમ અવર ન કોય; હય ગય રથ પયક, મણિ માણિક રિદ્ધિ હોય;

તેણી પરે કરી વંદું, જિમ નવિ વંદ્યા કેણે; અભિમાન ધરીને, પડહ વજાવ્યો તેણે. ૫. તેણે નયરી પડહ વજાવ્યો, વેગે કરો સજાઈ; વાહન અંગ સયલ સણગારો, જોઈએ તે લે ભાઇ; સોના રૂપા ઘાટ સામટા, સબલ સજાઈ કીજે, અથિર દ્રવ્ય એ સાસય સુખ જે, જિનવર વંદી લીજે. ૬. ભદ્ર જાત સરિખા, હાથી સહજ અઢાર; વરહય પાખરીયા, ચોવીસ લાખ ઉદાર; વર રથ જોતરીઆ, દ્રઢ એકવીશ હજાર; એક સહસ સુખાસન, અંતે ઉરી પરિવાર. ૭. અંતે ઉરીસય પંચ મનોહર, સોલ સહસ રાજન; સેવા સારે કોડી એકાણું, પાયક ભીમ સમાન; સોલ હજાર ધજા લહકંતી, ચામર ચીઉં પખે સોહે; મેઘાડંબર છત્ર બિરાજે, ભવિજનનાં મન મોહે. ૮. ભલી કરીય સજાઈ, પુર બાહિર જબ આવે; પટરાય વર ચઢીઓ, રાજા ઈમ ભાવે; ચતુરંગી સેના, રિદ્ધિ દેખી ઇમ બોલે; મહારી રિદ્ધિ આગળ, અવર સહુ તૃણ તોલે. ૯. તૃણ તોલે મુજ આગળ સહુ એ, એમ અભિમાને હરખે; પહેલે કલ્પે ઇંદ્રો બેઠો, અવધિ જ્ઞાને નિરખે; જિનવર ભક્તિ કરે બહુ રાજા, પણ અભિમાને ચઢીઓ; જિનવર ભક્તિ કરી કોણ પૂજે, ત્રણ જગ આવે જડીઓ. ૧૦. એમ ચિંતી ઈંદ્રો, ઐરાવણ સુર તેડયો; તે હરખ્યો અંજલી, જોડી ઉભો નેડો; જિન વંદન જાશું, માન ઉતારણ કાજ; ઐરાવણ સરિખા, સહસ ચોસઠ ગજરાજ. ૧૧. ગજરાજ એક એકને મસ્તક, સોહે પાંચસે બાર; મસ્તક મસ્તક આઠ દંતુસળ, સોહે અતિહી સફાર; દંતદંત પ્રત્યે આઠ આઠ વાવી, વાવે આઠ આઠ કમલ; કમલે કમલે લાખ પાંખડી, લાખ નાટક તિહાં વિમલ. ૧૨. ડોડા વિચે વિચે એક એક, કમલ પ્રત્યે પ્રાસાદ; અગ્ર મહિષિ આઠઆઠ,સાથે ઈંદ્ર આલ્હાદ;પ્રતિ કમલે બેઠો,ઇંદ્રો આવે જામ;બત્રીસ બદ્ધ નાટક, ઝમક હુવો તામ. ૧૩. તામ વીર વાંદીને બેઠો, દશાણ-ભદ્ર નરેષ; શુભ ઉજવલ ગજ ઘટા સંઘાતે, ઇંદ્રે કીઓ પ્રવેશ; ઉંચું વદન વિલોકે રાજા, બહોલી રિદ્ધિ પ્રમાણ; માહરો મદ એણે ઉતાર્યો, તો જીવ્યું અપ્રમાણ. ૧૪. મેં રિદ્ધિનો ગરવ, ફોકટ કીધો આજ; ઇંદ્રની રિદ્ધિ આગળ એ, આવે કુણ કાજ; હવે જો હું છાંડું, તો હારે

સ્વર્ગવાસી; તવ જિનવર પાસે,ગયો ઇસ્યું વિમાસી.૧૫. ઇસ્યું વિમાસીને અભિમાને, રાયે ચારિત્ર લીધું; ઇંદ્ર કહે હવે મેં નવિ થાએ, તેં બોલ્યું તે કીધું; મેં જે હોડ કરી તુમ સાથે, તે ખમજો રિષિરાય; મુજમાં શક્તિ ઘણી છે બીજી, પણ મુજથી એ નવિ થાય. ૧૬. ઇંદ્ર વાંદી બોલે, ધન માનવ અવતાર; અભિમાન કરીને, નૃપ પામ્યો ભવપાર; હવે વીર પયંપે, માન માનવને હોય; ઇંદ્ર પાય લગાડયો, એ સમો અવર ન કોય. ૧૭. એ સમો અવર ન કોઈ બૂઝયો, ઝુઝયો કર્મ સઘાંતે; કેવલ પામી મુકતે પોહોતો, મંગલિક હુવો ઇણુ વાતે; પઢતાં ગુણતાં ઉત્તમના ગુણ, પોંહોચે સયલ જગીશ; શુભવિજય પંડિત શિષ્ય પ્રણમે, લાલવિજય નિશ દિશ. ૧૮.

## ૩૯. શ્રી વયર સ્વામિની સજઝાય.

સાંભળજો તુમે અદ્ભુત વાતો, વયર કુમાર મુનિવરની. ખટ મહિનાના ગુરૂ ઝોળીમાં, આવે કેલ કરંતા; ત્રણ વરસના સાધવી મુખથી, અંગ અગ્યાર ભણંતા રે. સાંભળજો૦ ૧. રાજ સભામાં નહિ ક્ષોભાણા, માત સુખડલી દેખી; ગુરૂએ દીધો ઓઘો મુહ-પત્તિ, લીધો સર્વ ઉવેખી રે. સાંભળજો૦ ૨. ગુરુ સંઘાતે વિહાર કરે મુનિ, પાળે શુદ્ધ આચાર; બાલપણાથી મહા ઉપયોગી, સંવેગી શિરદાર રે. સાંભળજો૦ ૩. કોળાપાકને ઘેબર ભિક્ષા, દોય ઠામે નવિ લીધી; ગગન ગામિની વૈક્રોય લબ્ધિ, દેવે જેહને દીધી રે. સાંભળજો૦ ૪. દશ પૂરવ ભણીયા જે મુનિવર, ભદ્ર ગુપ્ત ગુરૂ પાસે; ખીરાસ્રવ પ્રમુખ જે લબ્ધિ, પ્રગટ જાસ પ્રકાસે રે. સાંભળજો૦ ૫. કોડી સૈંકડા ધનને સંચે, કન્યા રૂકિમણી નામે; શેઠ ધનાવો દીયે પણ ન લીયે, વધતે શુભ પરિણામે રે. સાંભળજો૦ ૬. દેઇ ઉપદેશને રૂકિમણી નારી, તારી દિક્ષા આપી; યુગ પ્રધાન જે વિચરે જગમાં, સૂરજ તેજ પ્રતાપી રે. સાંભળજો૦ ૭. સમકિત શિયળ તુંબ ધરી કરમાં, મોહ સાયર કર્યો છોટો; તે કેમ બૂડે નારી નદીમાં, એ તો મુનિવર મોટો રે. સાંભળજો૦ ૮. જેણે દુર્ભિક્ષ સંઘ લેઇને, મૂકયો નયર સુગાલ; શાસન શોભા ઉન્નતિ કારણ, પુષ્પ પદ્મ વિસાલ રે.

સાંભળજો૦ ૯. બોધરાયને પણ પ્રતિ બોધ્યો, કીધો શાસન રાગી; શાસન શોભા જય પતાકા, અંબર જઈને લાગી રે. સાંભળજો૦ ૧૦. વિસર્યો સુંઠ ગાંઠીયો કાને, આવશ્યક વેળા જાણ્યો; વિસરે નહિ પણ એ વિસરીયો, આયુ અલ્પ પીછાણ્યો રે, સાંભળજો૦ ૧૧. લાખ સોનૈયે હાંડી ચડે જિમ, બીજે દિન સુગાલ; એમ સંભળાવી વયરસેનને, જાણી અણુસણુ કાલ રે. સાંભળજો૦ ૧૨. રથાવર્ત પર્વત જઈ અણુસણુ કીધું, સોહમ હરિ તિહાં આવે; પ્રદક્ષિણા પર્વતને દેઈને, મુનિવર વંદે ભાવે. સાંભળજો૦ ૧૩. ધનસીંહગિરિ સૂરિ ઉત્તમ, જેહના એહ પટધારી રે; પદ્મવિજય કહે ગુરૂ પદ પંકજ, નિત્ય નમીયે નર નારી રે. સાંભળજો૦ ૧૪.

## ૪૦. શ્રી મેતારજ મુનિની સજ્ઝાય.

### મન મોહન જિનજી મીઠી તાહરી વાણ–એ દેશી

સંયમ ગુણના આગરુજી, પંચ મહાવ્રત ધાર; માસ ખમણને પારણેજી, રાજગ્રહી નગરી મઝાર; મેતારજ મુનિવર, ધન તુમ અવતાર. ૧. સોનીને ઘરે આવીયાજી, મેતારજ રિષિરાય; જવલા ઘડતો ઉઠીયોજી, વંદે મુનિના પાય. મેતારજ૦ ૨. આજ ફલ્યો ઘર આંગણેજી, વિણ કાલે સહકાર; લ્યો ભિક્ષા છે સુજતીજી, મોદક તણો એ આહાર. મેતારજ૦ ૩. ક્રૌંચ જીવ જવલા ચર્યોજી, વહોરી ચાલ્યા રિષિરાજ; સોની મન શંકા થઈજી, સાધુ તણા એ કાજ. મેતારજ૦ ૪. રીશ કરીને રૂષિને કહેજી, દ્યો મુજ જવલા આજ; વાધરશિર્ષે બાંધીયાજી, તડકે રાખ્યા મુનિરાજ. મેતારજ૦ ૫. ફટ ફટ ફૂટે હાડકાંજી, ત્રટ ત્રટ ત્રુટે ચામ; સોનીડે પરિસો કર્યોજી, સાધુ રાખ્યો મન ઠામ. મેતારજ૦ ૬. એહવા પણ મોટા જતિજી, મન્ન ન આણે રોષ; આતમ નિંદે આપણોજી, સોનીનો શ્યો દોષ. મેતારજ૦ ૭. ગજ સુકુમાલ સંતાપીયાજી, બાંધી માટીની પાળ; ખેર અંગારા શિરે ધર્યાજી, મુગતે ગયા તત્કાલ. મેતારજ૦ ૮. વાઘણ શરીર વલુરીયુંજી, સાધુ સુકોસલ સાર; કેવલ લહી મુગતે ગયાજી, એમ અરણીક

અણગાર. મેતારજ૦ ૯. પાપી પાલકે પીલીયાજી, ખંધક સૂરીના શિષ્ય; અંબડ ચેલા પાંચશેજી, નમો નમો તે મુનિ શિષ્ય. મેતારજ૦ ૧૦. એહવા પુરુષ સંભારતાંજી, મેતારજ ઋષિરાય; અંતગડ હુઆ કેવલીજી, વંદે મુનિના પાય. મેતારજ૦ ૧૧. ભારી કાષ્ટની સ્ત્રી તિહાંજી, લાવી નાંખી તેણી વાર; ધબકે પંખી જાગીયોજી, જવલા કાઢ્યા તિણે સાર. મેતારજ૦ ૧૨. દેખી જવલા વીટમાંજી, મનમાં લાજ્યો સોનાર; ઓઘો મુહપત્તિ સાધુનોજી, લેઇ થયો અણગાર. મેતારજ૦ ૧૩. આતમ તાર્યો આપણોજી, થીર કરી મન વચ કાય; રાજવિજય રંગે ભણેજી, સાધુ તણી એ સજ્ઝાય. મેતારાજ૦ ૧૪.

## ૪૧. શ્રી મેઘરથ રાજાની સજઝાય.

દશમે ભવે શ્રી શાંતિજી, મેઘરથ જીવડો રાય; રૂડા રાજા પોસહશાળામાં એકદા, પોસહ લીયો મન ભાય; રૂડા રાજા૦ ધન્ય ધન્ય મેઘરથ રાયજી, જીવદયા ગુણ ખાણ; ધર્મી રાજા ધન્ય. ૧. ઇશાનાધિપ ઇંદ્રજી, વખાણ્યો મેઘરથ રાય; રૂ૦ ધર્મે ચળાવ્યો નવિ ચળે, ભાસુર દેવતા આય. રૂ૦ ધન્ય૦ ૨. સીંચાણો મુખે અવતરી, પડીયું પારેવું ખોળા માંય; રૂ૦ રાખ રાખ મુજ રાજવી, મુજને સીંચાણો ખાય. રૂ૦ ધન્ય૦ ૩. સીંચાણો કહે રાજવી, એ છે મારો આહાર; રૂ૦ મેઘરથ કહે સુણ પંખીયાં; હિંસાથી નરક અવતાર. રૂ૦ પંખી૦ ૪. શરણે આવ્યું રે પારેવડું, નહી આપું નિર્ધાર; રૂ૦ માટી મંગાવી તુજને દેઊં, તું તેનો કર આહાર. રૂ૦ ધન્ય૦ ૫. માટી ખપે મુજ એહની, કાં વળી તાહરી દેહ; રૂ૦ જીવદયા મેઘરથ વસી, સત્ય ન મ્હેલે ધર્મી તેહ. રૂ૦ ધન્ય૦ ૬. કાતી લેઈ પિંડ કાપીને, લે માંસ તું સીંચાણ; રૂ૦ ત્રાજુયે તોળાવી મુજને દીઓ, એ પારેવા પ્રમાણ. રૂ૦ ધન્ય૦ ૭. ત્રાજુઆં મંગાવી મેઘરથ રાયજી, કાપી કાપી મૂકે છે માંસ; રૂ૦ દેવમાયા ધારણ સમી, નાવે એકણ અંશ. રૂ૦ ધન્ય૦ ૮. ભાઈ સુત રાણી વલવલે, હાથ ઝાલી કહે તેહ; રૂ૦ એક પારવાને કારણે, શું કાપો છો દેહ. રૂ૦ ધન્ય૦ ૯. મહાજન લોક વારે સહુ, મ કરો એ વડી વાત; રૂ૦ મેઘરથ કહે

ધર્મફળ ભલાં, જીવદયા મુજ ધાત. રૂ૦ ધન્ય૦ ૧૦. ત્રાજુએ બેઠા રાજવી, જે ભાવે તે ખાય; રૂ૦ જીવથી પારેવો અધિક ગણ્યો, ધન્ય પિતા તુજ માય. રૂ૦ ધન્ય૦ ૧૧. ચડતે પરિણામે રાજવી, સુર પ્રગટયો તિહાં આય; રૂ૦ ખમાવે બહુ વિધે કરી, લળી લળી લાગે પાય. રૂ૦ ધન્ય૦ ૧૨. ઇંદ્રે પ્રશંસા તાહરી કરી, તેહનો તું છે રાય; રૂ૦ મેઘરથ કાયા સાજી કરી, સુર પહોત્યો નિજ ઠાય. રૂ૦ ધન્ય૦ ૧૩. સંયમ લીધો મેઘરથ રાયજી, એક લાખ પૂરવનું આય; રૂ૦ વીશ સ્થાનક વિધે સેવીયાં, તીર્થંકર ગોત્ર બંધાય. રૂ૦ ધન્ય૦ ૧૪. અગ્યારમે ભવે શ્રી શાંતિજી, પહોત્યા સર્વાર્થ સિદ્ધ; રૂ૦ તેત્રીશ સાગર આઉખું, સુખ વિલસે સુર ઋદ્ધ. રૂ૦ ધન્ય૦ ૧૫. એક પારેવાની દયા થકી, બે પદવી પામ્યા નરેશ; રૂ૦ પાંચમા ચક્રવર્તિ ઉપન્યા, સોળમા શાંતિ જિનેશ. રૂ૦ ધન્ય૦ ૧૬. લાખ વર્ષ આયુ શાંતિજી, પહોત્યા શિવપુર વાસ; રૂ૦ જીવદયા પરસાદથી, ફળે બહુ મનની આશ. રૂ૦ ધન્ય૦ ૧૭. દયા થકી નવનિધિ હોવે, દયા તે સુખની ખાણ; રૂ૦ ક્રોડ ભવાંતરની સગી, દયા માતા તે જાણ. રૂ૦ ધન્ય૦ ૧૮. ગજ ભવે શશલો રાખીયો, મેઘકુમાર ગુણ જાણ; રૂ૦ શ્રેણિકરાય સુત સુખ લહ્યાં, પહોત્યા અનુત્તર વિમાન. રૂ૦ ધન્ય૦ ૧૯. એમ જાણી ભવિ દયા પાળજ્યો, છક્કાયની સુખદાય; રૂ૦ નવાનગર માંહે ખંતશું, કહી મેઘરથ સજ્ઝાય. રૂ૦ ધન્ય૦ ૨૦. સંવત સત્તર સત્તાણુંએ, માસખમણ દિન જાણ; રૂ૦ ઋષિ ગોવર્દ્ધન પસાયથી, કહે રાયચંદ શુભ વાણ. રૂ૦ ધન્ય૦ ૨૧.

## ૪૨. શ્રી મેઘકુમારની સજ્ઝાય.

ધારણી મનાવે રે મેઘ કુમારને રે, તું મુજ એકજ પુત્ર; તુજ-વિણ જાયારે દિનડા કિમ ગમે, રાખો રાખો ઘર તણાં સૂત્ર. ધારણી૦ ૧. તુજને પરણાવું રે આઠ કુમારિકારે, સુંદર અતિ સુકુમાળ; મલપતિ ચાલે રે જેમ વન હાથણીરે, નયણ વયણ સુવિશાળ. ધારણી૦ ૨. મુજ મન આશા રે પુત્ર હતી ઘણી રે, રમાડીશ વહુનાંરે બાળ; દૈવ અટારો રે દેખી નવિ શકયોરે, ઉપાયો એહ જંજાળ. ધારણી૦ ૩.

ધન કણ કંચનરે ઋદ્ધિ ઘણી અછે રે, ભોગવો ભોગસંસાર; છતી ઋદ્ધિ વિલસો રે જાયા ઘર આપણેરે, પછી લેજો સંયમ ભાર. ધારણી૦ ૪. મેઘકુમારે રે માતા બૂઝવીરે, દીક્ષા લીધી વીરજીની પાસ; પ્રીતિ-વિમળ રે ઇણિપરે ઉચ્ચરે રે, પહોતી મ્હારા મનડાની આશ.ધારણી૦ ૫.

## ૪૩. રોહિણીની સજ્ઝાય.

### ભરતનૃપ ભાવશું એ—એ દેશી

શ્રી વાસુપૂજ્ય જીણંદના એ, મઘવા સુત મનોહર, જયો તપ રોહિણી એ; રોહિણી નામે તસ સુતા એ, શ્રીદેવી માત મલાર; જ૦ ૧. કરે તસ ધન અવતાર; જ૦ પદ્મ પ્રભુના વયણથી એ, દુર્ગંધા રાજકુમાર; જ૦ રોહિણીતપ થાતે ભવે એ, સુજસ સુગંધ વિસ્તાર. જ૦ ક૦ ૨. નરદેવ સુરપદ ભોગવી એ, તે થયો અશોક નરિંદ; જ૦ રોહિણી રાણી તેહની એ, હોયને તપ સુખ કંદ. જ૦ ક૦ ૩. દુરભિગંધા કામિની એ, ગુરૂ ઉપદેશ સુણંત; જ૦ રોહિણી તપ કરી દુઃખ હરી એ, રોહિણી ભવ સુખવંત. જ૦ ક૦ ૪. પ્રથમ પારણદિન ઋષભનો એ, રોહિણી નક્ષત્ર વાસ; જ૦ દુવિધે કરી તપ ઉચ્ચરો એ, સાત વરસ સાત માસ. જ૦ ક૦ ૫. કરો ઉજમણું પૂર્ણ તપે એ, અશોક-તરૂ તલ ઠાય; જ૦ બિંબ રયણ વાસુપૂજ્ય એ, અશોક રોહિણી સમુદાય. જ૦ ક૦ ૬. એકસો એક મોદક ભલા એ, રૂપા નાણાં સમેત; જ૦ સાત સત્યાવિશ કીજીયે એ, વેશ સંઘ ભક્તિ હેત. જ૦ ક૦ ૭. આઠ પુત્ર ચારે સુતા એ, રોગ સોગ નવિ દીઠ; જ૦ પ્રભુ હાથે સંયમ લહ્યું એ, દંપતી કેવળ દીઠ. જ૦ ક૦ ૮. કાંતિ રોહિણી પતિ જિસી એ, રોહિણી સુત સમ રૂપ; જ૦ એ તપ સુખ સંપદ દીયે એ, વિજયલક્ષ્મી સૂરિ ભૂપ. જ૦ ક૦ ૯.

## ૪૪. શ્રી ભરત બાહુબલીની સજઝાય.

### દોહા

સ્વસ્તિ શ્રી વરવા ભણી, પ્રણમી શ્રી જિણંદ; ગાશું તસ સુત અતિબળી, બાહુબળી મુનિચંદ. ૧. ભરતે સાઠ સહસ વરસ, સાધ્યા ષટ ખંડ દેશ; અતિ ઉચ્છવ આણંદશું, વનિતા કીધ પ્રવેશ. ૨.

ચક્રરત્ન આવે નહિ, આયુદ્ધશાળા માંહ; મંત્રીશ્વર ભરતને તદા, કહે સાંભળ તું નાહ. ૩. સ્વામી તેં નિજ બળે, વશ કીધા ષટ ખંડ; પણ બાહુબળિ ભ્રાતનો, નવિ દીઠો ભુજ દંડ. ૪. સુર નર માંહે કો નહિ, તસ જીતણ સમર્થ; તો પ્રભુ તુમ બળ જાણશું, જો સહેશો તસ હત્થ. ૫. સુણતા મંત્રી વયણ ઇમિ, ચક્રી હુવો સતેગ; બાહુબળિ ભણી મોકલ્યો, નામે દૂત સુવેગ. ૬. ભટ રથ હયવર ઠાઠશું, દૂતે કીધ પ્રયાણ; શુકન હુવા બહુ વંકડા, પિણ સ્વામીની આણ. ૭. ધરા ઓલંઘી અતી ઘણી, આવ્યો બહેળી દેશ; જિહાં કોઈ બાહુબળિ વિના, જાણે નહી નરેશ. ૮. તક્ષશિલા નગરી જિહાં, બાહુબળિ ભૂમિંદ; દૂત સુવેગ જઇ તિહાં, પ્રણમ્યો પય અરવિંદ. ૯. બાહુબળિ પૂછે કુશળ, ભરતતણો પરિવાર; ચતુરાઈ શું દૂત તવ, બોલે બોલ વિચાર. ૧૦. આસન અર્ધું બેસવા, આપે સુરપતિ જાસ; લક્ષ જક્ષ સેવા કરે, જગત કરે જસ આશ. ૧૧. હેલે જીત્યા ખંડ ષટ, ખેદ ન હતો કોય; ઋષભદેવ સાન્નિધ્ય કરે, તસ કિમ કુશળ ન હોય. ૧૨. પણ પ્રભુ તુમ આવ્યા વિના, માને સકળ નિરર્થ; કામ નહી હવે ઢીલનો, સેવો પ્રભુ સમર્થ. ૧૩. નહિ તો જો તે કોપશે, કોઈ ન રહેશે તીર; તસ ભુજ દંડ પ્રહાર એક, રહેશે તુજ શરીર. ૧૪. એ સેના વળી એ ઋદ્ધિ, તિહાં લગે જાણો સર્વ; જિહાં લગે એ કોપ્યો નહી, મૂકો તે ભણી ગર્વ. ૧૫.

ઢાળ પહેલી રાગ બંગાળી

જા રે શું તુજ મારૂં દૂત, બાહુબળિ બોલે થઇ ભૂત; રાજા નહી નમે; કોપે ચઢયો હું હારો રે નાંહિ, એક મૂઠિયે ધરૂં ધરતી-માંહિ. રાજા૦ ૧. હું તો જાણતો તાતજી જેમ, ભાઈપણાનો હવે જાણ્યો પ્રેમ; રાજા૦ એહજ માહરી કહેજે ગુજ્જ, જો બળ હોય તો કરજે ઝુજ. રાજા૦ ૨. દેઇ ચપેટા કાઢયો દૂત, વિલખો થઈ વિનિ-તાયે પહુંત; રાજા૦ સંભળાવ્યો સઘળો વિરતાંત, કોપ્યો ભરતપતિ જેમ કૃતાંત. રાજા૦ ૩. રણ દુંદુભી વજડાવી જામ, સેના સજ હુઈ

સઘળી તામ; રાજા૦ ક્રોડ સવા નિજ પુત્ર સકજ્જ, રણના રસિયા હુવા સજ્જ. રાજા૦ ૪. લાખ ચોરાશી વર ગજરાજ, ઘોડા લાખ ચોરાશી સાજ; રાજા૦ લાખ ચોરાશી રથ વળી જાણુ, લાખ ચોરાશી ધુરે નિશાણ. રાજા૦ ૫. પાયક છન્નું કોડિ ઝુંઝાર, વિદ્યાધર કિન્નર નહી પાર; રાજા૦ એમ સુભટની કોડા કોડ, રણરસે બાંધી હોડા હોડ. રાજા૦ ૬. પૃથ્વી કંપી સેનાને પૂર, રજશું છાયો અંબર-સૂર; રાજા૦ સોળ લાખ વાજે રણતૂર, ચક્રી ચાલ્યો સેનાને પૂર. રાજા૦ ૭. પહોત્યો બહોળી દેશની સીમ, સુણી બાહુબળિ થયો અતિ ભીમ, રાજા૦ ત્રણ લાખ બાહુબળિના પૂત; ક્રોધે ચઢયા જાણે જમ દૂત. રાજા૦ ૮. સેના સમુદ્ર તણે અનુહાર, કહેતાં કિમહી ન આવે પાર; રાજા૦ ચક્રીશ્વરની સેના સર્વ, તૃણ જેમ ગણતો મ્હોટે ગર્વ. રાજા૦ ૯. પહેરી કવચ અસવારી કીધ, બાહુબળિ રણડંકા દીધ; રાજા૦ ભરતે પહેર્યો વજ્રસનાહ, ગજરતને ચઢયો અધિક ઉચ્છાહ. રાજા૦ ૧૦. બેહુ સામાં આવ્યાં સેન, કંપ્યા ગગન ને પૃથ્વી જેણ; રાજા૦ ઘોડે ઘોડા ગજે ગજરાજ, પાળે પાળા અડે રણ કાજ. રાજા૦ ૧૧. ઝળકે ભાલા ભીમ ખડગ્ગ, તીરે છાયો ગગનનો મગ્ગ; રાજા૦ શૂર સુભટ ભિડે છે તેમ, નાંખે ઉલાળી ગજ કાંકરી જેમ. રાજા૦ ૧૨. રૂધિર નદીયો વહે ઠામો ઠામ, બાર વરસ એમ કીધો સંગ્રામ; રાજા૦ બેહુમાં કોઈ ન હાર્યા જામ, ચમર સુધર્મેંદ્ર આવ્યા તામ. રાજા૦ ૧૩. તાતજી સૃષ્ટિ કરી છે એહ, કાંઇ પમાડો તેહના છેહ; રાજા૦ ભાઈ દોય ગ્રહો રણ ભાર, જેમ ન હોય જનનો સંહાર. રાજા૦ ૧૪. માન્યું વચન બે ભાઈએ જામ, દેવે થાપ્યાં ત્યાં પાંચ સંગ્રામ; રાજા૦ દૃષ્ટિ વચન બાહુ મૂઠી ને દંડ, બેહુ ભાઈ કરે યુદ્ધ પ્રચંડ. રાજા૦ ૧૫.

**દોહા**

અનિમિષ નયણે જોવતાં, ઘડી એક થઈ જામ; ચક્રીને નયણે તુરત, આવ્યાં આંસૂ તામ. ૧. સિંહનાદ ભરતે કર્યો, જાણે ફૂટયો બ્રહ્માંડ; ખેડા નાદ બાહુબળે, તે ઢાંકયો અતિ ચંડ. ૨. ભરતે બાહુ પચારિયો, તે વાળ્યો જિમ કંબ; વાનર જિમ હીંચે ભરત, બાહુ-

બળિ ભુજ લંબ. ૩. ભરતે મારી મુષ્ટિકા, બાહુબળિ શિર માંય; જાનુ લગે બાહુબળિ, ધરતી માંહે જાય. ૪. ગગન ઉછાળી બાહુ બળે, મૂકી એહવી મૂઠ; પેઠા ભરતેશ્વર તુરત, ધરતી માંહે આકંઠ. ૫. ભરત દંડે બાહુતણો, ચૂરયો મુગટ સનૂર; ભરત તણા બાહુબળે, કિયો કવચ ચકચૂર. ૬. બોલ્યા સાખી દેવતા, હાર્યા ભરત નરેશ; બાહુ બળિ ઊપર થઇ, ફૂલ વૃષ્ટિ સુવિશેષ. ૭. ચક્રી અતિ વિલખો થયો, વાચા ચૂકયો તામ; બાહુબળિ ભાઇ ભણી, મૂકયું ચક્ર ઉદ્દામ. ૮. ઘરમાં ચક્ર ફરે નહિ, કરી પ્રદક્ષિણા તાસ; તેજે ઝળહળતું થકું, આવ્યું ચક્રી પાસ. ૯. બાહુબળિ કોપે ચઢયા, જાણે કરૂં ચકચૂર; મૂઠી ઉપાડી મારવા, તવ ઉગ્યો દયા અંકૂર. ૧૦. તામ વિચારે ચિત્તમેં, કિમ કરી મારું ભ્રાત; મૂઠી પણ કિમ સંહરૂં, આવી બની દોઇ વાત. ૧૧. હસ્તી દંત જે નીકળ્યા, તે કિમ પાછા જાય, ઇમ જાણી નિજ કેશનો, લોચ કરે નરરાય. ૧૨.

**ઢાલ બીજી**—જિન વચને વૈરાગિયો હો ધન્ના—**એ દેશી**

તવ ભરતેશ્વર વિનવે રે ભાઇ, ખમો મુજ અપરાધ; હું ઓછો ને ઉછાંછળો રે ભાઇ, તું છે અતિહે અગાધ રે; બાહુબળિ ભાઈ, ચું કયું કીજે બા૦ ૧. તું મુજ શિરનો શેહેરો રે ભાઈ, હું તુજ પગની રે ખેહ; એ સવિરાજ્ય છે તાહરું રે ભાઈ, મન માને તસ દેય રે. બા૦ ચું૦ ૨. હું અપરાધી પાપીયો રે ભાઈ, કીધાં અનેક અકાજ; લોભ વશે મૂકાવિયાં રે ભાઇ, ભાઇ અઠાણુંના રાજ રે. બા૦ ચું૦ ૩. એક બંધવ તું માહરે રે ભાઇ, તે પણ આદરે એમ; તો હું અપજશ આગળો રે ભાઇ, રહેશું જગમાં કેમ રે. બા૦ ચું૦ ૪. ક્રોડ વાર કહું તુજને રે ભાઇ, તાતજી ઋષભની આણ; એક વાર હસી બોલને રે ભાઈ, કર મુંજ જન્મ પ્રમાણ રે. બા૦ ચું૦ ૫. ગુન્હો ઘણો છે માહરો રે ભાઇ, બક્ષીસ કરીય પસાય; રાખો રખે દૂભણ કિશીરે ભાઈ, લળિ લળિ લાગું છું પાયરે. બા૦ ચું૦ ૬. ચક્રીને નયણે ઝરે રે ભાઈ, આંસૂઆં કેરી ધાર; તે દુઃખ જાણે તે ઉરે રે ભાઇ, કે જાણે કીરતાર રે. બા૦ ચું૦ ૭. નિજ નયરી વિનિતા ભણી

રે ભાઈ, જાતાં ન વહે પાય; હા ! મૂરખ મેં શું કિયું રે ભાઇ, કેમ ઊભો પસ્તાય રે. બા૦ ચું૦ ૮. વિવિધ વચન ભરતેશનાં રે ભાઈ, સુણિ નવિ રાચ્યા તેહ; લીધું વ્રત તે કયું ફિરે રે ભાઇ, જેમ હથેળીમાં રેહરે. બા૦ ચું૦ ૯. કેવળ લહી મુગતે ગયા રે ભાઇ, બાહુબળિ અણગાર; પ્રાતઃ સમય નિત્ય પ્રણમીએ રે ભાઇ, જિમ હોય જય જયકાર રે. બા૦ ચું૦ ૧૦.

કળશ

શ્રી ઋષભ જિન સુપસાય ઇણિ પરે, સંવત સત્તર ઇકોતેરે; ભાદ્રવા શુદિ પડવાતણે દિન, રવીવાર ઉલટ ભરે; વિમળવિજય ઉવજ્ઝાય સદગુરૂ, શીશ તસ શ્રી શુભવરે; બાહુબળિ મુનિરાજ ગાતાં, રામવિજય જયશ્રી વરે. ૧૧.

## ૪૫. શ્રી અરણિકમુનિની સજ્ઝાય.

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી, તડકે દાઝે શીશો જી; પાય અડવાણે રે વેળુ પરજળે, તન સુકુમાળ મુનીશો જી. અ૦ ૧. મુખ કરમાણું રે માલતી ફૂલ જ્યું, ઊભો ગોખની હેઠોજી; ખરે બપોરે રે દીઠો એકલો, મોહી માનની દીઠોજી. અ૦ ૨. વયણ રંગીલી રે નયણે વીંધીયા, ઋષિ થંભ્યા તેણે ઠાણોજી; દાસીને કહે જા રે ઉતાવળી, ઋષિ તેડી ઘર આણોજી. અ૦ ૩. પાવન કીજે રે ઋષિ ઘર આંગણું, વોહરો મોદક સારોજી; નવ જોબન રસ કાયા કાં દહો, સફલ કરો અવતારોજી. અ૦ ૪. ચંદ્રવદનીયે ચારિત્રથી ચુકવ્યા, સુખ વિલસે દિન રાતોજી; બેઠો ગોખે રે રમતો સોગઠે, તવ દીઠી નિજ માતોજી. અ૦ ૫. અરણિક અરણિક કરતી મા ફરે, ગલિયે ગલિયે બજારોજી; કહો કેણે દીઠો રે મ્હારો અરણીલો, પૂછે લોક હજારોજી. અ૦ ૬. હું કાયર છું રે મ્હારી માવડી, ચારિત્ર ખાંડાની ધારોજી; ધિગ ધિગ વિષયા રે મ્હારા જીવને, મેં કીધો અવિચારોજી. અ૦ ૭. ગોખથી ઉતરી રે જનનીને પાય પડયો, મનશું લાજ્યો અપારોજી; વત્સ તુજ ન ઘટે રે ચારિત્રથી ચૂકવું, જેહથી શિવસુખ સારોજી. અ૦ ૮. એમ

સમજાવી રે પાછો વાળીયો, આણ્યો ગુરૂની પાસોજી; સતગુરૂ દીયે રે શીખ ભલી પરે, વૈરાગ્યે મન વાસોજી. અ૦ ૯. અગ્નિ ધખંતી રે શિલ્લા ઊપરે, અરણિકે અણસણ કીધુંજી; રૂપવિજય કહે ધન્ય તે મુનિવરૂ, જેણે મનવંછિત લીધુંજી. અ૦ ૧૦.

## ૪૬. શ્રી ધન્નાજીની સજ્ઝાય.

શીયાળામાં શીત ઘણી રે ધન્ના, ઉનાળે લૂઆળ; ચોમાસે જળ વાદળાંરે ધન્ના, એ દુઃખ સહ્યું ન જાય; હું તો વારી રે ધનજી આજ નહિ સો કાળ. ૧. વનમેં તો રહેવું એકેલું રે ધન્ના, કોણ કરે તારી સાર; ભૂખ પરિષહ દોહિલો રે ધન્ના, મત કરે એસી વાત. રે હો ધનજી; મત લીયો સંયમ ભાર. ૨. વનમેં તો મૃગ એકલો રે માતા, કોણ કરે ઉનકી સાર; કરણી તો જેસી આપકી રે માતા, કોણ બેટા કુણ બાપ. રે હો જનની; હું લેઉં સંયમ ભાર. ૩. પંચ મહાવ્રતકો પાળવા રે ધન્ના, પાંચ મેરૂ સમાન; બાવીસ પરિષહ જીતવારે ધન્ના, સંયમ ખાંડાકી ધાર. રે હો ધનજી; મત૦ ૪. નીર વિનાની નદી કીસી રે ધન્ના, ચંદ વિના કેસી રાત, પિયુ વિના કેસી કામિની રે ધન્ના, વદનકમળ વિલખાય. રે હો ધનજી; મત૦ ૫. દિપક વિના મંદિર કિસ્યાં રે ધન્ના, કાન વિના કેસો રાગ; નયણ વિના કિસ્યું નિરખવું રે ધન્ના, પુત્ર વિના પરિવાર. રે હો ધનજી; મત૦ ૬. તું મુજ અંધાલાકડી રે ધન્ના, શો કોઈ ટેકો રે હોય; જો લાકડી તોડશો રે ધન્ના, અંધો હોશે ખુવાર. રે હો ધનજી; મત૦ ૭. રત્ન જડિતકો પિંજરો રે માતા, તે સૂડો જાણે બંધ; કામ ભોગ સંસારના રે માતા, જ્ઞાનીને મન ફંદ. રે જનની; હું લેઉં સંયમ ભાર. ૮. આયુ તો કંચન ભર્યો રે ધન્ના, રાઈ પરબત જેમ સાર; મગર પચ્ચીશી અસતરી રે ધન્ના, નહિ સંયમકી વાત. રે હો ધનજી; મત૦ ૯. નિત્ય ઉઠી ઘોડલે ફિરતો રે ધન્ના, નિત્ય ઉઠી બાગમેં જાય; એસી ખુબી પરમાણે રે ધન્ના, ચમર ઢોળાયાં જાય. રે હો ધનજી; મત૦ ૧૦. ચોડી પાલખીમે પોઢતો રે ધન્ના, નિત્ય નઈ ખુબી માણ; એ તો બત્રીસ કામિનીરે

ધન્ના, ઉભી કરે અરદાસ. રે હે ધનજી; મત૦ ૧૧. નાર્ય સકારા હું ગયો રે માતા, કાને આયો રાગ; મુનિશ્વરની વાણી સુણી રે માતા, આ સંસાર અસાર. રે હો જનની; હું લેઉં૦ ૧૨. હાથમેં લેને પાતરો રે ધન્ના, ઘેર ઘેર માંગવી ભીખ; કોઇ ગાળજ દેઇ કાઢશે રે ધન્ના, કોઇ દેવેંગે શીખ. રે હો ધનજી; મત૦ ૧૩. તજ દિયા મંદિર માળીયાં રે માતા, તજ દિયો સબ સંસાર; તજ દીની ઘરકી નારીયો રે માતા, છોડ ચાલ્યો પરિવાર. રે હો જનની; હું લેઉં૦ ૧૪. જૂઠાં તે મંદિર માળીયાં રે માતા, જૂઠો તે સબ સંસાર; જીવતાં ચૂંટે કાળજૂ રે માતા, મુવા નરક લેઇ જાય. રે હો જનની; હું લેઉં૦ ૧૫. રાત્રિ ભોજન છોડદો હો ધન્ના, પરનારી પચ્ચખાણ; પરધન શું દૂર રહો રે ધન્ના, એહુજ સંયમ ભાર. રે હો ધનજી; મત૦ ૧૬. માતા પિતા વરજો નહિ રે ધન્ના, મત કર એસી વાત; એહ બત્રીશે કામિની રે ધન્ના, એસી દેગી શાપ. રે હો ધનજી; મત૦ ૧૭. કર્મ તણા દુઃખ મેં સહ્યાં રે માતા, કોઇ ન જાણે ભેદ; રાગ દ્વેષકે પુંછડે રે માતા, વાધ્યાં વૈર વિરોધ. રે હો જનની; હું૦ ૧૮. સાધુપણામેં સુખ ઘણાં રે માતા, નહિ દુઃખરો લવ લેશ; મળશે સોઇ ખાવશું રે માતા, સોઇ સાધુ ઉદ્દેશ. રે હો જનની; હું૦ ૧૯. એકલો ઉડી જાયશે રે માતા, કોઇ ન રાખણહાર; એક જીવકે કારણે રે માતા, કયું કરે એ તો વિલાપ. રે હો જનની; હું૦ ૨૦. ન કોઇ ધન્નો મર ગયો રે માતા, ન કોઇ ગયો પરદેશ; ઉગ્યા સોઇ આથમે રે માતા, ફૂલ્યા સો કરમાય રે. હો જનની; હું લે૦ ૨૧. કાળ ઓચિંતા મારશે રે માતા, કોણ છોડાવણ હાર; કર્મ કાટ મુકતે ગયા રે માતા, દેવલોક સંસાર. રે હો જનની; હું૦ ૨૨. જે જેસી કરણી કરે રે માતા, તિન તેસાં ફળ હોય; દયા ધર્મ સંયમ વિના રે માતા, શિવસુખ પામે ન કોય. રે હો જનની. લેશું૦ ૨૩.

## ૪૭. શ્રી અનાથીમુનિની સજ્ઝાય.

શ્રેણિક રયવાડી ચડયો, પેખીયો મુનિ એકાંત; વરરૂપ કાંતે

મોહિયો, રાય પૂછે રે કહોને વિરતંત; શ્રેણિકરાય, હું રે અનાથી નિર્ગ્રંથ; તણે મેં લીધોરે સાધુજીનો પંથ. શ્રેણિક૦ ૧. ઇણે કોસંબી નયરી વસે, મુજપિતા પરિબળ ધન્ન; પરિબર પૂરે પરિવર્યો, હું છું તેહનો રે પુત્ર રતન્ન. શ્રે૦ ૨. એક દિવસ મુજને વેદના, ઉપની તે ન ખમાય; માત પિતા ઝૂરી રહ્યા, પણ કિણુહિ રે તે ન લેવાય. શ્રે૦ ૩. ગોરડી ગુણમણિ ઓરડી, મોરડી અબળા નાર; કોરડી પીડા મેં સહી, ન કોણે કીધીરે મોરડી સાર. શ્રે૦ ૪. બહુ રાજવૈદ્ય બોલાવીયા, કીધલા કોડી ઉપાય; બાવનાચંદન ચરચીયા, પણ તોહીરે સમાધિ ન થાય. શ્રે૦ ૫. જગમાં કો કેહનો નહિ, તે ભણી હું રે અનાથ; વીતરાગના ધર્મ સારિખો, નહી કોઇ બીજો રે મુગતિનો સાથ. શ્રે૦ ૬. જો મુજ વેદના ઉપશમે, તો લેઉં સંયમ ભાર; ઇમ ચિંતવતાં વેદના ગઇ, વ્રત લીધું મેં હર્ષ અપાર. શ્રે૦ ૭. કર જોડી રાજા ગુણ સ્તવે, ધન ધન એહ અણગાર; શ્રેણિક સમક્તિ પામીયા, વાંદી પહોત્યો રે નગર મઝાર. શ્રે૦ ૮. મુનિ અનાથી ગુણ ગાવંતા, ત્રુટે કર્મની કોડ; ગણિ સમયસુંદર તેહના, પાય વંદે રે બે કર જોડ. શ્રે૦ ૯.

## ૪૮. શ્રી મનોરમા સતીની સજઝાય.

મોહનગરી મનોરમા, શેઠ સુદર્શન નારીરે; શીળ પ્રભાવે શાસન સુરી, થઇ જસ સાન્નિધ્ય કારીરે. મો૦ ૧. દધિવાહન નૃપની પ્રિયા, અભયા દીએ કલંકરે; કોપ્યો ચંપાપતિ કહે, શૂળી રોપણ વંકરે. મો૦ ૨. તે નિસુણીને મનોરમા, કરે કાઉસગ્ગ ધરી ધ્યાનરે; દંપતિ શીળ જો નિર્મળું, તો વધો શાસન મારે. મો૦ ૩. શૂળી સિંહાસન થઇ, શાસનદેવી હજુરરે; સંયમ ગ્રહી થયાં કેવળી, દંપતી દોયે સનૂરરે. મો૦ ૪. જ્ઞાનવિમળ ગુણ શીળથી, શાસન શોભ ચઢાવેરે; સુર નર તસ કિંકરા, શિવસુંદરી તે પાવેરે. મો૦ ૫.

## ૪૯. જીવન ગાડી સ્વરૂપની સજઝાય.

મુરખો ગાડી દેખી મલકાવે, ઉમર તારી રેલ તણી પર જાવે. સંસાર રૂપી ગાડી બનાવી, રાગ દ્વેષ દોનું પાટા; દેહ ડબાને પળ જા પૈડાં, એમ ફરે આવખાના આંટા. મુરખો૦ ૧. કર્મ

અંજીરમાં કષાય અગ્નિ; વિષ વારી માંહિ ભરીયું, તૃષ્ણુ ભુંગળું આગળ કરીને, ચાર ગતીમાં ફરીયું. મુરખો૦ ૨. પ્રેમરૂપી આંકડા વળગાડયા, ડબ્બે ડબ્બા જોડ્યા ભાઇ; પુર્વ ભવની ખર્ચી લઈને, ચેતન બેસારૂ બેઠા માંહી. મુરખો૦ ૩. કોઇએ ટિકિટ લીધી નર્ક તિર્યંચની, કોઈએ લીધી મનુષ્ય દેવા; કોઈએ ટિકિટ લીધી સિદ્ધ ગતિની; તેને પામવા અમૃત મેવા. મુરખો૦ ૪. ઘડી ઘડી ઘડીઆળ વાગે, નિશદીન એમ વહિ જાય; વાગે સીટીને ઉપડે ગાડી, આડા અવળા મહેલ થાય. મુરખો૦ ૫. જાણી નર્કમાં યમરાય પાસે, જઈને સાંપ્યો તતકાળ; આરંભ કરીને આવ્યો પરુણો, તેને કુંભી તે પાક મહિ ગાલ્યો. મુરખો૦ ૬. લાખ ચોરાશી જીવા યોનીમાં, જીવડો રૂલે વારંવાર; સત્તગુરુ સીખે ધર્મ આરાધે, તો પામે મુક્તિનો દ્વાર. મુરખો૦ ૭. સને ૧૮૮૬ ના વર્ષે, આતમ ધ્યાન લગાઈ; ગોપાળ ગુરુના પૂન્ય પસાએ, મોહન ગાએ ભાવગારી. મુરખો૦ ૮.



# શ્રી સજ્જન સન્મિત્ર

યાને

# એકાદશ મહાનિધિ

# પદ, છંદ, લાવણી, સવૈયા, બત્રીશી, ઇત્યાદિ સંગ્રહ

સપ્તમ મહાનિધિ.

# પદ સંગ્રહ.

## પદ ૧ લું. (રાગ વેલાવલ)

કયા સોવે ઉઠ જાગ બાઉરે, કયા૦ અંજલિ જલ જ્યું આયુ ઘટત હે, દેત પહોરીયાં ઘરીય ઘાઉ રે. કયા૦ ૧. ઇંદ્ર ચંદ્ર નાગિંદ્ર મુનિંદ્ર ચલે, કોણ રાજાપતિ રાઉ રે; ભમત ભમત ભવજલધિ પાયકેં, ભગવંત ભજન વિન ભાઉ રે. કયા૦ ૨. કહા વિલંબ કરે અબ બાઉ રે, તરી ભવજલ નિધિ પાર પાઉ રે; આનંદઘન ચેતનમય મૂરતિ, શુદ્ધ નિરંજન દેવ ધ્યાઉ રે. કયા૦ ૩.

## પદ ૨ જું. (રાગ ભૈરવ)

વિરથા જનમ ગમાયો, મૂરખ વિર૦ રંચક સુખરસ વશ હોય ચેતન, અપનો મૂલ નસાયો; પાંચ મિથ્યાત ધાર તું અજહું, સાચ ભેદ નવિ પાયો. મૂ૦ ૧. કનક કામિની અરૂ એહથી, નેહ નિરંતર લાયો; તાહુથી તું ફિરત સોરાંનો, કનક બીજ માનું ખાયો. મૂ૦ ૨. જનમ જરા મરણાદિક દુ:ખમેં, કાલ અનંત ગમાયો; અરહટ ઘટિકા જિમ કહો યાકો, અંત અજહું નવિ આયો. મૂ૦ ૩. લખ ચોરાશી પેહેર્યા ચોલના, નવ નવ રુપ બનાયો; બિન સમકિત સુધારસ ચાખ્યા, ગિણુતી કોઉ ન ગિણાયો. મૂ૦ ૪. એતી પર નવિ માનત મૂરખ, એ અચરિજ ચિત આયો; ચિદાનંદ તે ધન્ય જગતમેં, જિણે પ્રભુશું મન લાયો. મૂ૦ ૫.

## પદ ૩ જું. (રાગ ભૈરવી)

જગ સપનેકી માયારે, નર જગ૦ સુપને રાજ પાય કોનું રંક જ્યું, કરતા કાજ મન ભાયા; ઉઘરત નયન હાથ લખ ખપર, મનહું મન પછતાયા રે. નર જગ૦ ૧. ચપલા ચમત્કાર જિમ ચંચલ, નરભવ સૂત્ર બતાયા; અંજલી જલ સમ જગપતિ જિનવર, આયુ અથિર દરસાયા રે. નર જગ૦ ૨. યાવન સંધ્યા રાગ રુપ પુનિ, મલ મલિન અતિ કાયા; વિણુસત જાસ વિલંબ ન રંચક, જિમ તરુવરકી છાયા રે. નર જગ૦ ૩. સરિતા વેગ સમાનજ્યુ સંપત્તિ, સ્વરાથ સુત મિત જાયા; આમિષ લુબ્ધ મીન જિમ તિન સંગ, મોહ જાલ બંધાયા રે. નર જગ૦

૪. એ સંસાર અસાર સાર પણ, યામેં ઇતના પાયા; ચિદાનંદ પ્રભુ સુમરન સેંતી, ધરીયેં નેહ સવાયા રે. નર જગ૦ ૫.

### પદ ૪ થું. (રાગ વેલાવલ-એકતાલી)

રે ઘરિયારે બાઉરે, મત ઘરીય બજાવે; નર સિર બાંધત પઘરી, તું કયાં ઘરીય બજાવે. રે૦ ૧. કેવલ કાલ કલા કલે, વૈ તું અકલ ન પાવે; અકલ કલા ઘટમેં ધરી, મુજ સો ઘરી ભાવે. રે૦ ૨. આતમ અનુભવ રસ ભરી, યામેં ઔર ન માવે; આનંદઘન અવિચલ કલા, વિરલા કોઇ પાવે. રે૦ ૩.

### પદ ૫ મું. (રાગ વેલાવલ)

જીય જાને મેરી સફલ ઘરી રી, જીય૦ સુત વનિતા ધન યૌવન માતો, ગર્ભ તણી વેદન વિસરી રી. જીય૦ ૧. સુપનકો રાજ સાચ કરી માચત, રાચત છાંહ ગગન બદરી રી; આઈ અચાનક કાલ તોપચી, ગહેગો જ્યું નાહર બકરી રી. જીય૦ ૨. અતિહી અચેત કછુ ચેતત નાંહિ, પકરી ટેક હારિલ લકરી રી; આનંદઘન હીરો જન છાંડી, નર મોહ્યો માયા કકરી રી. જીય૦ ૩.

### પદ ૬ ઠું. (રાગ પ્રભાતી)

વસ્તુગતેં વસ્તુકો લક્ષણ, ગુરુગમ વિણ નહિં પાવે રે; ગુરૂગમ વિન નવિ પાવે કોઉ, ભટક ભટક ભરમાવેરે. વ૦ ૧. ભવન આરીસે શ્વાન ફૂકડા, નિજ પ્રતિબિંબ નિહારે રે; ઇતર રૂપ મન માંહે બિચારી, મહા જુદ્ધ વિસ્તારે રે. વ૦ ૨. નિર્મલ ફટિક શિલા અંતર્ગત, કરિવર લખ પરછાંહિ રે; દસન તુંરાય અધિક દુઃખ પાવે, દ્વેષ ધરત દિલ માંહિ રે. વ૦ ૩. સસલે જાય સિંહકૂં પકડ્યો, દૂજો દીયો દેખાઇ રે; નિરખ હરિ તે જાણુ દૂસરો, પડયો કંપ તિહાં ખાઈ રે. વ૦ ૪. નિજ છાયા વેતાલ ભરમ ધર, ભરત બાલ ચિત્ત માંહિ રે; રજ્જુ સર્પ કરી કોઉ માનત, જોલોં સમજત નાંહિ રે. વ૦ ૫. નલિની ભ્રમ મર્કટ મૂઠી જિમ, ભ્રમવશ અતિ દુઃખ પાવે રે; ચિદાનંદ ચેતન ગુરૂગમ વિન, મૃગ તૃષ્ણા ધરી ધાવે રે. વ૦ ૬.

## પદ ૭ મું. (રાગ આશાવરી)

અવધૂ નટ નાગરકી બાજી, જાણે ન બાંમણ કાજી. અ૦ થિરતા એક સમયમેં ઠાને, ઉપજે બિણસે તબહી; ઉલટ પલટ ધ્રુવસત્તા રાખે, યા હમ સુની ન કબહી. અ૦ ૧. એક અનેક અનેક પુની, કુંડલ કનક સુભાવે; જલતરંગ ઘટમાટી રવિકર, અગનિત તાહિ સમાવે. અ૦ ૨. હૈ નાંહી હૈ વચન અગોચર, નય પ્રમાણ સત્ત-ભંગી; નિરપખ હોય લખે કોઈ વિરલા, કયા દેખે મત જંગી. અ૦ ૩. સર્વમયી સરવંગી માને, ન્યારી સત્તા ભાવે; આનંદઘન પ્રભુ વચન સુધારસ, પરમારથ સો પાવે. અ૦. ૪.

## પદ ૮ મું. (રાગ આશાવરી)

આશા ઔરનકી કયા કીજે, જ્યાન સુધારસ પીજે. આશા૦ ભટકે દ્વાર દ્વાર લોકનકે, કૂકર આશાધારી; આતમ અનુભવ રસકે રસીયા, ઉતરે ન કબહુ ખુમારી. આશા૦ ૧. આશા દાસીકે જે જાયે, તે જન જગકે દાસા; આશા દાસી કરે જે નાયક, લાયક અનુ-ભવ પ્યાસા. આશા૦ ૨. મનસા પ્યાલા પ્રેમ મસાલા, બ્રહ્મ અગ્નિ પરજાલી; તન ભાઠી અટવાઈ પીયે કસ, જાગે અનુભવ લાલી. આશા૦ ૩. અગમ પીયાલા પીયો મતવાલા, ચિહ્ની અધ્યાતમ વાસા; આનંદ-ઘન ચેતન વ્હૈ ખેલે, દેખે લોક તમાસા. આશા૦ ૪.

## પદ ૯ મું. (રાગ સારંગ અથવા આશાવરી)

અબ હમ અમર ભયે ન મરેંગે. અબ૦ યા કારન મિથ્યાત દીયો તજ, કયું કર દેહ ધરેંગે. અબ૦ ૧. રાગ દોસ જગ બંધ કરત હૈ, ઈનકો નાશ કરેંગે; મર્યો અનંત કાલ તેં પ્રાની, સો હમ કાલ હરંગે. અ૦ ૨. દેહ વિનાશી હું અવિનાશી, અપની ગતિ પકરેંગે; નાશી જાસી હમ થિર વાસી, ચોખે વ્હૈ નિખરેંગે. અ૦ ૩. મર્યો અનંત વાર બિન સમજ્યો, અબ સુખ દુઃખ વિસરેંગે; આનંદઘન નિપટ નિકટ અક્ષર દો, નહીં સમરે સો મરેંગે. અ૦ ૪.

## પદ ૧૦ મું. (રાગ કલ્યાણ)

યા પુદ્ગલકા કયા વિસવાસા, હે સુપનેકા વાસા રે. યા૦ ચમતકાર

વિજલી હૈ જૈસા, પાની બિચ પતાસા; યા દેહીકા ગર્વ ન કરના, જંગલ હોયગા વાસી. યા૦ ૧. જૂઠે તન ધન જૂઠે જોબન, જૂઠે હૈ ઘર વાસા; આનંદઘન કહે સબહી જૂઠે, સાચા શિવપુર વાસા. યા૦ ૨.

## પદ ૧૧ મું. (રાગ આશાવરી)

મનુપ્યારા મનુપ્યારા, રિખભદેવ મનુપ્યારા. પ્રથમ તીર્થંકર પ્રથમ નરેસર, પ્રથમ યતિવ્રતધારા. રિખભ૦ ૧. નાભિરાયા મરૂદેવીકો નંદન, જુગલા ધર્મ નિવારા. રિખભ૦ ૨. કેવલ લઇ પ્રભુ મુગતેં પોહોતા, આવાગમન નિવારા. રિખભ૦ ૩. આનંદઘન પ્રભુ ઇતની વિનતિ, આ ભવ પાર ઉતારા. રિખભ૦ ૪.

## પદ ૧૨ મું. (રાગ કેરબો)

પ્રભુ ભજ લે મેરા દીલ રાજી રે. પ્રભુ૦ આઠ પોહોરકી સાઠજ ઘડીયાં, ઘડીયાં જિન સાજી રે. પ્ર૦ ૧. દાન પુણ્ય કછુ ધર્મ કર લે, મોહ માયાકૂં ત્યાજી રે. પ્ર૦ ૨. આનંદઘન કહે સમજ સમજ લે, આખર ખોવેગા બાજી રે. પ્ર૦ ૩.

## પદ ૧૩ મું. (રાગ આશાવરી)

અવધૂ પિયો અનુભવ રસ પ્યાલા, કહત પ્રેમ મતિવાલા. અ૦ અંતર સપ્તધાત રસ ભેદી, પરમ પ્રેમ ઉપજાવે; પૂરવ ભાવ અવસ્થા પલટી, અજબ રુપ દરસાવે. અ૦ ૧. નખ શિખ રહત ખુમારી જાકી, સજલ સઘન ઘન જૈસી; જિન એ પ્યાલા પિયા તિનકૂં, ઔર કેફ રતિ કૈસી. અ૦ ૨. અમૃત હોય હલાહલ જાકૂં, રોગ શોક નવિ વ્યાપે; રહત સદા ગરકાવ નસામેં, બંધન મમતા કાપે. અ૦ ૩. સત્ય સંતોષ હીયામેં ધારે, આતમ કાજ સુધારે; દીન ભાવ હિરદે નહીં આણે, અપનો બિરુદ સંભારે. અ૦ ૪. ભાવદયા રણથંભ રોપકે, અનહદ તૂર બજાવે; ચિદાનંદ અતુલીબલ રાજા, જીત અરિ ઘર આવે. અ૦ ૫.

## પદ ૧૪ મું. (રાગ આશાવરી)

જ્ઞાનકલા ઘટ ભાસી; જાકૂં જ્ઞા૦ તન ધન નેહ નહીં રહ્યો તાકૂં, છિનમેં ભયો ઓદાસી. જા૦ ૧. હું અવિનાશી

ભાવ જગતકે, નિશ્ચેં સકલ વિનાશી; એહુવી ધાર ધારણા ગુરૂગમ, અનુભવ મારગ પાસી. જા૦ ૨. મેં મેરા એ મોહ જનિત જસ, એસી બુદ્ધિ પ્રકાશી; તે નિઃસંગ પગ મોહ સીસ દે, નિશ્ચેં શિવપુર જાસી. જા૦ ૩. સુમતા ભઇ સુખી ઈમિ સુનકે, કુમતા ભઇ ઉદાસી; ચિદાનંદ આનંદ લહ્યો ઇમ, તોર કરમકી પાસી. જા૦ ૪.

### પદ ૧૫ મું. (રાગ આશાવરી)

અનુભવ આનંદ પ્યારો; અબ મોહે. અનુભવ૦ એક વિચાર ધાર તું જડથી, કનક ઉપલ જિમ ન્યારો. અ૦ ૧. બંધ હેતુ રાગાદિક પરિણતિ, લખ પરપખ સહુ ન્યારો; ચિદાનંદ પ્રભુ કર કિરપા અબ, ભવ સાયરથી તારો. અ૦ ૨.

### પદ ૧૬ મું. (રાગ પ્રભાતી)

માન કહા અબ મેરા મધુકર. માન૦ નાભિનંદકે ચરણ સરોજમેં, કીજે અચલ બસેરા રે; પરિમલ તાસ લહત તન સહેજે, ત્રિવિધ પાપ ઉતેરા રે. માન૦ ૧. ઉદિત નિરંતર જ્ઞાન ભાન જિહાં, તિહાં ન મિથ્યાત અંધેરા રે; સંપુટ હોત નહીં તાતેં કહાં, સાંજ કહાં સવેરા રે. માન૦ ૨. નહીંતર પછતાવોગે આખર, બીત ગયા યો વેરા રે; ચિદાનંદ પ્રભુ પદકજ સેવત, બહુરિ ન હોય ભવ ફેરા રે. માન૦ ૩.

### પદ ૧૭ મું. (રાગ ધન્યાશ્રી)

ભૂલ્યો ભમત કહા બે અજાન; ભૂલ્યો ભ૦ આલ પંપાલ સકલ તજ મૂરખ, કર અનુભવ રસ પાન. ભૂ૦ ૧. આય કૃતાંત ગહેગો ઇક દિન, હરિ મૃગ જેમ અચાન; હોયગો તન ધનથી તૂં ન્યારો, જેમ પાકયો તરૂપાન. ભૂ૦ ૨. માત તાત તરૂણી સુત સેંતી, ગરજ ન સરત નિદાન; ચિદાનંદ એ વચન હમારો, ધર રાખો પ્યારે કાન. ભૂ૦ ૩.

### પદ ૧૮ મું. (રાગ સારંગ)

ચેતન શુદ્ધાતમકૂં ધ્યાવો, પર પરચે ધામધૂમ સદાઇ; નિજ પરચે સુખ પાવો. ચે૦ ૧. નિજ ઘરમેં પ્રભુતા હૈ તેરી, પરસંગ નીચ કહાવો; પ્રત્યક્ષ રીત લખી તુમ એસી, ગહિયેં આપ સુહાવો.

ચે૦ ૨. યાવત્ તૃષ્ણા મોહ હૈ તુમકો, તાવત્ મિથ્યા ભાવો; સ્વસંવેદ જ્ઞાન લહી કરિવો, છંડો ભ્રમક વિભાવો. ચે૦ ૩. સુમતા ચેતન પતિકું ઇણવિધ, કહે નિજ ઘરમેં આવો; આતમ ઉચ્છ સુધારસ પીયે, સુખ આનંદ પદ પાવો. ચે૦ ૪.

## પદ ૧૯ મું. (રાગ સારંગ)

ચેતન એસા જ્ઞાન વિચારો, સોહં સોહં સોહં સોહં, સોહં અણુનભીયા સારો. ચે૦ ૧. નિશ્ચય સ્વલક્ષણ અવલંબી, પ્રજ્ઞા છૈની નિહારો; ઈહ છૈની મધ્યપાતી દુવિધા, કરે જડ ચેતન ફારો. ચે૦ ૨. તસ છૈની કર ગ્રહીયેં જો ધન, સો તુમ સોહં ધારો; સોહં જાનિ દટો તુમ મોહં, વ્હૈ હૈ સમકો વારો. ચે૦ ૩. કુલટા કુટિલ કુબુદ્ધિ કુમતા, છંડો વ્હૈ નિજ ચારો; સુખ આનંદપદે તુમ બેસી, સ્વપરકું નિસ્તારો. ચે૦ ૪.

## પદ ૨૦ મું. (રાગ ગોડી)

નિશાની કહા બતાવું રે, તેરો અગમ અગોચર રુપ. નિશાની૦ રુપી કહું તો કછુ નહીં રે, બંધે કૈસે અરુપ; રૂપારૂપી જો કહું પ્યારે, એસે ન સિદ્ધ અનુપ. નિશા૦ ૧. શુદ્ધ સનાતન જો કહું રે, બંધ ન મોહ વિચાર; ન ઘટે સંસારી દશા પ્યારે, પુણ્ય પાપ અવતાર. નિશા૦ ૨. સિદ્ધ સનાતન જો કહું રે, ઉપજે વિનસે કૌન; ઉપજે વિનસે જો કહું પ્યારે, નિત્ય અબાધિત ગૌન. નિશા૦ ૩. સર્વાંગી સબ નયધની રે, માને સબ પરમાન; નયવાદી પલ્લો ગ્રહી પ્યારે, કરે લરાઇ ઠાન. નિશા૦ ૪. અનુભવ અગોચર વસ્તુ હે રે, જાણવો ઈહિ ઇલાજ; કહન સુનનકો કછુ નહીં પ્યારે, આનંદઘન મહારાજ. નિશા૦ ૫.

## પદ ૨૧ મું. (રાગ મારૂ-જંગલો)

માયડી મુને નિરપખ કિણહી ન મૂકી. નિરપખ૦ માય૦ નિરપખ રહેવા ઘણુંહી ઝૂરી, ધીમે નિજ મતિ ફૂંકી. માય૦ ૧. યોગીએ મલીને યોગણ કીની, યતિએ કીની યતણી; ભગતે પકડી ભગતાણી કીની, મતવાલે કીની મતણી. માય૦ ૨. કેણે મૂકી કેણે લૂંચી, કેણે કેસેં લપેટી; એકપખો મેં કોઈ ન દેખ્યો, વેદન કિણહી ન મેટી. માય૦ ૩. રામ ભણી રહીમાન ભણાઇ, અરિહંત પાઠ

પઢાઇ; ઘર ઘરને હું ધંધે વલગી, અલગી જીવ સગાઈ. માય૦ ૪. કેણે તે થાપી કેણે ઉથાપી, કેણે ચલાવી કિણુ રાખી; કેણે જગાડી કેણે સૂઆડી, કોઇનું કોઈ નવિ સાખી. માય૦ ૫. ધીંગ દુર્બલને ઠેલીજે, ઠીંગે ઠીંગો વાજે; અબલા તે કેમ બોલી શકીએ, બડ યોદ્ધાને રાજે. માય૦ ૬. જે જે કીધું જે જે કરાવ્યું, તેહ કહેતાં હું લાજુ; થોડે કહે ઘણું પ્રીછી લેજો, ઘરશું તીરથ નહીં બીજું. માય૦ ૭. આપ વીતી કહેતાં રીસાવે, તેશી જોર ન ચાલે; આનંદઘન વાહાલો બાંહડી ઝાલે. માય૦ ૮.

### પદ ૨૨ મું. (રાગ કાફી અથવા વેલાવલ)

અકલ કલા જગજીવન તેરી અકલ૦ અનંત ઉદધિથી અનંત ગુણો તુજ, જ્ઞાન મહા લઘુ બુદ્ધિ જ્યું મેરી. અકલ૦ ૧. નય અરુ ભંગ નિખેપ વિચારત, પૂરવધર થાકે ગુણ હેરી; વિકલ્પ કરત થાગ નવિ પાયે, નિર્વિકલ્પતેં હોત ભયેરી. અકલ૦ ૨. અંતર અનુભવ વિનું તવ પદમેં, યુક્તિ નહીં કોઉ ઘટત અનેરી; ચિદાનંદ પ્રભુ કરી કિરપા અબ, દીજેં તે રસ રોઝ ભલેરી. અકલ૦ ૩.

### પદ ૨૩ મું. (રાગ કાફી અથવા વેલાવલ)

આતમ પરમાતમ પદ પાવે, જો પરમાતમશું લય લાવે. આ૦ સુણકે શબ્દ કીટ ભૃંગીકો, નિજ તન મનકી શુદ્ધ બિસરાવે; દેખહુ પ્રગટ ધ્યાનકી મહિમા, સાઇ કીટ ભૃંગી હો જાવે. આ૦ ૧ કુસુમ સંગ તિલ તેલ દેખ પુનિ, હોય સુગંધ ફુલેલ કહાવે; શક્તિ ગર્ભગત સ્વાતિ ઉદક હોય, મુક્તાફલ અતિ દામ ધરાવે. આ૦ ૨ પુન પિચુમંદ પલાશાદિકમેં, ચંદનતા જ્યું સુગંધથી આવે; ગંગામેં જલ આણ આણકેં, ગંગોદકકી મહિમા ભાવે. આ૦ ૩. પારસકો પરસંગ પાય ફુનિ, લોહા કનક સ્વરૂપ લિખાવે; ધ્યાતા ધ્યાન ધરત ચિત્તમેં ઇમ, ધ્યેય રુપમેં જાય સમાવે. આ૦ ૪. ભજ સમતા મમતાકું તજ જન, શુદ્ધ સ્વરૂપથી પ્રેમ લગાવે; ચિદાનંદ ચિત્ત પ્રેમ મગન ભયા, દુવિધા ભાવ સકલ મિટ જાવે. આ૦ ૫.

## પદ ૨૪ મું. (રાગ કાફી અથવા વેલાવલ)

અરજ એક ધવડીયા સ્વામી, સુણહું કૃપાનિધિ અંતરજામી. અ૦ અતિ આનંદ ભયો મન મેરો, ચંદ્ર વદન તુમ દર્શન પામી. અ૦ ૧. હું સંસાર અસાર ઉદધિ પડયો, તુમ પ્રભુ ભયે પંચમ ગતિ ગામી. અ૦ ૨. હું રાગી તું નિપટ નિરાગી, તુમ હો નિરીહ નિર્મમ નિષ્કામી; પણ તોહે કારણ રૂપ નિરખ મમ, આતમ ભયો આતમ ગુણરામી. અ૦ ૩. ગોપ બિરુદ નિરજામક માહણ, પ્રગટ ધર્યો તુમ ત્રિભુવન નામી; તાતેં અવશ્ય તારજો મોકું, ઇમ વિલોકી ધીરજ ચિત્ત ઠામી. અ૦ ૪. યુગ પૂરણ નિધાન શશિ સંવત, (૧૯૦૨) ભાવનગર ભેટે ગુણધામી; ચિદાનંદ પ્રભુ તુમ કિરપાથી, અનુભવ સાયર સુખ વિસરામી. અ૦ ૪.

## પદ ૨૫ મું. (રાગ વેલાવલ)

મંદ વિષય શશિ દીપતો, રવિ તેજ ઘનેરો; આતમ સહજ સ્વભાવથી, વિભાવ અંધેરો. મંદ૦ ૧. જાગ જીયા અબ પરિહરો, ભવવાસ બસેરો; ભવવાસી આશાગ્રહી, ભયો જગકો ચેરો. મંદ૦ ૨. આશ તજી નિરાશતા, પદ સાસ તાહેરો; ચિદાનંદ નિજ રુપકો, સુખ જાણ ભલેરો. મંદ૦ ૩.

## પદ ૨૬ મું. (વૈરાગી ગરબાની દેશી)

હું તો ભૂલી ગયો અરિહંતને જો. તારે નારી દોલતને દીકરાજો, તારે વાડી ઘોડાને દરબારજો. હું તો૦ ૧. તું તો ધન દેખીને નીચે નહીં નમ્યો જો, તને આવડો શો અભિમાન જો. હું તો૦ ૨. જીરે કાયા તે કુંભ જળે ભર્યો જો, તેને ઝરતા ન લાગે વાર જો. હું તો૦ ૩. તું તો મૂર્ખ કાંઇ નથી જાણતો જો, આગળ ઘોર અંધારી રાતજો. હું તો૦ ૪. તું તો હીરવિજય ગુર હીરલો જો, તારો મોહ માયા પદ છાંડ જો. હું તો૦ ૫.

## પદ ૨૭ મું. (ઠુમરી ગઝલ)

જાગે સો જિન ભક્ત કહાવે, સોવે સો સંસારી હે; ત્રસ જીવકી હત્યા ન કરે, થાવર કરૂણાકારી હે. જાગે૦ ૧. થાપણ

મોસો અદત્ત ન લેવે, ચોરી મારી વારી હે; પંચની શાખે પાણી ગ્રહણ કરતા, અવર સ્રી બ્રહ્મચારી હે. જાગે૦ ૨. સ્નાન પ્રમિત જલ જિનકી સેવા, પરિગ્રહ સંખ્યા ધારી હે; રૂપચંદ સમકિત હૈ લક્ષન, તાકું વંદના હમારી હે. જાગે૦ ૩.

### પદ ૨૮ મું. (રાગ પ્રભાતી)

મેં નહીં જાણ્યો નાથજી, મોસેં દૂર પઠાએ; પીછેશું વર્ધમાનજી, શિવ મહેલ સધાએ. મેં૦ ૧. વચન તુમારો માન કે, મેં દીક્ષા લીની; લોક લાજ સબ ત્યાગ કે, ઘર ઘર ભીક્ષા કીની. મેં૦ ૨. દરસ તુમારો દેખ કે, રહેતો રંગ રાતો; વચન તુમારો શિર ધરી, ગુણ તોરા ગાતો. મેં૦ ૩. જીહાં જીહાં સંશય ઉપજે, તો શું પૂછી લીજે; જ્ઞાન સુધારસકી કથા, કહો કોણ શું કીજે. મેં૦ ૪. સહિ સહિ તું વીતરાગ હે, નહીં રાગકી રેખા; શત્રુ મિત્ર તેરે સમ ભએ, સો મેં નજરેં દેખા. મેં૦ ૫. પૂરણ બ્રહ્મ પ્રગટ ભયા, નવિ જાય છિપાયા; રૂપચંદ ભક્તેં કરી, ચરણે શિર લાયા. મેં૦ ૬.

### પદ ૨૯ મું. (શ્રી ઓંકાર મહિમા સાચું એક જિન નામ—એ દેશી)

વાણી હે વિલાસ તેરી, અગમ અગોચરી; દશમે દ્વાર એસે, ઓંકાર ધ્વનિ ઉચરી. વાણી૦ ૧. શબ્દ એક અનેક અર્થ, બુજત હે અક્ષરી; ચઉદ રાજ લોક માંહે, ધાર ધાર વિસ્તરી. વાણી૦ ૨. નગર મધ્યે નદી વહે, ભરી લીયો જલ ઘઘરી; મત મતાંતર એસે ભયે, એક અંગ અનુસરી. વાણી૦ ૩. બીજ તેસો વૃક્ષ ભયો, બરખા બરખત જુરી; રૂપચંદ આત્મ બુદ્ધિ, તેસી સમજણ પડી. વાણી૦ ૪.

### પદ ૩૦ મું. (રાગ પ્રભાત)

પ્રભુ તોરી ઠકુરાઈકું, ગઢ તીન બિરાજે; રત્ન રચીત માનું દેહુકી, દુંદભિ મદલ્લ છાજે. પ્રભુ૦ ૧. ઝલકત દહો દિશી તેજમે, બિચ કંચન કોટા; તેરે પ્રબલ પ્રતાપકા, માનું મદલ્લ મોટા. પ્રભુ૦ ૨. અતી ઉજ્વલ રૂપે બન્યા, તીજા ગઢ તેરા; તીન ભુવનમેં વિતર્યો, જશ સુજશ ઘણેરા. પ્રભુ૦ ૩. વામાનંદ જિણંદકી, કહા રે કહું બડાઇ; આનંદ વદત લઘુ બુદ્ધિપેં, છબી બરની ન જાઈ. પ્રભુ૦ ૪.

## પદ ૩૧ મું. (રાગ ભૈરવ)

ઉઠ પ્રભાત નામ, જિનજીકો ગાઇયે. નાભિજીકે નંદકે, ચરણ ચિત્ત લાઈએ. આનંદકે કંદ જાકું, પૂજિત સુરિંદ વૃંદ; ઐસે જિનરાજ છોડ, ઓરકું ન ધ્યાઇએં. ઉઠત૦ ૧. નયરી અયોધ્યા ઠામ, માતા મરુદેવા નામ; લંછન વૃષભ જાકે, ચરણાં સુહાઇએં. ઉઠત૦ ૨. પાંચસે ધનુષ્ય માન, દીપત કનક વાન; ચોરાશી પૂર્વ લક્ષ, આયુથિત પાઇએં. ઉઠત૦ ૩. આદીનાથ આદીદેવ, સુરનર સારે સેવ; દેવનકે દેવ પ્રભુ, સબે સુખ દાઇયે. ઉઠત૦ ૪. પ્રભુ કે પાદારવિંદ, પૂજત હરખચંદ; મિટો દુઃખ દંદ, સુખ સંપદા વધાઇએં. ઉઠત૦ ૫.

## પદ ૩૨ મું. (રાગ ભૈરવ)

બીના પ્રભુ પાર્શ્વકે દેખે, મેરે દીલ બે કરારી હૈ. ચોરાશી લાખમેં ભટકયો, બહુતસી દેહ ધારી હૈ; ઘેરા મુજે કર્મ આઠોને, ગળે ઝંઝીર ડારી હૈ. બીના૦ ૧. દુનીકે દેવ સબ દેખે, સબીકે લોભ ભારી હૈ; કોઈ ક્રોધી કોઈ માની, કીસીકે સંગ નારી હૈ. બીના૦ ૨. મુસીબત જો પડી હમપે, ઉસીને ખુદ નીહારી હૈ; પન્નાકું કુગતીસે તારો, એહી બીનતી હમારી હૈ. બીના૦ ૩.

## પદ ૩૩ મું. (જ્યું લ્યું તત્વ ન સુજ પડેરી-એ રાગ)

અબ મોહે તારો દીન દયાલ, મત મત મેં સબહી દેખ; ચિત્ત ચિત્ત તુમ નામ રસાળ, અબ મોહે તારો દીન દયાળ. ૧. આદિ અનાદિ પુરુષ હો તુમહી, તુમહી વિષ્ણુ ગોપાલ; શિવશંકર બ્રહ્મા ઇશ્વર તુંહી, ભાંગી ગઈ ભ્રમ જાલ. અબ૦ ૨. મોહ વિકલ ભૂલ્યો ભવ માંહી, ફીર્યો અનંતો કાળ; ગુણ વિલાસ શ્રી આદી-જિનેશ્વર, મેરી કરો પ્રતિપાળ. અબ૦ ૩.

## પદ ૩૪ મું.

કરે મંદોદરી રાણી નાટક, રાવણ તંત બજાવે; માદલ વીણા તાલ તંબુરો, પગ રવ ઠમ ઠમકાવે. કરે૦ ૧. ભક્તિ ભાવ નાટક એમ કરતાં, ત્રુટી તાંત વિચાલે; સાંધી આપ નસા નીજ કરથી, લઘુ કલા તત્કાલે. કરે૦ ૨. દ્રવ્યભાવ ભક્તિ નવી ખંડી, તો અક્ષય

પદ સાધ્યું; સમકિત સુરતરૂ ફલ પામીને, તીર્થંકર પદ બાંધ્યું. કરે૦ ૩. એણી પરે જે ભવીજન જિન આગે, ભલી પરે ભાવના ભાવે; જ્ઞાનવિમલ ગુણ તેહના, અહનીશ સુરનર નાયક ગાવે. કરે૦ ૪.

### પદ ૩૫ મું. (પ્રભાતી રાગ)

જાગ જાગ જીવ તું, ઉઠ થયો પ્રભાત રે; પ્રભુજીકો નામ ભજ, પાવે જ્યું શિવ શાત રે. જાગ૦ ૧. પૂર્વ દિશી ઉદીત સૂર, ધરી પ્રવાળ રંગ રાત રે; વિબુધ વૃંદ પઠત પાઠ, નામ ગઇ છે રાત રે. જાગ૦ ૨. મોહ ગહેલી નિંદ છાંડી, દૂર કરી મિથ્યાત રે; સુગુરૂ વચન બોધ કરી, ધર્મ શું ધરી ધ્યાન રે. જાગ૦ ૩. દાન શીયલ તપો ભાવ, ભાવન શું બહુ ભાત રે; ચાર મંગળ ચાર બુદ્ધિ, હોત નામથી વિખ્યાત રે. જાગ૦ ૪. પંચ પદકો ધ્યાન કરી, ગુણીયલ ગુણ ગાત રે; આપહિ મેં દોષ દેખી, ટાળ પરાઇ રે તાંત રે. જાગ૦ ૫. ચરણ કરણ વિવેક શુદ્ધ, મનડું કરી થીર શાંત રે; કહત મુનિ મલુકચંદ, હોત સદા સુખ શાત રે. જાગ૦ ૬.

### પદ ૩૬ મું. ( રાગ ગરબાની દેશી )

અવિનાશીની સેજડીયેં, રંગ લાગ્યો મોરી સજની; કેલી કરતાં ગઇ નવ જાણી, અજની રજની. અવિનાશી૦ ૧. માન સરોવર હંસ તણી પરે, મુક્તિ તણા ગુણ ચુગતાંતાં; જ્ઞાન ધ્યાનકી કુંજ ગલનમેં, આતમરામ રમતાંતાં. અવિનાશી૦ ૨. સાસુ દુર્મતિ કામણગારી, સસરો લોભ ધૂતારોજી; પિતા મોહ છે મહા પાપી, માયા માત ઠગારીજી. અવિનાશી૦ ૩. ક્રોધ પાડોસણ કેડ ન મેલે, કંદર્પ દેવર મીઠાજી; વિષય વાસના ગઇ દેરાણી, તિહાં અવિનાશી દીઠાંજી. અવિનાશી૦ ૪.

### પદ ૩૭ મું. ( રાગ આશાવરી )

અવધૂ ખોલ નયન અબ જોવો; દ્રિગ મુદ્રિત કહા સોવો. અવ૦ મોહ નિંદ સોવત તૂં ખોગા, સરવસ માલહી અપણા; પાંચ ચોર અજહું લૂંટત, તાસ મરમ નહિં જાણ્યા. અવ૦ ૧. મલી ચાર ચંડાલ ચોકડી, મંત્રી નામ ધરાયા; પાઇ કેફ પીયાલા તોહે, સકલ મુલક ઠગ ખાયા. અવ૦ ૨. શત્રુરાય મહાબલ જેદ્ધા નિજ નિજ

સેન સજાયે; ગુણ ઠાણેમેં બાંધ મોરચે, ઘેર્યા તુમ પુર આયે. અવ૦ ૩. પરમાદી તૂં હોય પિયારે, પરવશતા દુઃખ પાવે; ગયા રાજપુર સારથસેંતી, ફિર પાછા ઘર આવે. અવ૦ ૪. સાંભલી વચન વિવેક મિત્તકા, છિનમેં નિજદલ જોડયાં, ચિદાનંદ એસી રમત રમતાં, બ્રહ્મ બંકા ગઢ તોડયા. અવ૦ ૫.

## પદ ૩૮ મું. ( રાગ પ્રભાતી )

વિષય વાસના ત્યાગો ચેતન, સાચે મારગ લાગોરે. તપ જપ સંજમ દાનાદિક સહુ, ગિણતિ એક ન આવે રે; ઇંદ્રિય સુખમેં જૌં લૌં એ મન, વક્ર તુરંગ જિમ ધાવે રે. વિ૦ ૧. એક એકકે કારણ ચેતન, બહુત બહુત દુઃખ પાવે રે; તે તો પ્રગટ પણે જગદીશ્વર, ઇણિ વિધ ભાવ લખાવે રે. વિ૦ ૨. મન્મથ વશ માતંગ જગતમેં, પરવશતા દુઃખ પાવે રે; રસના લુબ્ધ હોય ઝખ મૂરખ, જાલ પડયો પિછતાવે રે. વિ૦ ૩. ઘ્રાણ સુવાસ કાજ સુન ભમરા, સંપુટ માંહે બંધાવે રે; તે સરોજ સંપુટ સંયુત ફુન, કરટીકે મુખ જાવે રે. વિ૦ ૪. રૂપ મનોહર દેખ પતંગા, પડપ દીપમાં જાઇ રે; દેખો યાકૂં દુઃખ કારનમેં, નયન ભયે હૈ સહાઇ રે. વિ૦ ૫. શ્રોત્રેંદ્રિય અશક્ત મિરગલા, છિનમેં શીશ કટવે રે; એક એક આશક્ત જીવ એમ, નાનાવિધ દુઃખ પાવે રે. વિ૦ ૬. પંચ પ્રબલ વર્ત્તે નિત્ય જાકૂં, તાકૂં કહા જ્યું કહીયેં રે; ચિદાનંદ એ વચન સુણીને, નિજ સ્વભાવમેં રહીયેં રે. વિ૦ ૭.

## પદ ૩૯ મું.

શ્રી શંખેસર પાસજિનંદકે, ચરણકમલ ચિત્ત લાગી; સુણજો રે સજ્જન નિત્ય ધ્યાઉંગી. એહવા પણ દઢધારી ક્રિયામેં, અન્યદ્વાર નહિ જાઉંગી. સુ૦ ૧. સુંદર સુરંગ સલૂની મૂરત, નિરખ નયન સુખ પાઉંગી. સુ૦ ૨. ચંપા ચંબેલી આન મોઘરા, અંગીયાં અંગ રચાઉંગી. સુ૦ ૩. શીલાદિક શણગાર સજી નિત્ય, નાટક પ્રભુકૂં દેખાઉંગી. સુ૦ ૪. ચિદાનંદ પ્રભુ પ્રાણ જીવનકૂં, મોતિયન થાલ વધાઉંગી. સુ૦ ૫.

## પદ ૪૦ મું. ( રાગ ગહુંલી )

ચંદ્રવદની મૃગ લોયણી, એ તો સજી શોલ શણગાર રે; એ તો

આવી જગગુરુ વાંદવા, ધરી હિયડે હરખ અપાર રે. અ૦ ૧. હાંરે એ તો મુક્તાફલ મૂઠી ભરી, રચે ગહૂંલી પરમ ઉદાર રે; જિહાં વાણી યોજન ગામિની, ઘન વરસે અખંડિત ધાર રે. અ૦ ૨. હાંરે જિહાં રજત કનક રતનના, સુર રચિત ત્રણ પ્રકાર રે; તસ મધ્ય મણિ સિંહાસનેં, શોભિત શ્રીજગદાધાર રે. અ૦ ૩. હાંરે જિહાં નરપતિ ખગપતિ લખપતિ, સુરપતિ યુત પરખદાબાર રે; લબ્ધિ નિધાન ગુણ આગરૂ, જિહાં ગૌતમસેં ગણધાર રે. અ૦ ૪. હાંરે જિહાં જીવાદિક નવતત્ત્વનો, ષટદ્રવ્ય ભેદ વિસ્તાર રે; એ તો શ્રાવણ સુણી નિર્મલ કરે, નિજ બોધબીજ સુખકાર રે. અ૦ ૫. હાંરે જિહાં તીન છત્ર ત્રિભુવન ઉદિત, સુર ઢાલત ચામર ચાર રે; સખી ચિદાનંદકી બંદના, તસ હોજો વારંવાર રે. અ૦ ૬.

## પદ ૪૧ મું. (રાગ હિતશિક્ષા)

પૂરવ પુણ્ય ઉદય કરી ચેતન, નીકા નરભવ પાયા રે. પૂ૦ દીનાનાથ દયાલ દયાનિધિ, દુર્લભ અધિક બતાયા રે; દશ દ્રષ્ટાંતે દોહિલા નરભવ, ઉત્તરાધ્યયને ગાયા રે. પૂ૦ ૧. અવસર પાય વિષય રસ રાચત, તે તો મૂઢ કહાયા રે; કાગ ઉડાવણ કાજ વિપ્ર જિમ, ડાર મણિ પછતાયા રે. પૂ૦ ૨. નદી ઘોલ પાખાન ન્યાય કર, અર્દ્ધ-વાટ તો આયા રે; અર્દ્ધ સુગમ આગલ રહી તિનકૂં, જિન કછુ ઘટાયા રે. પૂ૦ ૩. ચેતન ચાર ગતિમેં નિશ્ચે. મોક્ષદ્વાર એ કાયા રે; કરત કામના સુર પણ યાકી, જિનકૂં અનર્ગલ માયા રે. પૂ૦ ૪. રોહણગિરિ જિમ રતનખાણ તિમ, ગુણ સહુ યામેં સમાયા રે; મહિમા સુખથી વરણત જાકી, સુરપતિ મન શંકાયા રે. પૂ૦ ૫. કલ્પવૃક્ષ સમ સંયમ કેરી, અતિ શીતલ જિહાં છાયા રે; ચરણ કરણ ગુણ ધરણ મહામુનિ, મધુકર મન લોભાયા રે. પૂ૦ ૬. યા તન વિણ તિહાં કાલ કહો કિન, સાચા સુખ નિપજાયા રે; અવસર પાય ન ચૂક ચિદાનંદ, સદગુરૂ યૂં દરસાયા રે. પૂ૦ ૭.

## પદ ૪૨ મું. (રાગ ધનાશ્રી)

ચેતન જ્ઞાનકી દ્રષ્ટિ નિહાલો. ચેતન૦ મોહ દ્રષ્ટિ દેખે સો

## શ્રી ચોવીસ તિર્થંકરોનાં કલ્યાણક ૧૨૦

| કેટલામાં તીર્થંકર | તિથીયો | કયું કલ્યાણક. | કેટલામા તીર્થંકર | તિથીઓ. | કયું કલ્યાણક. |
|---|---|---|---|---|---|
| | કારતક, | | | મહા | |
| ૩ | વદ ૫ | કેવલ | ૬ | વ. ૬ | ચ્યવન |
| ૨૨ | વ. ૧૨ | ચ્યવન | ૧૦ | વ. ૧૨ | જન્મ |
| ૬ | વ. ૧૨ | જન્મ | ૧૦ | વ. ૧૨ | દિક્ષા |
| ૬ | વ. ૧૩ | દિક્ષા | ૧ | વ. ૧૩ | મોક્ષ |
| ૨૪ | વ. ૩૦ | મોક્ષ | ૧૧ | વ. ૩૦ | કેવલ |
| ૯ | શુ. ૩ | કેવલ | ૪ | શુ. ૨ | જન્મ |
| ૧૮ | શુ. ૧૨ | કેવલ | ૧૨ | શુ. ૨ | કેવલ |
| | માગશર. | | ૧૫ | શુ. ૩ | જન્મ |
| ૯ | વ. ૫ | જન્મ | ૧૩ | શુ ૩ | જન્મ |
| ૯ | વ. ૬ | દિક્ષા | ૧૩ | શુ. ૪ | દિક્ષા |
| ૨૪ | વ. ૧૦ | દિક્ષા | ૨ | શુ ૯ | જન્મ |
| ૬ | વ. ૧૧ | મોક્ષ | ૨ | | દિક્ષા |
| ૧૮ | શુ. ૧૦ | જન્મ | ૪ | શુ. ૧૨ | દિક્ષા |
| ૧૮ | શુ. ૧૦ | મોક્ષ | ૧૫ | શુ. ૧૩ | દિક્ષા |
| ૧૮ | શુ. ૧૧ | દિક્ષા | | ફાગણ | |
| ૧૯ | શુ. ૧૧ | જન્મ | ૭ | વ. ૬ | કેવલ |
| ૧૯ | શુ. ૧૧ | દિક્ષા | ૭ | વ. ૭ | મોક્ષ |
| ૧૯ | શુ. ૧૧ | કેવલ | ૮ | વ. ૭ | કેવલ |
| ૨૧ | શુ. ૧૧ | કેવલ | ૯ | વ. ૯ | ચ્યવન |
| ૩ | શુ. ૧૪ | જન્મ | ૧ | વ. ૧૧ | કેવલ |
| ૩ | શુ. ૧૫ | દિક્ષા | ૨૦ | વ. ૧૨ | કેવલ |
| | પોસ. | | ૧૧ | વ. ૧૨ | જન્મ |
| ૨૩ | વ. ૧૦ | જન્મ | ૧૧ | વ. ૧૩ | દિક્ષા |
| ૨૩ | વ. ૧૧ | દિક્ષા | ૧૨ | વ. ૧૪ | જન્મ |
| ૮ | વ. ૧૨ | જન્મ | ૧૨ | વ. ૩૦ | દિક્ષા |
| ૮ | વ. ૧૩ | દિક્ષા | ૧૮ | શુ. ૨ | ચ્યવન |
| ૧૦ | વ. ૧૪ | કેવલ | ૧૯ | શુ. ૪ | ચ્યવન |
| ૧૩ | શુ. ૬ | કેવલ | ૩ | શુ. ૮ | ચ્યવન |
| ૧૬ | શુ. ૯ | કેવલ | ૨૦ | શુ. ૧૨ | દિક્ષા |
| ૨ | શુ. ૧૧ | કેવલ | ૧૯ | શુ. ૧૨ | મોક્ષ |
| ૪ | શુ. ૧૪ | કેવલ | | ચૈત્ર | |
| ૧૫ | શુ. ૧૫ | કેવલ | ૨૩ | વ. ૪ | ચ્યવન |

| કેટલામાં તીર્થંકર | તિથીઓ. | કયું કલ્યાણક. | કેટલામાં તીર્થંકર | તિથીઓ | કયું કલ્યાણક. |
|---|---|---|---|---|---|
| ૨૩ | વ. ૪ | કેવલ | ૨૦ | વ. ૯ | મોક્ષ |
| ૮ | વ. ૫ | ચ્યવન | ૧૬ | વ. ૧૩ | જન્મ |
| ૧ | વ. ૮ | જન્મ | ૧૬ | વ. ૧૩ | મોક્ષ |
| ૧ | વ. ૮ | દિક્ષા | ૧૬ | વ. ૧૪ | દિક્ષા |
| ૧૭ | શુ. ૩ | કેવલ | ૧૫ | શુ. ૫ | મોક્ષ |
| ૧૪ | શુ. ૫ | મોક્ષ | ૧૨ | શુ. ૯ | ચ્યવન |
| ૨ | શુ ૫ | મોક્ષ | ૭ | શુ. ૧૨ | જન્મ |
| ૩ | શુ. ૫ | મોક્ષ | ૭ | શુ. ૧૩ | દિક્ષા |
| ૫ | શુ. ૯ | મોક્ષ | | અશાડ | |
| ૫ | શુ. ૧૧ | કેવલ | ૧ | વ. ૪ | ચ્યવન |
| ૨૪ | શુ. ૧૩ | જન્મ | ૧૩ | વ. ૭ | મોક્ષ |
| ૬ | શુ ૧૪ | કેવળ | ૨૧ | વ ૯ | દિક્ષા |
| | વઇશાખ. | | ૨૪ | શુ. ૬ | ચ્યવન |
| ૧૭ | વ. ૧ | મોક્ષ | ૨૨ | શુ. ૮ | મોક્ષ |
| ૧૦ | વ. ૨ | મોક્ષ | ૧૨ | શુ. ૧૪ | મોક્ષ |
| ૧૭ | વ. ૫ | દિક્ષા | | શ્રાવણ | |
| ૧૦ | વ. ૬ | ચ્યવન | ૧૧ | વ. ૩ | મોક્ષ |
| ૨૧ | વ. ૧૦ | મોક્ષ | ૧૪ | વ. ૭ | ચ્યવન |
| ૧૪ | વ. ૧૩ | જન્મ | ૨૧ | વ. ૮ | જન્મ |
| ૧૪ | વ. ૧૪ | દિક્ષા | ૧૭ | વ. ૯ | પચ્વન |
| ૧૪ | વ. ૧૪ | કેવલ | ૫ | શુ. ૨ | ચ્યવન |
| ૧૭ | વ. ૧૪ | જન્મ | ૨૨ | શુ. ૫ | જન્મ |
| ૪ | શુ. ૪ | ચ્યવન | ૨૨ | શુ. ૬ | દિક્ષા |
| ૧૫ | શુ. ૭ | ચ્યવન | ૨૩ | શુ. ૮ | મોક્ષ |
| ૪ | શુ. ૮ | મોક્ષ | ૨૦ | શુ. ૧૫ | ચ્યવન |
| ૫ | શુ ૮ | જન્મ | | ભાદરવો | |
| ૫ | શુ. ૯ | દિક્ષા | ૧૬ | વ. ૭ | ચ્યવન |
| ૨૪ | શુ. ૧૨ | કેવલ | ૮ | વ. ૭ | મોક્ષ |
| ૧૩ | શુ. ૧૨ | ચ્યવન | ૭ | વ. ૮ | ચ્યવન |
| ૨ | શુ. ૧૩ | ચ્યવન | ૯ | શુ. ૯ | મોક્ષ |
| | જેઠ. | | | આસો | |
| ૧૧ | વ. ૬ | ચ્યવન | ૨૨ | વ. ૩૦ | કેવલ |
| ૨૦ | વ. ૮ | જન્મ | ૨૧ | શુ. ૧૫ | ચ્યવન |

ઉપરના મહીના પુનમીયા પ્રમાણે ગણવા. એટલે કે આસો વદી ૦)) ને કારતક વદી ૦)) ગણવી. અને, પછી કારતક સુદ ગણવી. એ પ્રમાણે દરેક મહિનામાં સમજવું.

ગણણું ગણવાની રીત નીચે મુજબ:—

च्यवन ॐ श्री (........) परमेष्ठि नमः ॥
जन्म ॐ श्री (......) अर्हते नमः ॥
दिक्षा ॐ श्री (......) नाथाय नमः ॥
केवल ॐ श्री (.......) सर्वज्ञाय नमः ॥
मोक्ष ॐ श्री (........) पारंगताय नमः ॥

## શ્રી મૌન એકાદશીનું ગણણું.

**૧ જંબુદ્વીપે ભરત અતીત ચોવીશી**

૪ શ્રી મહાયશઃ સર્વજ્ઞાય નમઃ
૬ શ્રી સર્વાનુભૂતિ અર્હતે નમઃ
૬ શ્રી સર્વાનુભૂતિનાથાય નમઃ
૬ શ્રી સર્વાનુભૂતિ સર્વજ્ઞાય નમઃ
૭ શ્રી શ્રીધરનાથાય નમઃ

**૨ જંબુદ્વીપેભરતેવર્ત્તમાનચોવીશી**

૨૧ શ્રી નમિનાથ સર્વજ્ઞાય નમ;
૧૯ શ્રી મલ્લિનાથ અર્હતે નમઃ
૧૯ શ્રી મલ્લિનાથ નાથાય નમઃ
૧૯ શ્રી મલ્લિનાથ સર્વજ્ઞાય નમ;
૧૮ શ્રી અરનાથ નાથાય નમઃ

**૩ જંબુદ્વીપેભરતેઅનાગત ચોવીશી**

૪ શ્રી સ્વયંપ્રભ સર્વજ્ઞાય નમઃ
૬ શ્રી દેવશ્રુત અર્હતે નમઃ
૬ શ્રી દેવશ્રુત નાથાય નમઃ
૬ શ્રી દેવશ્રુત સર્વજ્ઞાય નમઃ
૭ શ્રી ઉદયનાથ નાથાય નમઃ

**૪ ધાતકીખંડે પૂર્વભરતે અતીતચો**

૪ શ્રી અકલંક સર્વજ્ઞાય નમઃ
૬ શ્રી શુભંકરનાથ અર્હતે નમઃ
૬ શ્રી શુભંકરનાથ નાથાય નમઃ
૬ શ્રી શુભંકરનાથ સર્વજ્ઞાય નમઃ
૭ શ્રી સપ્તનાથ નાથાય નમઃ

**૫ ધાતકીખંડેપૂર્વભરતેવર્ત્તમાનચો.**

૨૧ શ્રી બ્રહ્મેન્દ્રનાથ સર્વજ્ઞાય નમઃ
૧૯ શ્રી ગુણનાથ અર્હતે નમઃ
૧૯ શ્રી ગુણનાથ નાથાય નમઃ
૧૯ શ્રી ગુણનાથ સર્વજ્ઞાય નમઃ
૧૮ શ્રી ગાંગિકનાથ નાથાય નમઃ

**૬ ધાતકીખંડેપૂર્વભરતેઅનાગતચો.**

૪ શ્રી સાંપ્રત સર્વજ્ઞાય નમઃ

૬ શ્રી મુનિનાથ અર્હતે નમઃ

૬ શ્રી મુનિનાથ નાથાય નમઃ

૬ શ્રી મુનિનાથ સર્વજ્ઞાય નમઃ

૭ શ્રી વિશિષ્ટનાથ નાથાય નમઃ

**૭ પુષ્કરવરદ્વીપેપૂર્વભરતેઅતીતચો.**

૪ શ્રી સુમૃદુનાથ સર્વજ્ઞાય નમઃ

૬ શ્રી વ્યકતનાથ અર્હતે નમઃ

૬ શ્રી વ્યકતનાથ નાથાય નમઃ

૬ શ્રી વ્યકતનાથ સર્વજ્ઞાય નમઃ

૭ શ્રી કલાશત નાથાય નમઃ

**૮ પુષ્કરવરદ્વીપેપૂર્વભરતેવર્ત્તમાનચો.**

૨૧ શ્રી અરણ્યવાસ સર્વજ્ઞાય નમઃ

૧૯ શ્રી યોગનાથ અર્હતે નમઃ

૧૯ શ્રી યોગનાથ નાથાય નમઃ

૧૯ શ્રી યોગનાથ સર્વજ્ઞાય નમઃ

૧૮ શ્રી અયોગનાથ નાથાય નમઃ

**૯ પુષ્કરવરદ્વીપે પૂર્વભરતેઅનાગત**

૪ શ્રી પરમ સર્વજ્ઞાય નમઃ

૬ શ્રી શુદ્ધાર્ત્તિનાથ અર્હતે નમઃ

૬ શ્રી શુદ્ધાર્તિનાથ નાથાયનમઃ

૬ શ્રી શુદ્ધાર્ત્તિનાથ સર્વજ્ઞાયનમઃ

૭ શ્રી નિઃકેશનાથ નાથાય નમઃ

**૧૦ ધાતકીખંડેપશ્ચિમભરતેઅતિત**

૪ શ્રી સર્વાર્થ સર્વજ્ઞાય નમઃ

૬ શ્રી હરિભદ્ર અર્હતે નમઃ

૬ શ્રી હરિભદ્રનાથાય નમઃ

૬ શ્રી હરિભદ્ર સર્વજ્ઞાય નમઃ

૭ શ્રી મગધાધિપ નાથાય નમઃ

**૧૧ ધાતકીખંડેપશ્ચિમભરતેવર્તમાન**

૨૧ શ્રી પ્રયચ્છ સર્વજ્ઞાય નમઃ

૧૯ શ્રી અક્ષોભનાથ અર્હતે નમઃ

૧૯ શ્રીઅક્ષોભનાથ નાથાય નમઃ

૧૯ શ્રીઅક્ષોભનાથ સર્વજ્ઞાયનમઃ

૧૮ શ્રી મલયસિંહ નાથાયનમઃ

**૧૨ ધાતકીખંડેપશ્ચિમ ભરતેઅનાગત**

૪ શ્રી દિનરૂક સર્વજ્ઞાય નમઃ

૬ શ્રી ધનદનાથ અર્હતે નમઃ

૬ શ્રી ધનદનાથ નાથાય નમઃ

૬ શ્રી ધનદનાથ સર્વજ્ઞાય નમઃ

૭ શ્રી પૌષધનાથ નાથાય નમઃ

**૧૩ પુષ્કરવરદ્વીપેપશ્ચિમભરતે અતીત**

૪ શ્રી પ્રલંબ સર્વજ્ઞાય નમઃ

૬ શ્રી ચારિત્રનિધિ અર્હતે નમઃ

૬ શ્રી ચારિત્રનિધિ નાથાય નમઃ

૬ શ્રી ચારિત્રનિધિ સર્વજ્ઞાય નમઃ

૭ શ્રી પ્રશમરાજિત નાથાય નમઃ

**૧૪ પુષ્કરવરદ્વીપેપશ્ચિમ ભરતે વર્ત્ત૦**

૨૧ શ્રી સ્વામી સર્વજ્ઞાય નમઃ

૧૯ શ્રી વિપરીતનાથ અર્હતે નમ:
૧૯ શ્રી વિપરીતનાથ નાથાય નમ:
૧૯ શ્રી વિપરીતનાથ સર્વજ્ઞાયનમ:
૧૮ શ્રી પ્રસાદનાથ નાથાય નમ:

૧૫ પુષ્કરવરદ્વીપેપશ્ચિમ ભરતે અના.

૪ શ્રી અઘટિતનાથ સર્વજ્ઞાય નમ:
૬ શ્રી ભ્રમણેંદ્રનાથ અર્હતે નમ:
૬ શ્રી ભ્રમણેંદ્રનાથ નાથાય નમ:
૬ શ્રી ભ્રમણેંદ્રનાથ સર્વજ્ઞાય નમ:
૭ શ્રી ઋષભચંદ્ર નાથાય નમ:

૧૬ જંબુદ્વીપેઐરવતેઅતીત ચોવીશી

૪ શ્રી દયાંત સર્વજ્ઞાય નમ:
૬ શ્રીઅભિનંદનનાથ અર્હતેનમ:
૬ શ્રીઅભિનંદનનાથ નાથાયનમ:
૬ શ્રીઅભિનંદનનાથ સર્વજ્ઞાયનમ:
૭ શ્રી રત્નેશનાથ નાથાય નમ:

૧૭જંબુદ્વીપેઐરવતે વર્તમાન ચો૦

૨૧ શ્રી શ્યામકોષ્ટ સર્વજ્ઞાય નમ:
૧૯ શ્રી મરૂદેવનાથ અર્હતે નમ:
૧૯ શ્રી મરૂદેવનાથ નાથાય નમ:
૧૯ શ્રીમરૂદેવનાથ સર્વજ્ઞાયનમ:
૧૮ શ્રીઅતિપાર્શ્વનાથનાથાયનમ:

૧૮ જંબુદ્વીપે ઐરવતે અનાગતચો.

૪ શ્રી નંદિષેણુ સર્વજ્ઞાય નમ:
૬ શ્રી વ્રતધરનાથ અર્હતે નમ:
૬ શ્રી વ્રતધરનાથ નાથાય નમ:
૬ શ્રી વ્રતધરનાથ સર્વજ્ઞાયનમ:
૭ શ્રી નિર્વાણનાથ નાથાય નમ:

૧૯ઘાતકીખંડેપૂર્વઐરવતેઅતિતચો

૪ શ્રી સૌંદર્ય સર્વજ્ઞાય નમ:
૬ શ્રી ત્રિવિક્રમનાથ અર્હતે નમ:
૬ શ્રી ત્રિવિક્રમનાથ નાથાયનમ:
૬ શ્રી ત્રિવિક્રમનાથસર્વજ્ઞાયનમ:
૭ શ્રી નરસિંહનાથ નાથાયનમ:

૨૦ ઘાતકીખંડપૂર્વઐરવતે વર્ત્તમાન

૨૧ શ્રી ખેમંત સર્વજ્ઞાય નમ:
૧૯ શ્રીસંતોષિતનાથ અર્હતેનમ:
૧૯ શ્રી સંતોષિતનાથનાથાયનમ:
૧૯ શ્રીસંતોષિતનાથસર્વજ્ઞાયનમ:
૧૮ શ્રી કામનાથ નાથાય નમ:

૨૧ ઘાતકીખંડેપૂર્વઐરવતે અનાગત

૪ શ્રી મુનિનાથ સર્વજ્ઞાય નમ:
૬ શ્રી ચંદ્રદાહ અર્હતે નમ:
૬ શ્રી ચંદ્રદાહ નાથાય નમ:
૬ શ્રી ચંદ્રદાહ સર્વજ્ઞાય નમ:
૭ શ્રી દિલાદિત્ય નાથાય નમ:

૨૨ પુષ્કરાદ ઐરવતે અતીતચો.

૪ શ્રી અષ્ટાહિક સર્વજ્ઞાય નમ:
૬ શ્રી વણિકનાથ અર્હતે નમ:
૬ શ્રી વણિકનાથ નાથાય નમ:

૬ શ્રી વણિકનાથ સર્વજ્ઞાય નમઃ
૭ શ્રી ઊદયજ્ઞાન નાથાય નમઃ

**૨૩ પુષ્કરાર્દ્ધપૂર્વ ઐરવતેવર્ત્તમાનચો**

૨૧ શ્રી તમોકંદ સર્વજ્ઞાય નમઃ
૧૯ શ્રી સાયકાક્ષ અર્હતે નમઃ
૧૯ શ્રી સાયકાક્ષ નાથાય નમઃ
૧૮ શ્રી ક્ષેમંતનાથ નાથાય નમઃ

**૨૪ પુષ્કરાર્દ્ધપૂર્વ ઐરવતે અનાગતચો.**

૪ શ્રી નિર્વાણિક સર્વજ્ઞાય નમઃ
૬ શ્રી રવિરાજ અર્હતે નમઃ
૬ શ્રી રવિરાજ નાથાય નમઃ
૬ શ્રી રવિરાજ સર્વજ્ઞાય નમઃ
૭ શ્રી પ્રથમનાથ નાથાય નમઃ

**૨૫ ધાતકી ખંડેપશ્ચિમ ઐરવતે અતીત**

૪ શ્રી પુરૂરવા સર્વજ્ઞાય નમઃ
૬ શ્રી અવબોધ અર્હતે નમઃ
૬ શ્રી અવબોધ નાથાય નમઃ
૬ શ્રી અવબોધ સર્વજ્ઞાય નમઃ
૭ શ્રી વિક્રમેંદ્ર નાથાય નમઃ

**૬૬ ધાતકીખંડેપશ્ચિમઐરવતેવર્ત્તચો.**

૨૧ શ્રી સુશાંતિ સર્વજ્ઞાય નમઃ
૧૯ શ્રી હરદેવ અર્હતે નમઃ
૧૯ શ્રી હરદેવ નાથાય નમઃ
૧૯ શ્રી હરદેવ સર્વજ્ઞાય નમઃ
૧૮ શ્રી નંદિકેશ નાથાય નમઃ

**૨૭ ધાતકી ખંડેપશ્ચિમઐ.અનાગતચો.**

૪ શ્રી મહામૃગેંદ્ર સર્વજ્ઞાય નમઃ
૬ શ્રી અશોચિત અર્હતે નમઃ
૬ શ્રી અશોચિત નાથાય નમઃ
૬ શ્રી અશોચિત સર્વજ્ઞાય નમઃ
૭ શ્રી ધર્મેંદ્રનાથ નાથાય નમઃ

**૨૮ પુષ્કરવરદ્વીપેપશ્ચિમ એ. અતી.**

૨૧ શ્રી અશ્વવૃંદ સર્વજ્ઞાય નમઃ
૧૯ શ્રી કુટિકલ અર્હતે નમઃ
૧૯ શ્રી કુટિકલ નાથાય નમઃ
૧૯ શ્રી કુટિકલ સર્વજ્ઞાય નમઃ
૧૮ શ્રી વર્દ્ધમાન નાથાય નમઃ

**૨૯ પુષ્કરવરદ્વીપેપશ્ચિમઐ. વર્ત. ચો.**

૨૧ શ્રી નંદિકેશ સર્વજ્ઞાય નમઃ
૧૯ શ્રી ધર્મચંદ્ર અર્હતે નમઃ
૧૯ શ્રી ધર્મચંદ્ર નાથાય નમઃ
૧૯ શ્રી ધર્મચંદ્ર સર્વજ્ઞાય નમઃ
૧૮ શ્રી વિવેકનાથ નાથાય નમઃ

**૩૦ પુષ્કરવરદ્વીપેપશ્ચિમઐ. અના.ચો.**

૪ શ્રી કલાપક સર્વજ્ઞાય મમઃ
૬ શ્રી વિશોમનાથ અર્હતે નમઃ
૬ શ્રી વિશોમનાથ નાથાય નમઃ
૬ વિશોમનાથ સર્વજ્ઞાય નમઃ
૭ શ્રી અરણ્યનાથ નાથાય નમઃ

## સમાધિ પચ્ચીશીની સજ્ઝાય.

( સાધુજીને વંદના નિત નિત કીજે, એ દેશી. )

અપુર્વ જીવ જીનધર્મને પામ્યો, જ્યારે કમિય રહી નહિ ક્યારે. પ્રા૦ કલ્પવૃક્ષ તસ આંગણે ઉગ્યો, મનવંછિત ફળ પાય રે. પ્રાણી ચિત્ત સમાધી હુવે દશ બોલે. ૧. ભાખી ગયા જગ તાત રે; પ્રા૦ લીલ વિલાસ સદા શાતામાં, જ્યારા સુખ માહે દિન જાતરે પ્રા. ચિ. ૨. બીજે બોલે જાતિસમરણ પામે પુણ્ય પ્રમાણે રે; પ્રા. પુરવલા ભવ દેખે ભલી પરે, સમજે ચતુર સુજાણ રે પ્રા. ચિ. ૩. ઉત્કૃષ્ટા નવસે ભવ લગતા, દેખે સંજ્ઞી પંચેદ્રિય ઠીક રે; પ્રા. આયુષ્ય જાણે આપ પરાયો, મતી મંગળીક રે. પ્રા. ચિ. ૪. મૃગાપુત્ર મહેલમાં બેઠા, મુનીવર મેઘકુમાર રે; પ્રા. મલ્લિનાથ તણાં છએ મંત્રી, પામ્યો દેડકો સમકિત સારરે. પ્રા. ચિ. ૫. ક્ષત્રિ નામે રાજ ઋષિશ્વર, વળી સુદર્શન શેઠ રે; પ્રા. નમિરાયે સંયમ આદરીયો તે તો પહોત્યા મુકિત ઠેઠ રે. પ્રા. ચિ. ૬. ભૃગુ બ્રાહ્મણ હોય બાળક તેતળી પ્રધાન રે; પ્રા. જાતિસમરણથી સુખ પામ્યા, સુણતાં આવે જ્ઞન રે. પ્રા. ચિ. ૭. ત્રીજે બોલે યથાતથ્ય સુપનો, જીવ રાજી હુવે દેખ રે; પ્રા. ઋદ્ધિ વૃદ્ધિ પામે તે પ્રભાતે, એહના અર્થ અનેક રે. પ્રા. ચિ. ૮. ઇણુ ત્રીજ ભવે કંઇ મુગતિ સિધાયા, એહેવો સુપનો શ્રીકાર રે; પ્રા. અરિહંતાદિકની માય દેખે, ભગવતિમાં અધિકાર રે. પ્રા. ૯. ચોથે બોલે દેવનો દર્શન, જેહ દીઠે ઠરે નેણ રે; પ્રા. ઝગમગ જ્યોત ઉદ્યોત બિરાજે, વળી સમાદઠિનાં સેણરે પ્રા. ચિ. ૧૦ સોમલ બ્રાહ્મણને સમજાયો, સમષ્ટદેવે આય રે; પ્રા. સમકિત માંહી કરી દિયો સેંઠો, સૂત્રનિરયાવળિકામાંયરે. પ્રા. ચિ. ૧૧. શકડાળ નામે કુંભારની પાસે, સુર આઇ ઉભો સાક્ષાત રે; પ્રા૦ વીરજિણદશું કરી દિયો ભેટો, હુવો શ્રાવક મોટ મિથ્યાતરે. પ્ર. ચિ. ૧૨. પાંચમે બોલે અવધિ જ્ઞાની, સૂત્ર નંદીમાં વિસ્તાર રે; પ્ર. આનંદ શ્રાવક જિમ સુખ પાયો, શ્રમણુજ કેશીકુમારરે. પ્રા. ચિ. ૧૩. સર્વાર્થસિદ્ધિના દેવતા દેખે, તીહાં બેઠા

થકા લોકનાળ રે; પ્રા. અરિહંત દેવને પ્રશ્નજ પૂછે, ઉત્તર દેવે દીનદયાળ રે. પ્રા. ચિ. ૧૪. અવધિ લહી અરિહંત દેવે આવે, માતાના ગર્ભ માંય રે; પ્રા૦ પેટમાં પોઢ્યા દુનિયા દેખે, પૂરાં પુણ્યસંચ્યાં-જિનરાયરે. પ્રા. ચિ. ૧૫. છઠ્ઠે બોલે અવધિદર્શન, દેખે રવિ સંસાર રે; પ્રા. સાતમે બોલે સુણજો હો જ્ઞાની, મનઃપર્યવ વિસ્તાર રે. પ્ર. ચિ. ૧૬. હોય સમુદ્રને દ્વીપ અઢાઇ, તેમાં સંજ્ઞી પંચેંદ્રિય હોય રે; પ્રા. તેહ જીવોના મનની વાતો, છાની ન રહે કોય રે; પ્રા. ચિ. ૧૭. મનઃપર્વવ જ્ઞાની હોવે મુનિવર, વળી લબ્ધિવંત અણગાર રે; પ્ર. સત્ય પુરૂષ જેણે સૂત્રને ગુંથ્યાં, ચૌનાણી ગણધાર રે. પ્રા. ચિ. ૧૮. કેવળજ્ઞાની આઠમે બોલે, નવમે કેવળ દર્શનની આણુ રે; પ્ર. ચૌદેરાજ રહ્યા છે દેખી, સર્વે વાતોના જાણુ રે. પ્રા. ચિ. ૧૯. લોકમાંહી ઉદ્યોતજ કીધો, કેવળી હુવા ચોવીશ રે; પ્રા. તીરથ થાપ્યાં, કર્મને કાપ્યાં જગતારણ જગદીશ રે. ચિ. ૨૦ જિઘન્ય તીર્થંકર વીશ બિરાજે, ઉત્કૃષ્ટા સયને સાઠ રે; પ્રા. ગણધર સાધુ નમું શિર નામી, કેવળી પાટોપાટ રે. પ્રા. ૨૧. દશમે બોલે કેવળ મરણો, તે પહોંચે નિરવ,ણ રે; પ્રા. એ દશ બોલ હુવા સંપૂર્ણ શ્રી વીર વચન પ્રમાણ રે. પ્રા૦ ચિ. ૨૨. નેવુ જણાનાં નામજ ચાલ્યાં, કહ્યો અંતગડમાંહી અંત રે; પ્રા. કેવળ મરણે મુકતે સિધાયા, સહુ સિદ્ધ થયા ભગવંતરે. પ્રા૦ ૨૩. દશાશ્રુતસ્કંધ માંહે ચાલ્યા, વળી સમવાયાંગની સાખ રે; પ્રા૦ સમાધિપચીશી હુઇ સંપૂર્ણ, ઋષિરાયચંદજી એમ ભાખે રે. પ્રા. ચિ. ૨૪. પ્રસાદ પૂજ્ય જેમલજી કેરો, કર્યો જ્ઞાનતણો અભ્યાસુ રે; પ્રા. સંવત અઢારશે વર્ષ તેત્રીશે, મેડતનગર ચોમાસ રે૦ પ્રા૦ ચિ૦ ૨૫.

## હરિશ્ચંદ્ર નૃપની સજ્ઝાય.

દોહરો—શ્રી ગુરુપદ પંકજ નમી, સમરી સારદમાય સત્યવાદી હરિશ્ચંદ્રની ઉત્તમ કહું સઝાય. ઢાળ—સત્વ શિરોમણી હરિશ્ચંદ્ર પૃથ્વીપતિ, નગરી અયોધ્યા જેની સ્વર્ગ સમાનજો, સુરગુરૂ સમ વસુભૂતિ મંત્રી જેહનો, રાણી સુતારાને કુમાર દેવ સમાનજો. સત્વ. ૧. અવસર જાણી સુરપતિ એક

દિન ઉચ્ચરે, હરિશ્ચંદ્રના ગુણ દેવને કરે જાણજો, સત્વ પ્રાણ જતાં પણ સત્વ પણું છોડે નહિ, મનુષ્ય છતાં પણ કેટલાકરૂં વખાણ જો. સત્વ. ૨. સ્વામી વચને શ્રદ્ધા નહિ બે દેવને. તેણે વિકુર્વ્યાં તાપસો પુરની બાહાર જો, સુવર થઇને નાશ કર્યો આરામનો પોકાર કરતો ગયો તાપસ પુરમાંય જો સત્વ. ૩. સાંભળી નૃપતિ ચાલ્યો તાપસ આશ્રમે, હાથમાં લઈને ખેંચ્યું તાણી તીર જો. ગર્ભણી હરણીને વચમાં લાગી ગયું, હરણી મરતાં કુલપતી કુટે સીર જો. સત્વ. ૪. પશ્ચાતાપની સીમા ન રહી રાયને કુલપતિ પાસે નૃપ નમાવી કાય જો, પ્રાયશ્ચીત માટે રાજ્ય પાટ દઉં આપને, પાપ હત્યા જો લાગેલી મુજ જાયજો. સત્વ. ૫. ઉપર લાખ સોનૈયા આપુ પુત્રીને, પોષેલી મૃગલી જેણે દિવસને રાત જો, કુલપતિ કહે હું રાજા આજથી પુરનો, લાખ સોનૈયા દ્યો વેચી તુમ જાત જો. સત્વ. ૬. રાજ્યને તજતાં આડો મંત્રી આવીઓ, ત્યારે તાપસે કીધો મન્ત્રી કીર જો કપિજલ અંગ રક્ષક વચમાં બોલીઓ તેને પણ કીધો જંબુક છાંટી નીર જો સત્વ. ૭. કસોટી કીધી દેવે રાજ્ય તજાવીયું, તો પણ સત્વમાં અડગ રહ્યો છે ભુપજો, કાશી નગરીમાં જઈ ચૌટામાં રહી. વેચાણ માટે ત્રણે ઉભા ચુપજો. સત્વ. ૮. વેચાણ લીધી રાણીને એક બ્રાહ્મણે, કુમારને પણ વેચ્યો બ્રાહ્મણ ઘેરજો, પોતે પણ વેચાણો ભંગીના ઘરે, કર્મ રાજાએ કીધો કાળો કેરજો. સત્વ. ૯. જળ વહન કર્યું બાર વરસ લગે નીચનું નોકર થઇને વસ્યા ચંડાળ ઘેરજો, દુઃખ સહન કરવામાં મણા રાખી નહિ, તો પણ કર્મે જરા ન કીધી મહેરજો સત્વ. ૧૦. રાક્ષસીરૂપ કરાવી કીધી વિટંબના, તારામતિને ભરી સભાની માંયજો, નાગ ડસાવી મરણ કર્યો રોહિતાશ્વને, વિખુટો કર્યો તારામતિથી રાયજો. સત્વ.૧૧. મૃતક અંબર લેવા પ્રેત વને ગયો, ચંડાળની કહેવાથી નોકર રાયજો, આવી સુતારા કુમાર મૃતકને ઉંચકી, દહન ક્રિયા કરવાં મૂકી કાયજો. સત્વ. ૧૨. રૂદન કરતી છાતીફાટને કુટતી, ખોળામાં લઇને બાળક ઉપર પ્રેમજો, એટલામાં હરિ આવ્યો દોડતો આગળે, ઓળખી રાણીને પૂછે છે કુશળ

ક્ષેમજો. સત્વ. ૧૩. સુતારા કહે પુત્ર મરણની આ દશા, ચંડાળ થઈને મને વેચી દ્વિજ ઘેરજો, રાજ્ય પાટ ગયું કુટુંબ કબીલા વેગળાં પુત્ર મરણથી વર્ત્યો કાળો કેરજો. સત્વ. ૧૪. બાર વરસ લગે ભંગી પણું આપે કર્યું, ચાકરડી પણું થયું ભારે શિર તેમજો, કુંવર ડસીયો વનમાં કાષ્ટ લેવા જતાં, સ્વામી હવે શું પુછો કુશળ ક્ષેમજો સત્વ. ૧૫. પ્રભુ હવે તો દુઃખની હદ આવી રહી, શિરપર ઉગવા બાકી. છે હવે તૃણ જો, દુઃખ લખ્યું હશે કેટલું આપણા ભાગ્યમાં, નાથ હવે તો માગું છું હું મરણજો સત્ય. ૧૬. ગભરાયો નૃપ રાણીની વાતને સાંભળી, ધીરજ ધારી કર્યું હૃદય કઠીનજો, સહન કરીશ હું જેટલું જે દુઃખ આવશે, પણ સુર્યવંશી થાશે નહિ કદી દીનજો. સત્વ. ૧૭. આટલું બોલી પ્રેમનું બંધન તોડીને, મુખ ફેરવી માગ્યું મૃતકનું વસ્ત્રજો, રાયની સમશ્યા સુતારા સમજી નહિ, ફરી ફરી નૃપના હાથમાં દે છે પુત્રજો સત્ય. ૧૮. પુત્રના શબનું કામ નથી હવે માહરે, ત્યારે શું કહો છો બોલો થઇ સનમુખજો, લજ્જાની મુકી અશ્રુથી નેત્રો ભરી, નૃપે માગ્યું અંબર મૃતકનું કરી ઉન્મુખજો, ૧૯. એટલામાં કરી દેવે વૃષ્ટિ પુષ્પની, સત્યવાદી તમે જય પામો મહારાજજો, કસોટી કીધી દુઃખ નાંખી આપને, ક્ષમા કરો તે સત્વતણા શિરતાજજો. સત્વ. ૨૦. દીધુ વરદાન દેવે રાજ્ય આબાદનું સંજીવન કરી પુત્રને ગયો દેવલોકજો, મંત્રીશ્વર અંગરક્ષક બંને આવીયા શ્લાઘા થઇ છે નૃપની ત્રણ લોકજો. સત્ય. ૨૧. ધન્ય છે ધન્ય છે સત્ય શિરોમણી રાયને, જેમ જેમ કસીયે તેમ તેમ કંચન-વાનજો, સુરપતિ આગળ સ્તુતિ કરે હરિશ્ચંદની, દીઠો ન જગમાં ધૈર્યમાં મેરૂ સમાનજો.સત્વ. ૨૨. વિચારંતા પ્રભુ શાન્તિ જિનવર આવીયા, રાયને રાણી વંદન અર્થે જાયજો, દેશનાંતે હરિશ્ચંદ પૂરવ ભવ પૂછીયો, શ્યા કારણથી ભંગીપણું મુજ થાયજો સત્ય. ૨૩. બાર વરસ લગે દુઃખના ડુંગર દેખીયા સુતારા શિરપર આવ્યું મહાન કલંકજો, વિખુટો કર્યો પુત્રને રાણીથી મુજને, કારણ વિણ કદી કાર્ય બને ન નિઃશંકજો, સત્ય. ૨૪. પ્રભુ કહે રાય રાણી તમે પૂર્વે હતા. સાથે સાથે બેમુનિ આવ્યા

તુમ ગામજો, રૂપ દેખીને રાણી બીંધાણી કામથી, બોલાવે દંભથી દાસી દ્વારા ભીડી હામ જો. સત્વ. ૨૫. હાવ ભાવ દેખાડયા બહુ એકાંતમાં પણ મુનિ કહે છે ભસ્મ થયો અમ કામજો, તેથી અમારો કામ હવે નથી જાગતો, વળી મળમૂત્રની કુંડી કાયા છે ઉદામ જો. સત્વ. ૨૬. નિરાશી થઇ રાણી નૃપ કને જઈ, આળ ચડાવ્યું મુનિ ઉંપર નિરધાર જો. તાડના પૂર્વક બંધીખાને નંખાવીયા, માંસાતે રાય કરે પસ્તાવો અપાર જો. સત્વ. ૨૭. દોષ ખમાવી મુનિથી સમકિત પામીયા મુનિવર બન્ને કાળ કરી દેવ લોકજો, કસોટી મોષથી વૈર પુરવ તેણે વાળીયું, સુખદુઃખ નિમિત્ત કર્મ જાણી તજો શોકજો. સત્વ. ૨૮. રાયને રાણી જાતિસ્મરણ પામિયાં અલ્પ નિદાનને દીઠો વિપાક મહાન જો જગતની વિચિત્રતા સર્વે અનુભવી કર્મબંધનના છોડયાં સકળ નિદાન જો. સત્વ ૨૯. સાકેતપુરનું રાજ્ય દઇ રોહિતાશ્વને દીક્ષા લીધી સોળમાં જિનવર પાસ જો કેવળ પામી શિવપુરમાં સીધાવીયાં નીતિ ઉદયનો કરજો શિવપુર વાસ જો. સત્વ. ૩૦.

## ૪૯. શ્રી સિદ્ધચક્રજીનું સ્તવન.

[ નમો રે નમો શ્રી શેત્રુંજા ગિરિવર—એ દેશી. ]

સકલ સુરાસુર વંદ્ય નમીજે, શ્રીસિદ્ધચક્ર પ્રધાન રે; ઇહભવ પરભવ શિવસુખ કારણુ, વારણુ કર્મ વિતાન રે. સ૦ ૧. પ્રથમ પદે અરિહંત નમીજે, ચાર અતિશયવંત રે; પ્રાતિહારજ આઠની શોભા, બાર ગુણે ભગવંત રે. સ૦ ૨. આઠ કરમને નાશે જિનવર, આઠ ગુણે પ્રગટાય રે; એહવા સિદ્ધ પ્રભુને નમતી, દુરિત સકલ દૂર જાય રે. સ૦ ૩. આચારજ પ્રણમો પદ ત્રીજે, ગુણ છત્રીસ સુહાય રે; પાઠક પદ ચોથું નિત પ્રણમું, ગુણ પચવીસ કહાય રે. સ૦ ૪. સત્તાવીસ ગુણે કરી સાધુ, દુષ્ટ કરમ ભવ જીપે રે; ચાર સદ્દહણા આદે સડસઠ, ભેદે દરિસણુ દીપે રે. સ૦ ૫. સાતમે નાણુ નમો ભવી ભાવે, ભક્તિ કરી શુભ મન્ન રે; પાંચ કહ્યા મૂલ ભેદજ ચારૂ, ઉત્તર એકાવન્ન રે. સ૦ ૬. સંયમ સત્તર પ્રકારે આરાધો, નવમે પદ તપ સાર રે; તે તપ બારે ભેદે વખાણ્યો, અવિચલ પદ

દાતાર રે. સ૦ ૭. એ નવપદમાં આતમા રે, નિજ આતમમાં એહ રે; મયણા ને શ્રીપાલે આરાધ્યો, નવમે ભવે શિવગેહ રે. સ૦ ૮. પાંચ ગુણિમાં ગુણ રહ્યા રે, ગુણી સેવે ગુણ હોય રે; ધ્યેય ને ધ્યાતા ધ્યાનથી જાણો, ભેદ રહ્યો નવિ કોય રે. સ૦ ૯. ઇમ નવપદ જે ધ્યાવે પ્રાણી, તે શુભવિજય વરંત રે; વીર કહે સુણ શ્રેણિક તે નર, સિદ્ધિવધૂ-વર-કંત રે. સ૦ ૧૦.

## અથ શ્રી માણિભદ્રજીનો છંદ

### દોહા.

સરસ વચન દો સરસ્વતિ, પૂજું ગુરૂકે પાય. ગુણ માણિકના ગાવતાં, સેવકને સુખ થાય. ૧. માણિભદ્ર મેં પામીયો, સુરતરૂ જેહવો સ્વામી. રોગ શોગ દૂરે હરે, નમું ચરણ શિર નામી. ૨ તું પારસ તું પોરસો, કામકુંભ સુખકાર. સાહિબ વરદાયી સદા, અનધાનનો આધાર, ૩. તુંહિજ ચિંતામણિ રત્ન, ચિંતા ચેન નિતાર. માણિક સાહિબ માહરા, દોલતના દાતાર. ૪. દેવ ઘણા દુનિયાંનમેં, સુણતા કરે સન્માન. માણિભદ્ર મોટા મરદ, દીપે દેશ દીવાન. ૫.

### અમિયલ્લ છંદ.

દીપતો જગ માહિ દીસે, પિશુત તણાં દલ તુંહિજ પીસે. અષ્ટ ભયથી તુંહિજ ઉગારે, નિંદા કરતાં શત્રુ નિવારે. ૬. જગમુખ્ય દેવ મહા ઉપગારી, ઐરાવણ જિણરે અસવારી. માણિભદ્ર મોટો મહારાજા, વાજે નિત છત્રીશે વાજાં. ૭ હેમવિમલ સૂરિ વરદાઈ, ક્ષેત્રપાલક્ષણ ખાડયો ખાઇ. એણેવેલા માણક તું ઉડયો ભેરવને ગુરજાશું કૂડયો. ૮. માનોજી માણિક વચન હમારો, થેં છોડો હું ચાકર થારો, માણિભદ્રજી વાચા માની, કાલો ગોરો કિદ્ધા કાની. ૯. પાઠ ભક્ત પણ વાંચા પાલી, વલતી સામગરી સંભાલી જાલિમ માણિક બાંહે ઝાલ્યો, દેશ અઢારે જદિ ઉજવાલ્યો. ૧૦. કુમતિ રોગ કીયો નિકંદન, માણિભદ્ર તપ ગચ્છરો મંડન ધ્યાન ધરે એક તારી જ્યારે, તેહનાં કારજ વેલાં સારે. ૧૧. બોલશિર શાખે દરબારે, વસુધા કીર્તિ અધિક વધારે, આઠમ ચૌદશ જે આરાધે, સઘલા જાપ દીવાલી

સાધે. ૧૨. શ્રી મણિભદ્ર પૂજે જે મોટો, તાસ ઘરે કહિય ન આવે ત્રોટો ભાવે કરી તુજને જે ભેટે, માણિક તેહનાં દાલિદ્ર મેટે. ૧૩. ધન અખૂટ તે બહુ રુદ્ધિ પાવે, માણિક તત્ક્ષણ રોગ ગમાવે સેવકને તું બાંહે સાહે, મહિમા થાયે મહીયલ માંહે, ૧૪. જો મુજને સેવક કરી જાણો, તો માણિક એક વિનતિ માનો, દિલ ભરી દર્શન મુજને દીજે, કૃપા કરી સેવક સુખ કીજે. ૧૫.

દોહા

તું વાસી ગુજરાતનો, નવ ખંડે તુજ નામ; મગરવાડે મોટો મરદ, કવિયાં સારે કામ. ૧૬. સેવકને થેં શીખવો, હુકમ પ્રમાણ હમેશ; જિણ વિધ હું પૂજા કરૂં, સેવા દેઓ હમેશ. ૧૭. કરો અજાચી કવિયણ, માણિભદ્ર માબાપ, દિલ ભરી દર્શન દીજીએ, સેવક ટાલ સંતાપ. ૧૮. માણિભદ્ર મહારાજશું, ઉદય કરે છે અરજ મૂલમંત્ર મુજને દીયો, રાખો માહરી લજ્જ. ૧૯.

## અડિયલ્લ છંદ.

વસુધામાં મારી લાજ વધારો, ન્યાત ગોત્રમેં કુજશ નિવારો દુઃખ દાલિદ્ર હરિજે દૂરે, પુત્ર તણી તું વાંછા પૂરે. ૨૦ સેનાનીને તું સમજાવે, અવનીપતિ પણ તુમ પાસ આવે, વિઘ્ન અનંતો રાજ નિવારો, મણિભદ્ર મુજ શત્રુ નિવારો. ૨૧. સઘલાં નર નારી વશ થાય, શાકિણી ડાકિણી નાસી જાય, ભૂત પ્રેત તુજ નામે નાસે, નાહર ચોર કદિ નવ વાસે. ૨૨. મોટા દાનવ તુંહિ મરોડે, તાવ તેજરા તુંહિજ તોડે, હરિ હર દેવ ઘણાય હોયે, તિણમેં તુમ સરિસો નહીં કોયે. ૨૩. ભાવે અડસઠ તીરથ ભેટો, ભાવે શ્રી મણિભદ્રને ભેટો સુરપતિ માહરી અરજ સુણીજે, કવિયણને તત્ક્ષણ સુખ કીજે ઘો વંછિત માણિક વરદાઇ, સેવકને ગહગટ્ટ સુહાઇ. ૨૪.

### કલશ. છપ્પન છંદ.

ગુણ ગાતા ગહગટ્ટ, અન્ન ધન કપડો આવે. ગુણ ગાતાં ગહઘટ, પ્રગટ ઘર સંપદ પાવે. ગુણ ગાતાં ગહબન, રાજમાન મોજ દીરાવે; ગુણ ગાતાં ગહગટ્ટ લોક સહુ પૂજા લ્યાવે, સુખ

કુશલ આશા સફલ, ઉદયકુશલ એણી પરે કહે. ગુણ માણિકનાં ગાવતાં, લાખ લાખ રીઝાં લહે. ૨૫. ઇતિ.

## અથ પદ્મમાવતી માતાનો છંદ.

દોહા—દાનવ મું'ચિત સધન ધન. ચલિતાસન અહિરાજ. ફેનન થગન પદ્માવતી, નચત નાચ શિવકાજ. ૧.

છંદ ચાલ—પાય ઠમકતી ઠણુણુ, ઘુઝર ઝણુણુ, ઘણુણુ, નેઉર ઘણુકંતી. ચુડી અતિ ખણુણુ, ઘુઘરી ઘણુણુ, ફણુણુ, પુદડી ફરકંતી. વીણારવ જણુણુ કાંશિય કણુણુ, તણુણુ તંતિય તાણુભરે. પઉમાવે અમરિય જિન ગુણ સમરીય, રંગભર રાચીય નાચ કરે. ૧. વાજત સમ તાલન, દુંદુહી ચાલન, ભાલન ફેરી ભણુકંતી. ડુકકમ ડમ ડમનન શંખશોભનન, કણુણુ કાંશીય કણુણુંતી. કલ અકલયકારી, અતિ મનોહારી, વાણી શ્રવણા સુખ કરે. પઉમાવે૦ ૨. માણુક પધકડીયાં, મોતીશું જડીયાં, આડી અંગે ઓપંતી. લાયક જગનાયક, મનમથ ઘાયક, પાયે અખીયાં રોપંતી, બામડી લોડાવતી, જિન ગુણ ગાવતી, ભાવતી ભાની ચિત્ત ખરે. પઉમાવે૦૩. વાજે ડફવીણા, રસભર લીણા, ઝીણા નાદે ઝણુણુંતી. આવે અલવંતી, દેવીસુ પંત્તી દેહ સુકંતી દીપંતી. ચુંદભી નવરંગી, આંગિયા ચંગી, નવલ સુરંગી રંગભરે, પઉમાવે૦ ૪, તું દૈત્ય સંહારી, વિઘ્ન વિડારી, સમકિતધારી, જયકારી. શાસનસુરી સારી, સગ ભય વારી, અહિપતિ પ્યારી મનોહારી. સાગર હરિઅરિ કિરિ જલન જલોદર, નામ જપ્યાં દુઃખ દૂર કરે, પઉમાવે. ૫. પારશ પરમેશ્વર, ભુવન દિણેસર, અલવેસરપદ સેવંતી. ક્ષમા જિન ઉત્તમ, પદમાવિજય શુભ રૂપવિજયપદ દેવંતી, શંખેસર ઇસર, ત્રિભુવન દિનેસર, સેવાકારી ભકિતરે. પઉમાવે, ૬. ઇતિ,

## અથ કર્મ ઉપર છંદ.

### ચોપાઇની દેશી.

આદિ જિનેશ્વર કરૂં પ્રણામ, સમરું સરસ્વતી સામિણી નામ કર્મ તણી ગતિ વિષમી કહું, કર્મ તણાં ફલ સુણજો સહુ. ૧. કર્મે આદીસર ભગવન, વર્ષ દિવસ નવ પામ્યા અન્ન, ભરત બાહુબલ

ઝગડો કરયો, કર્મે મલ્લિનાથ સ્ત્રીવેદ ધરયો. ૨. આદીસર સાથના યતિ, મૂકી વેષ હુઆ મઠપતિ, ખંધક સૂરિ શિષ્ય પાંચસેં, ઘાણી ઘાલ્યા શિવપુર વસે. ૩. શિષ્ય સહુ મુક્તિ પામ્યા સહી, આપ ભુવનપતિ પદવી લહી, કર્મે બ્રહ્મા કરયો કુંભાર, કર્મે વિષ્ણું દશ અવતાર, કર્મે ઇશ્વર દીધી શીખ, કર્મે મુંજ મંગાવી ભીખ. ૫. કર્મે ઇંદ્ર અહિલ્યાશું રમ્યો, કર્મે રામચંદ્ર વન ભમ્યો, કર્મે પાંડવ ગયા વિદેશ, કર્મે નલ ભમીયા બહુ દેશ. ૬. દમયંતીને પડયો વિયોગ, કુબેરદત્ત માય બહેન સંયોગ, ખંધક કુમાર ઉતારી ખાલ, સતી સુભદ્રા ચઢીયું આલ. ૭. વંકચૂલ રાય ઘરે અવતાર ચોર થઇ રહ્યો પલ્લિમઝાર મલયાસુંદરી મહાબલ ધણી, પૂર્વ કર્મ કરમાં રે વણી. ૮. વંશ અગ્રે એલાચી પુત્ર, કર્મે પામ્યો જ્ઞાન પવિત્ર, કર્મવશે શ્રી આર્દ્રકુમાર, મૂકી વેષ માંડયો વ્યાપાર. ૯. ગજસુકુમાર શિર બાંધી પાલ, ભરી અંગાર કરયું પરજાલ, કર્મે નવ નંદ કરપી હુઆ, મમણ ધન મેલીને મુઆ. ૧૦. યુગલ ગયું કર્મે નારકી, શૂલી સુદર્શન કરમે થકી. મુનિ આષાઢે કીધું એમ, ગુરૂ છંડી વેશ્યાશું પ્રેમ. ૧૧. નંદિષેણ જુઓ મુનિરાય, મૂકી વેષ વેશ્યા ઘર જાય, સૂરજ ગતિ ભમે નિશદિશ, કર્મતણી છે ઐસી જગીશ. ૧૨ સુકોસલ વાઘણી મુખ પડયો, મેતારજ સોનારી નડયો. રહ્યો કોશ્યા ઘર સ્થુલિભદ્ર યતિ, કર્મે પાપ ન લાગ્યું રતિ. ૧૩. ખોડ બલંતો પન્નગ જેહ, ધરણેંદ્રપદવી પામ્યો તેહ. મુનિસુવ્રત વાણી અનુસરી, વાજી પોહોતો દેવનપુરી. ૧૪. પૂરવ કર્મે શ્રી મહાવીર, શ્રવણે ખીલા ચરણે ખીર. નામે હરિબલ માછી વલી, કર્મે સ્ત્રી પામ્યો નિરમલી. ૧૫. અરણિક મુનિ દીક્ષાથી પડયો, ચંડકોશીઓ સુરપદવી ચડયો. શાસ્ત્ર નિમિત્તિઆ કૈ કૈ કહ્યા, મૂકી વેશ ઘર વાસી રહ્યા ૧૬. મુનિવર માસખમણના ધણી, તે ગતિ પામ્યા પન્નગ તણી. કુરગડુને જમતાં નાણ, એહ કર્મ તાણું અહિનાણ. ૧૭, કર્મે ઉત્તમ કુલની નાર; તેહ વાંછે બીજો ભરતાર. કઠિયારો ઇમ શીલે રહ્યો, દ્રવ્ય છંડીને નાસી ગયો. ૧૮. કર્મ થકી ભરતે શું કીધ,

આરિસામાં કેવલ લીધ. વલી તંદુલ મચ્છ કર્મે કરી, સાતમે નર્કે પોહોંચે વલી, ૧૯, કંડરિક પુંડરિક બંધવ બે, એક રાજા એક દીક્ષા લે, પડીયો મુનિવર ચડીયો રાય. જરાકુમરે મારયો નિજ ભાય, ૨૦, કર્મે દર્દુર સુરવર થાય, કર્મે રલીયા રંક ને રાય, કર્મે હાથી નર અવતાર, પ્રત્યક્ષ પેખો મેઘકુમાર. ૨૧- બાલપણે શ્રી વયરકુમાર, પારણે ભણીયા અંગ ઇગ્યાર, લક્ષમણા નામે જે મહાસતી, કર્મે તે ચૂકી શુભ ગતિ. ૨૨. મયણાસુંદરી નરપતિ સુતા, વરીયો કોઢી સહુ દેખતાં, કર્મે ચુલણી મારે પુત્ર, કર્મે ભાંજી રહે ઘરશૂત્ર. ૨૩. હરિકેશી બલ પુરવ યતિ, કુલ ચંડાલ તણે ઉત્પત્તિ. કર્મ તણી ગતિ જુએ ઇસી, સારે દેવ સેવા ઉલ્લસી, ૨૪. સતી સીતા સંકટમાં પડી. ઇચ્છાકારી બહુ કર્મે નડી. એક રડવડતાં સઘલે ભમે, તેહને કન્યા ન મલે કિમે, ૨૫. કર્મ તણાં ફલ જો જો દેવ બહોંત્તર સહુસ પરણ્યા વસુદેવ. કર્મે કેસરી કેવલ લીયો, કર્મે ભામંડલ જીવીયો. ૨૬. કર્મે ભગિની કરવા દ્રોહ કર્મે શૂલી થયાં સુરલોય. કર્મે ચોરી રોહિણુ કરે, કર્મે પુણ્યવંત ભૂખે મરે, ૨૭. કર્મે વિક્રમને શિર આલ, લહે કેવલ એવંતો બાલ. ઘણી વેઢ લગે નવ નારદ, કર્મે શુદ્ધ બુદ્ધ પામ્યા બલદ. ૨૮. ચૌદ પૂરવધારી જે મુનીશ, પડયા નિગોદે વહી નિશદિશ. સુભૂમ રાજા નરકે ગમન બ્રહ્મદત્તને ગમીયાં નયણ. ૨૯. દઢપ્રહારે કરી હત્યા ચાર, તોહિ મુક્તિફલ લીધાં સાર, ગૌતમસ્વામી ગણધર જોય, દેવશર્મા બ્રાહ્મણ પ્રતિબોધ. ૩૦. કર્મ તણી ગતિ કિમ કહેવાય, નિજ પ્રેમદા શિર કીડો થાય, કર્મે અરજુનમાલી અણગાર, પાતિક ઉતાર્યાં નિરધાર. ૩૧ હરિચંદ રાજા સાહસધીર, કર્મે ડુંબ ઘરે વહ્યું નીર, પરશુરામ જમદગ્નિની જાત, ક્ષત્રીની તેણે કીધી ઘાત. ૩૨. પ્રભવો હુંતો મોટો ચોર, તિણે લીધું સંજમવ્રત ઘોર; ભદ્રબાહુ સ્વામી ગુરુ ભાય, વરાહમિહિર નામે કહેવાય. ૩૩. મૂકી દીક્ષા ભાખે જોષ, ઇણી પરે કરે ઉદરનો પોષ, સનત્કુમાર કરતો રંગરોલ, ડીલે રોગ ઉપના છે સોલ. ૩૪ દશ શીશ રાવણ કીધ કલોલ, કર્મે દશ શિર હુઆં

રોલ, કર્મે નિર્ધનને ધનવંત, કર્મે થાય સંત અસંત. ૩૫. ચંપક-સેન દાસીનો પુત્ર, લીધું વ્રત દત્તધરસૂત્ર, કર્મે પુત્ર કેવલસીરી લહે, પામી કેવલ ઘરમાં રહે. ૩૫. કીધાં કર્મ ન આવે પાર, દેખો દ્રૌપદી પંચ ભરતાર, શાસ્ત્ર માંહિ છે ઘણા વિચાર, તે કહેતાં નવ આવે પાર. ૩૬. સુલસા શ્રાવિકા કર્મે ઓધાન, સુત બત્રીસે ધર્યા પ્રધાન, એક ધરમીને થાયે જ્યાન, એક પાપી પામે બહુમાન. ૩૮. તે દેખી મમ ધરજો રોષ, પૂરવ કર્મ તણો એ દોષ, નિંદા કરો કો કેહ તણી, નિંદા થાયે દુરગતિનો ધણી, ૩૯. જેહને હોય નિંદાનો ઢાલ, તે બોલ્યો ચોથો ચંડાલ, પર તણી જે નિંદા કરે, પિંડ પોતાનો પાપે ભરે. ૪૦. તેહને સાધુ કહે જગબાપ, જે કેહને ન કરે સંતાપ, કવિ કહે તસ લાગું પાય, જિમ મુજ દુઃખ તે સઘલાં જાય. ૪૧. જેહને જેહવી હોયે મતિ, તેહને તેહવી થાયે ગતિ, તે દેખી મત ધરજો રોષ, પૂરવ કર્મ તણો એ દોષ. ૪૨. જો કરો નિંદાની ખાંત; નિંદા આપ કરો દિનરાત નિજ આતમને દીયે ઉપદેશ, તે જન કરશે મુગતિ પ્રવેશ. ૪૩. તપગ-છનાયક જગગુરુ નામ, શ્રી હીરવિજય સૂરિ અભિરામ પટધર શ્રી વિજયસેન સૂરિશ, રતનસાગર પ્રણમે નિશદિશ. ૪૪.

### કલશ હરિગીત છંદ.

ઇમ આદિનીરે અંતધીરે, કરયાં કર્મ સહુ ભોગવે શ્રી ચક્રવર્ત્તિપદ વસુદેવ રાજા, શુભ અશુભ ફલ ભોગવે સુણુ જીવડા એક પુણ્ય કરતાં, દુષ્કૃત સઘલાં ખેપીએ મુક્તિનારી પામે સારી, જિન-વરવાણી જે પીએ. ૪૫. ઇતિ કર્મનો છંદ સમાપ્ત.

## અથ શ્રી હેતવિજયજી કૃત અઢાર નાતરાની સજ્ઝાય.

### :ઢાળ પહેલી:

પહેલાં તે સમરૂં પાસ પંચાસરોરે, સમરી સરસતી માયા; નિજ ગુરૂ કેરાં રે ચરણ નમી કરી રે, (રચશું) કહેશું રંગે સજ્ઝાય; ભવિ તુમે જોજો રે સંસાર નાતરાં રે. ૧. એક ભવે હુઆરે અઢાર; એહવું જાણીને દૂરે નિવારજો રે; જિમ પામો સુખ અપાર.

ભ. ૨. નગરમાં મોટું મથુરાં જાણીએ રે, તિહાં વસે ગણિકા એક; કુબેરસેના રે નામ છે તેહનું રે; વિલસે સુખ અનેક. ભ. ૩. એક દિન રમતાં પર શું પ્રેમમાં રે, ઉદરે રહ્યું ઓધાન; પૂરણ માસે પ્રસવ્યું જોડલું રે, બેટો-બેટી સુજાણ. ભ. ૪. વેશ્યા વિમાસે આપણે ઘરે રે, કુણ જાળવશે એ બાળ; ક્ષણ ક્ષણ જોવાં-ધોવાં ને ધવરાવવાં રે, કુણ કરે સાર-સંભાળ. ભ. ૫. એહવું વિમાસી રે પેટીમાં લઇ રે, ઘાલ્યાં બાળક દોય; માંહે તે મેલી નામાંક્તિ મુદ્રિકા રે, નદીમાં ચલાવે સોય. ભ. ૬. જમુનામાં વહેતી રે આવી શૌરીપુરેરે વાણું છે વાહ્યું તે વાર; તવ તિહાં આવ્યા રે દોય વ્યહવારીયા રે; નદી કાંઠે હર્ષ અપાર. ભ. ૭. દૂરથી દીઠી પેટી આવતી રે, હૈડે વિમાસે દોય; એહમાં જે હોશે તે આપણ બિહુ રે, વ્હેંચી લેશું સોય. ભ. ૮. બોલ બન્ધ કીધા વ્યહવારીએ રે, કાઢી પેટી તે બાર, પેટી ઉપાડી રે છાની સોડમાં રે, લેઇ આવ્યા નગર મોઝાર. ભ. ૯. પેટી ઉઘાડી રે તેમાં નિહાળતાં રે, દીઠાં બાળક દોય; મનમાં વિચારે રે દોય વ્યવહારીયા રે, શું જાણે પુર કોય. ભ. ૧૦. જેને સુત નહિ હવો તેણે બેટો લીયો રે, બીજે બેટી હો લીધ; મુદ્રિકા મેળે રે નામ કુબેરદત્ત દિયો રે, કુબેરદત્તા વળી દીધ. ભ. ૧૧. અનુક્રમે વાધ્યાં રે દોય ભણ્યાં ગણ્યાં રે, પામ્યા જોબન સાર; માત તાતે જોઇને પરણાવીયાં રે, વિલસે સુખ અપાર. ભ. ૧૨.

**:ઢાળ બીજી:**

એક દિન બેઠા માળીયે રે લાલ, નરનારી સળી રંગ રે; રંગીલા કંત સાર પાસે રમતાં સોગઠે રે લાલ, આણી મનમાં ઉમંગરે. રં. ૧. આવોને પિયુડા આપણ ખેલીએ રે, કહું છું ઘણી મનોહાર રે, રં. હાસ્ય વિનોદ કરે ઘણાં રે લાલ, માને ધન્ય અવતાર રે રં. આ. ૨. રમત રમે ખુશીમાં ઘણાં રે લાલ, દાવ નાખે ભરતાર રે; રં. દીઠી નામાંક્તિ મુદ્રિકા રે લાલ, હૈડે વિમાસે નાર રે. રં. આ. ૩. બેહુ રૂપે બેહુ સરીખાં રે લાલ, સરખાં

વીટીમાં નામ રે, રં. નારી વિચારે ચિત્તમાં રે લાલ, મે એ કીધો અકામ રે. રં. આ. ૪. રમત મેલી પિયરમાં ગઇ રે લાલ, પૂછો માતાને વાત રે; રં, માત કહે હુ જાણું નહીં રે લાલ જાણે તાહરો તાત રે. રં. આ. ૫. તાત કહે સુણજો સુતાં રે લાલ, સંક્ષેપે સઘળી વાત રે; રં. પેટીમાંથી વ્હેંચીયાં રે લાલ, બાળક હોય વિખ્યાત રે. રં. આ. ૬. કુબેરદત્તા મન ચિંતવે રે લાલ મેં કીધો અપરાધ રે, રં. ભાઇ વર્યો ને ભાઇ ભોગવ્યો રે લાલ, એ સવિ કર્મની વાત રે. રં. આ. ૭. એમ ચિંતવીને સંયમ લીયો રે લાલ, પાળે પંચાચાર રે; રં. સમિતિ ગુપ્તિનો ખપ કરે રે લાલ, છ કાય રક્ષા સાર રે. રં. આ. ૮. કુબેરદત્ત મન ચિંતવે રે લાલ, એ નગર માંહે ન રહેવાય રે; રં. બ્હેન વરીને બ્હેન ભોગવી રે લાલ, ઘર ઘર એ કહેવાય રે. રં. આ. ૯. કુબેદદત્ત તિહાંથી ચાલીયો રે લાલ, આવ્યો મથુરા માંય રે; રં. વેશ્યા મન્દિર આવીયો રે લાલ, કરે વેશ્યા શું અન્યાય રે. રં. આ. ૧૦. કુબેરદત્ત નિજ માત શું રે લાલ, સુખ વિલસે દિન-રાત રે; રં. એમ કરતાં સુત જનમીયો રે લાલ, એ સવિ કર્મની વાત રે. રં. આ. ૧૧. તપ—જપ-સંયમ સાધતા રે લાલ, પાળતાં કીરિયા સાર રે; રં. કુબેરદત્તાને અવધિ ઉપન્યું રે લાલ, દિયે તિહાં જ્ઞાનવિચાર રે. રં. આ. ૧૨. અવધિજ્ઞાને સાધવી રે લાલ, દેખે મથુરા મોઝાર રે; રં. નિજ જનનિથી સુખ વિલસતો રે લાલ, ધિકધિક તસ અવતાર રે. રં. આ. ૧૩. ગુરૂણીને પૂછી કરી રે લાલ, આવી મથુરાં ગામ રે; રં. વેશ્યા મન્દિર જઇ ઉતરી રે લાલ, કરવા ધર્મનું કામ રે. રં. આ. ૧૪.

## ઢાળ ત્રીજી.

ઇણ અવસર નાનો બાલુંડો રે કાંઇ, પારણે પોઢયો જેહ; ગાઉં હાલરૂઆં હાલો હાલો, કહી હુલરાવતી રે કાંઇ; સાધવી ચતુર સુજાણ. ગા. ૧. સગપણ છે તાહરે માહરે રે, કાંઇ, દીકરો-દેવર ભાઇ. સુ૦ ૨. સગપણ છે તાહરે માહરે રે કાંઇ; ખટ બીજા

કહું તેહ; શુ૦ બન્ધવ પિતા વડવો રે કાંઇ, સસરો સુત ભરતાર. સુ૦ ૩, સગપણ છે તાહરે માહરે રે કાંઈ, ખટ બીજાં કહું તેહ, સુણ તું માતાજી. માતા કહું સાસુ કહું રે કાંઇ, વળી કહું શોકય ભોજાઈ. સુ૦ માતાજી. ૪ વડીઆઈ વળી પુત્રવધુ કહું રે કાંઇ તુજ મુજ સગપણ એહ; સુ૦ માતાજી. એહ સંબંધ સવિ સાંભળી રે કાંઈ, ઘરમાંથી આવ્યાં હોય, સુણ તું શ્રમણીજી. ૫. અછતાં આળ ન દિજીયે રે કાંઇ, તુમ મારગ નહિ એહ; સુ૦ શ્ર૦ શ્રમણી કહે સુણો હોય જણાંરે કાંઈ, ખોટું નહિંય લગાર; તુમે સાંભળજો. ૬. પેટીમાં ઘાલી મૂકીયાં રે કાંઈ, જમુનાયે વહેતી જોગ, તુમે સાંભળજો. શૌરીપુર નગર તિહાં વળી રે કાંઇ, પેટી કાઢી સોય. તુ. ૭. ઈમ નિસુણી તે દોય જણે રે કાંઇ, સંયમ લીધો તેણી વાર; તુમે૦ સંયમ લેઇ તપ આદરી રે કાંઇ, દેવલોકે પહોંચ્યા સાર રે, મન રંગીલા ૮. તપથી સવિ સુખ સંપજે રે કાંઇ, તપથી પામે જ્ઞાન રે, તપથી કેવળ ઉપજે રે કાંઇ, તપ મ્હોટું વરદાન રે, મ. ૯. તપગચ્છપતિ ગુણ ગાવતાં રે કાંઈ, ઋદ્ધિ વૃદ્ધિ ઘર થાય; મ૦ પંડિત દાનવિજય તણો રે કાંઇ, હેતવિજય ગુણ ગાય. મ૦ ૧૦.

## અથ શ્રી નાગીલાની સજ્ઝાય.

ભુદેવ ભાઈ ઘેર આવીયારે, પ્રતિબોધવા મુનિરજરે; હાથમાં તે લીધો ઘૃતનો પાતરો રે, ભાઇ મુને આઘેરો વળાવરે; નવિ રે પરણ્યા તે ગોરી નાગીલા રે ૧. એમ કરી ગુરૂજી પાસે આવીયા રે, ગુરુજી પૂછે કાંઇ દીક્ષાના ભાવ રે; લાજે નાકારો નવિ કહ્યો રે, લીધી ભાઈને ભાવ રે. ન. ૨, બાર વર્ષ સંજમે રહ્યા રે, મનમાં ધરતાં નાગીલાનું ધ્યાન રે; હા હા મૂર્ખ એ મેં શું કર્યું રે, નાગીલા તજી જીવન પ્રાણ રે. ન. ૩. માત ને પિતા તેહને નથી રે, એકલડી અબળા બાળ રે; સોલ વર્ષની સુંદરી રે, સુંદર તનું સુકુમાર રે. ન. ૪. શશી વદની મૃગ લોયણી રે, વલવલતી મૂકી ઘરની નાર રે; મુજ ઉપર અનુરાગીણીરે, હવે લેહુ તેહની

સંભાળ રે. ન. ૫. ભવદેવ ભાંગે ચિત્તે આવીયા રે, વિણુ ઓળખી પૂછે ઘર નાર રે; કોઈએ દીઠીરે ગોરી નાગીલા રે, અમે આવ્યાછી વ્રત છોડનહાર રે. ન. ૬. અમર લોક તજી કરી રે, નરક ગ્રહે કોણ હાથ રે; પામી સુખ તજી કરી રે, હા હા પડીયો કષ્ટ જંજાળ રે. ન. ૭. નારી ભણે રે સુણો સાધુજી રે, વમ્યો ન લેવે કોઇ આહાર રે; હસ્તિ છંડી ને ખર કોઇ નવિ ગ્રહે રે, તુમે છો જ્ઞાનના ભંડાર રે. ૮. ઉદક વામે લીએ આહારને રે, નહિ માનવનો આચાર રે; તમે જે ઘર તરૂણી તજ્યા રે, હવે શી તેહની સંભાળ રે. ૯. નારી નરકની ખાણુ છે રે, નરકની દીવી છે નાર રે; તમે તો મહા મુનિરાજ છો રે, જેમ પામો ભવનો પાર રે. ન. ૧૦. અંકુશે ગજ વશ્ય આણ્યો રે, રાજમતિએ રહનેમ રે, વચન અંકુશે વાળીઓરે નાગીલાએ ભવદેવ તેમ રે. ન. ૧૧. નાગીલાએ નાથ સમજાવીઓ રે, ફરી લીધો સંજમભાર રે; ભવદેવ દેવલોકે ગયા રે, હુવા છે શિવકુમાર રે. ૧૨. ત્રીજે ભવે જંબૂસ્વામીજી રે, પરણ્યા પદ્મણી આઠ રે; ક્રોડ નવાણું કંચન લાવીયા રે, તે છે સિદ્ધાંતનો પાઠ રે. ન. ૧૩. પ્રભવાદિક ચોર પાંચશે રે, પદ્મણી આઠે નાર રે; કર્મ ખપાવી મુકતે ગયા રે, સંઘ વિજય (સમયસુંદર) સુખકારરે. ન. ૧૪.

## શ્રી મૃગાપુત્રની સજ્ઝાય.

દુહા:

પ્રણમી પાર્શ્વ જિણંદને, સમરી સરસ્વતી માય; નિજ ગુરુ ચરણ નમી કરી, ભણશું મહા મુનિરાય. ૧. રાજઋદ્ધિ લીલા પરિહરિ, લીયો સંયમભાર; તેહ મૃગાપુત્ર ગાયશું, સુણજો સહુ નર–નાર. ૨. સંક્ષેપે કરી વર્ણવું, સૂત્રે છે વિસ્તાર; ભણતાં–સુણતાં–ધ્યાવતાં, લહીએ ભવનો પાર. ૩. ભોગી નરમાં ભમરલો, ઋષિમાંહી શિરદાર; તસ ગુણ વર્ણવતાં થકાં, ત્રુટે કર્મ અપાર. ૪.

### ઢાળ

સુગ્રવનગર સોહામણુંજી બલભદ્ર તિહાં રાય; તસ ઘર ઘરણી મૃગાવતીજી, તસ નંદન જુવરાય, હો માડી, ક્ષણુ લાખેણી રે જાય

૧. બળ શ્રી નામે ભલોજી, મૃગાપુત્ર પ્રસિદ્ધ; માતાને નામે કરીજી, ગુણ નિષ્પન્ન તસ દીધ. હો માડી. ૨. ભણી-ગણી પંડિત થયોજી, જોબનવય જબ આય; સુંદર મંદિર કરાવીયાંજી, પરણાવે નિજ માય. હો માડી. ૩. તવ વય રૂપે સારિખીજી, પરણ્યા બત્રીશ નાર; પંચ વિષયસુખ ભોગવેજી, નાટકના ધમકાર. હો માડી. ૪. રત્ન જડિત સોહામણાજી, અદ્દભૂત ઉંચા આવાસ, દેવ દોગુંદકની પરેજી, વિલસે લીલ-વિલાસ. હો માંડી. ૫. એક દિન બેઠાં માળીયેજી, નાર ને પરિવાર; મસ્તક પગ દાઝે તળાજી, દીઠા શ્રી અણગાર. હો માડી. ૬. મુનિ દેખી ભવ સાંભર્યોજી, વસીયો મન વૈરાગ; ઉતર્યો આમણ દુમણોજી, જનનીને પાયે લાગ. હો માડી. ૭. પાય લાગીને વિનવેજી, સુણ સુણ મોરી માય; નટુવાની પરે નાચીયોજી, લાખ ચોરાશીમાંય. હો માડી. ૮. પૃથ્વી—પાણી—તેમ—તેઉમાંજી, ચોથી રે વાઉકાય; જન્મ—મરણ દુઃખ ભોગવ્યાંજી, તેમ વનસ્પતિમાંય. હો માડી. ૯. વિકલેંદ્રિય તિર્થંચમાંજી, મનુષ્ય દેવ મઝાર; ધર્મ વિહુણો આતમાજી, રડવડીયો સંસાર. હો માડી. ૧૦. સાતે નરકે હું ભમ્યોજી, અનંતી અનંતી રે વાર; છેદન—ભેદન ત્યાં સહ્યાંજી, કહેતાં ન આવે પાર. હો માડી. ૧૧. સાયરના જળથી ઘણાંજી, મેં પીધાં માતાનાં થાન તૃપ્તિ ન પામ્યો આતમાજી, અધિક આરોગ્યા ધાન. હો માડી. ૧૨.. ચારિત્ર ચિંતામણિ સમોજી, અધિક મ્હારે મન થાય; તન-ધન જોબન કારમાંજી, ક્ષણ ક્ષણ ખુટે આય. હો માડી. ૧૩. માતા અનુમતિ આપીયેજી, લેઇશું સંયમભાર; પંચ રત્ન મુજ સાંભર્યાંજી, કરીશું તેહની સાર. હો માડી. ૧૪. વયણ સુણી બેટા તણાજી, જનની ધરણી ઢળંત; ચિત્ત ઢળ્યું તવ આરડેજી, નયણે નીર ઝરંત. રે જાયા, તુજ વિણ ઘડી રે છ માસ. ૧૫. વળતી માતા ઈમ ભણેજી, સુણ સુણ મેરા રે પુત્ર; મનમોહન તું વાલહોજી; કાંઇ ભાંગે ઘર સૂત્ર રે. જાયા. ૧૬. મ્હોટાં મંદિર માળીયાંજી, રાન સમોવડ થાય; તુજ વિણ સહુ અળખામણાંજી; કિમ જાએ દિન-રાત. રે જાયા. ૧૭. નવ માસ વડા ઉદર ધર્યોજી, જન્મ તણાં દુઃખ દીઠ; કનક કચોળે પોષીયોજી, હવે હું થઇ

અનીઠ રે જાયા. ૧૮. જોબનવય નારી તણાજી, ભોગવો બહોળા રે ભોગ; જોબનવય વિત્યા પછીજી, આદરજો તપ જોગ. રે જાયા. ૧૯. પડયો અજાડી (ખાડા) જિમ હાથીઓજી, મૃગલો પડીયો રે પાસ; પંખી પડયો જિમ પાંજરેજી, તેમ કુંવર ઘરવાસ. રે જાયા. ૨૦. ઘર ઘર ભીક્ષા માગવીજી, અરસ વિરસ હોય આહાર; ચારિત્ર છે વચ્છ દોહિલુંજી, જેસી ખાંડાની ધાર. રે જાયા. ૨૧. પંચ મહાવ્રત પાળવાજી પાળવા પંચ આચાર; દોષ બેંતાલીશ ટાળીનેજી; લેવો સુઝતો આહાર. રે જાયા. ૨૨. વીણુ દાંતે લોહમય ચણાજી, કિમ ચાવીશ કુમાર; વેલુ સમોવડ કોળીયાજી, જિને કહ્યો સંયમભાર. રે જાયા. ૨૩. પલંગ તળાઇએ પોઢતોજી, કરવો ભૂમિ સંથાર; કનક કચોળાં છાડવાંજી, કાચલીયે વ્યવહોર. રે જાયા. ૨૪. માથે લોચ કરાવવાજી, તું સુકુમાલ અપાર; બાવીશ પરિષહ જીતવાજી, કરવા ઉગ્ર વિહાર. રે જાયા. ૨૫. પાય અણવાણે ચાલવુંજી, શિયાળે શીત વાય; ચોમાસું વચ્છ દોહિલુંજી; ઉનાળે લૂ વાય. રે જાયા. ૨૬. ગંગા સાયર આદિ કરીજી, ઉપમાં દેખાડી રે માય; દુક્કર ચારિત્ર દાખિયુંજી, કાયર પુરૂષને થાય. રે જાયા. ૨૭. કુમાર ભણે સુણ માયડીજી, સંયમ સુખ ભંડાર; ચૌદરાજ નગરી તણાજી, ફેરા તે ટાળણહાર. હો માડી. ૨૮, અનુમતિ તો લો આપું ખરીજી, કુણ કરશે તુજ સાર; રોગ જબ આવી લાગશેજી, નહિ ઔષધ ઉપચાર. રે જાયા. ૨૯. વનમાં રહે છે મૃગલાંજી, કુણ કરે તેહની સાર; વનમૃગની પરે વિચરશુંજી, એકલડા નિરધાર. હો માડી. ૩૦. અનુમતિ આપે માયડીજી. આવ્યા વનહ મઝાર; પંચ મહાવ્રત આદર્યાંજી, પાળે સંયમ ભાર. મુનીશ્વર ધન ધન તુમ અવતાર. ૩૧. મૃગપુત્ર ઋષિ રાજીયોજી, ષટ્કાયના ગોવાળ, એ સમ નહિ વૈરાગીયોજી, જિણે ટાલ્યો આતમ સાલ. મુનીશ્વર. ૩૨. ભણ્યો અધ્યયન ઓગણીસમેંજી, મૃગાપુત્ર અધિકાર; તપ–જપ–કીરિયા શુદ્ધ કરીજી, આરાધી આચાર. મુનિશ્વર. ૩૩. સંયમ દુક્કર પાળયુંજી, કરી એક માસ સંથાર; કર્મ ખપાવી કેવલ લહીજી, પહોંચ્યા મુક્તિ

મઝાર. મુનીશ્વર ધન ધન તુમ આવતાર.

## શ્રી સુબાહુકુમારની સજ્ઝાય.

હવે સુબાહુકુમાર એમ વિનનવે, અમે લેઇશું સંજમભાર; માડીરે મારીરે, મા મેં વીર પ્રભુની વાણી સાંભળી; તેથી જાણ્યો અથીર સંસાર. માડીરે, હવેરે નહિ રાચું રે સંસારમાં. ૧. અરે જાયા, તુજ વિના સુના મંદિર માળીયાં; તુજ વિના સુનારે સંસાર, જાયારે મોરારે કાંઇ માણેક-મોતી-મુદ્રિકા, કાંઇ ઋદ્ધિ તણો નહિ પાર; જાયા રે મોરારે, તુજ વિના ઘડી એક ન નિસરે. ૨. અરે માડી તન ધન-જોબન કારમું, કારમો કુટુંબ પરિવાર; માડીરે, કારમા સગપણમાં રહે, એ તો જાણ્યો અથિર સંસાર. માડી મોરીરે. ૩. અરે જાયા, સંયમ પંથ ઘણો આકરો; જાયા વ્રત છે ખાંડાની ધાર, જાયા મોરારે. બાવીશ પરિષહ જીતવા, રહેવું છે વનવાસ. જાયારે. મોરારે, તુજ. ૪. અરે માજી, વનમાં રહે છે મૃગલાં; તેની કોણ કરેરે સંભાળ, માડીરે મોરીરે વનમૃગલાં પેરે ચાલશું; એમ એકલડા નીરધાર. માડીરે મોરીરે, હવે. ૫. હાં રે માજી નરકનિગોદમાં હું ભમ્યો અનંતી-અનંતી વાર; માડીરે મોરીરે છેદન-ભેદન મેં ત્યાં સહ્યાં, તે કહેતાં નાવે પાર. માડીરે મોરીરે. હવે. ૬, અરે જાયા તુજને પરણાવી પાંચસે નારીઓ, રૂપે અપસરા સમાન; જાયારે મોરારે ઉંચા કુલમાં ઉપની રહેવા પાંચસેં મહેલ, જાયારે મોરારે, તુજ. ૭, હાં રે માંડીરે ઘરમાં જો એક નીકળી નાગણી, સુખે નિંદ્રા ન લગાર; માડીરે મોરીરે, પાંચસેં નાગણીઓમાં કેમ રહું, મારૂં મન આકુલ-વ્યાકુલ થાય. માડીરે મોરીરે, હવે. ૮. હાંરે જાયા આટલા દિવસ હું તો જાણતી, રમાડીશ વહુનારે બાળ; જાયારે મોરારે, દેવ અટારો હવે આવીયો તું તો લે છે સંજમ ભાર. જાયારે મોરારે, તુજ. ૯. હાંરે માજી મુસાફર આવ્યો કોઈ પરૂણલો, ફરી ભેગો થાય ન થાય; માડીરે મોરીરે. એમ મનુષ્યભવ પામવો દોહિલો, ધર્મ વિના દુર્ગતિ જાય. માડીરે મોરીરે. હવે ૧૦, હવે પાંચસે

વહુરો એમ વિનવે, તેમાં વડેરી કરેરે જવાબ; વ્હાલમ મોરા રે, તુમે તો સંજમ લેવા સંચર્યા, સ્વામી અમને કોનો છે આધાર; વ્હાલમ મોરારે વ્હાલમ વિના કેમ રહી શકું. ૧૧. હાંરે માત-પિતા-ભાઈ-બેનડી, નારી-કુટુંબ ને પરિવાર; માજી મોરીરે અંત વેલાએ સહુ અળગા રહે, એક જિનધર્મ તરણ તારણહાર. માંડી મોરી રે, હવે. ૧૨. હાંરે માજી કાચી કાયા તે કારમી, ચડી પડી વિણસી જાય; માડીરે મોરીરે, જીવડો જાય ને કાયા પડી રહેશે. મુવા પછી કરે બાળી રાખ. માડીરે મોરીરે, હવે. ૧૩. હવે માતા ધારણી એમ ચિંતવે, આ પુત્ર નહિ રહેરે સંસાર, ભવિક જનોરે, એક દિવસ રાજ્ય ભોગવ્યું, લીધો સંજમ શ્રી મહાવીરસ્વામીની પાસ. ભવિક જનોરે, સોભાગી કુંવરે સંજમ આદર્યું ૧૪. હાંરે માડી તપ-જપ કરી કાયા શોષવી, આરાધી ગયા દેવલોક; ભવિક જનોરે, પંદર ભવ પૂરાં કરી; જાશે મહાવિદેહ ક્ષેત્ર મોઝાર. ભવિક જનોરે, સોભાગ્યવિજય ગુરુ એમ કહે. ૧૫.

## અથ કર્મ પચ્ચીસીની સજ્ઝાય.

દેવ-દાનવ-તીર્થંકર ગણધર, હરિહર નર વર સબળા; કર્મસંયોગે સુખ-દુખ પામ્યા, સબસેં હુઆ મહા નબળારે, પ્રાણી કર્મ સમા નહીં કોય, કીધાં કર્મ વિના ભોગવીયાં; છુંટકબારો ન હોયરે પ્રાણી. એ આંકણી. ૧. આદીશ્વરને અંતરાય વિટંબ્યો, વર્ષ દિવસ રહ્યા ભુખે; વીરને બાર વરસ દુઃખ દીધું, ઉપન્યા બ્રાહ્મણી કુંખેરે પ્રાણી. ૨. સાઠ સહસ સુત એક દિન મૂઆ, સાતંત શુરા જેસા; સગર હુઓ મહા પુત્રે દુઃખી એ કર્મ તણા એ ફળ એ સારે, પ્રાણી ૩. બત્રીશ સહસ દેશનો સાહેબ, ચક્રી સનતકુમાર; સોલ રોગ શરીરે ઉપન્યા, કર્મે કિયા તસ ખુવારરે, પ્રાણી, ૪. સુભૂમ નામે આઠમો ચક્રી, કર્મે સાયર નાંખ્યો; સોલ સહસ યક્ષે ઉભાં દીઠો, પણ કિણહી નવિ રાખ્યો રે. પ્રાણી. ૫. બ્રહ્મદત્ત નામે બારમો ચક્રી, કર્મે કીધોરે અંધો; એમ જાણી પ્રાણી વિણ કામે, કોઈ કર્મ મત બાંધોરે પ્રાણી. ૬. વીસ ભુજા દશ મસ્તક હુતા લક્ષ્મણે રાવણ માર્યો; એકલડે જગ સહુને જીત્યો, કર્મથી તે પણ હાર્યોરે

પ્રાણી. ૭. લક્ષ્મણ–રામ મહા બલવંતા, વળી સત્યવંતી સીતા, બાર વરસ લગે વનમાંહે ભમીયા, વિતક તસ બહુ વિત્યારે. પ્રાણી. ૮. છપ્પન ક્રોડ જાદવનો સાહેબ કૃષ્ણ મહાબલી જાણી; અટવી માંહિ એકલડો મૂઓ, વલવલતો વિણ પાણી રે. પ્રાણી. ૯, પાંચ પાંડવ મહા જુઝરા, હારી દ્રૌપદી નારી; બાર વરસ લગે વનદુઃખ દીઠાં, ભમીયાં જેમ ભિખારીરે. પ્રાણી. ૧૦. સતીએ શિરોમણી દ્રૌપદી કહીયે, પાંચ પુરૂષની નાર; સુકુમાલિકા ભવે બાંધ્યું નિયાણું પામી પાંચ ભરતારરે, પ્રાણી, ૧૧. કર્મે હુલકો કીધો હરિશ્ચંદ્ર, વેચી તાસ રાણી; બાર વરસ લગે માથે આણ્યું, ડુંબ તણે ઘેર પાણી રે પ્રાણી. ૧૨. દધિવાહન રાજાની બેટી, ચાવી ચંદનબાળા; ચૌપદની પરે ચૌટે વેચાણી, કર્મ તણા એ ચાળા રે. પ્રાણી. ૧૩. સમકિતધારી શ્રેણિક રાજા, બેટે બાંધ્યો મુસકે; ધર્મી નરપતિ કર્મે દબાણા, કર્મથી જોર ન કિસકારે. પ્રાણી. ૧૪. ઇશ્વરદેવ અને પાર્વતી રાણી કરતા પુરુષ કહેવાય; અહોનિશ સ્મશાન માંહે વાસો, ભિક્ષાભોજન ખાયરે, પ્રાણી. ૧૫. સહસ કિરણ સૂરજ પ્રતાપી, રાત–દિવસ રહે ભમતો; સોલ કળા શશીહર જગ ચાવો, દિન દિન જાયે ઘટતોરે. પ્રાણી, ૧૬. નળરાજા પણ જુગટે રમતાં, અરથ ગરથ રાજ્ય હાર્યો બાર વરસ લગે વનદુઃખ દીઠાં, તેને પણ કર્મે ભમાડયો રે. પ્રાણી. ૧૭, સુદર્શનને શુળીએ દીધો, મુંજરાજે માગી ભીખ તમસ ગુફા મુખ કોણિક બળીયો, માની ન કોઇની શિખ રે, પ્રાણી. ૧૮. ગજ સુકુમાર શીર સગડી મૂકી, સોમીલે બાળ્યું શિશ; મેતારાજ વાધરે વિંટાણા, ક્ષણ ન આણી રીસરે. પ્રાણી. ૧૯. પાંચસેં સાધુ ઘાણીમાં પીલ્યા, રોશ ન આણ્યો લગાર; પૂર્વકર્મે ઢંઢણ ઋષિને, ષટમાસ ન મળ્યો આહારરે. પ્રાણી. ૨૦. ચૌદ પૂર્વધર કર્મ તણે વશ, પડયા નિગોદ મઝાર; આર્દ્રકુમાર અને નંદિષેણે, ફરી વાર્યો ઘરવાસરે. પ્રાણી. ૨૧. કળાવતીના કર છેદાણાં, સુભદ્રા પામી કલંક; મહાબળ મુનિનું ગાત્ર પ્રજાળ્યું; કર્મ તણાં એ વંકરે. પ્રાણી. ૨૨. દ્રૌપદી હેતે પદ્મનાભનું, ફોડયું કૃષ્ણે ઠામ; વીરના કાને

ખીલા ઠોકાણા, પગે રાંધી ખીર તામરે. પ્રાણી. ૨૩. કર્મથી નાઠાં જાય પાતાળે, પેસે અગ્નિ મઝાર, મેરુશિખર ચઢે પણ, કર્મ ન મૂકે લગારરે. પ્રાણી. ૨૪. એવાં કર્મ જીત્યાં નર-નારી, પહોંચ્યા શિવ ઠાય; પ્રભાતે ઉઠી નિત નિત વંદો, ભકિતએ તેહના પાયરે. પ્રાણી. ૨૫. એમ અનેક નર ખંડયા કર્મે, ભલ ભલેરા જેસા, ઋદ્ધિહર્ષ કરજોડી કહે, નમો નમો કર્મરાજ એસારે પ્રાણી. ૨૬.

## શ્રી થાવચ્ચાકુમારની સજ્ઝાય.

શ્રી આદીશ્વરને રે પાય પ્રણમી કરી, વલી નમી નિજ ગુરુ પાયોજી; થાવચ્ચાનોરે નંદન ગાઇએ, નામે નવનિધિ થાયેજી. ૧. ભાવે વંદે રે થાવચ્ચા મુનિ. નેમી જિનેશ્વર શિષ્યોજી, શ્રી શેત્રુંજા ઉપર સિદ્ધ થયા; હું પ્રણમું નિશદિશોજી. ભા. ૨. દ્વારિકા નગરી રે કૃષ્ણ નરેશ્વરૂ, થાવચ્ચો ધનવંતોજી; બહુ ધન ખર્ચી રે સુત પરણાવીયો, નારી બત્રીશ ગુણવંતીજી. ભા. ૩. ગઢ ગિરનારની પાસે જાણીએ, નંદનવન અભિરામોજી; બહુ પરિવારેરે નેમિ સમોસર્યા, હરિ મન હરખ્યા તામજી. ભા. ૪. વંદન આવે રે સબલ આડંબરે, જાદવનો પરિવારોજી, કુમર થાવચ્ચોરે તિહાં વલી આવીયો, સુરનરનો નહિ પારોજી. ભા. ૫. વાણી સુણીનેરે મન વૈરાગીયો, થાવચ્ચો નિજ ગેહેજી; તિહાંથી આવીરે માયને પાય પડયો, માત સુણો સસનેહોજી. ભા. ૬. એ સંસાર અસાર તે જાણીએ, અનુમતિ દ્યો મોરી માતજી, જિમ હું સંયમમાર્ગ આચરૂં, ક્ષણ લાખેણી જાયેજી. ભા. ૭. વયણ સુણીને હૈડે ડહડહી, આંસુડાં ઉભરાયોજી; સંજમમાર્ગ બેટા દોહિલો, તું છે કુમળી કાયોજી. ભા. ૮. ધન-કણ-કંચન માલ અછે ઘણો, વળી બત્રીશ વહુનારોજી; ભોગસંયોગ વચ્છ તુમે ભોગવો, પછી તજો સંસારોજી. ભા. ૯. થાવચ્ચો કહે સુણો મોરી માવડી, વચન કહું વિશાલોજી; તન ધન જોબન એ કારમું, જાણો સુપન જંજાલોજી. ભા. ૧૦. જીજી કરતો રે દિનકર આથમે, કિમ ખમશો હુંકારોજી; ખીણ ખીણ ભોજન કુણ એ પૂછશે, અરસ નિરસ વળી આહારોજી. ભા. ૧૧. જંગલ

માંહેરે સુણુ મોરી માવડી, ભુખ તરસ સહે અપારોજી; પાણી ભોજન કહો એ કુણ કરે, વનવગડાની સારોજી. ભા. ૧૨. નારી બત્રીસેરે વળી વળી વિનવે, અલવેસર અવધારોજી; અવગુણ અમનેરે કુણ કહે વ્હાલમા, કાં મેલો નિરધારોજી. ભા. ૧૩. પહોંચે સ્વારથ જ્યાં લગે જેહનો, કુણ નારી કુણ માતોજી; સ્વારથ વિણુસે રે કો કેહનો, નહિ, માનો માનુની વાતોજી. ભા. ૧૪. જબ લગે જીવું રે સુણ મોરા નાનડા, મ કરીશ વ્રતની વાતોજી, વલતું સંજમ તુજને જો રુચે, તો લેજે ભલી ભાતોજી. ભા. ૧૫. પહેલાં પૂંઠેરે ખબર ન કો પડે, તું છે ભોલી માતાજી; ડાભ આણી જલ ચંચલ આવખું, ખીણમેં વિણુસી જાએજી. ભા. ૧૬. લેઇ અનુમતિ રે કુમર હજાર શું નેમિ જિનેશ્વર શિષ્યોજી; સંજમ પાળીરે તન મન વશ કરી, છોડી તન ધન સારોજી. ભા. ૧૭. પાળે સંજમ સાધુક્રિયા કરી, ભણીયા અંગ અગીયારોજી; અવસર જાણીરે અણુસણ આદરે, સાથે સાધુ હજારજી. ભા. ૧૮. શ્રી શેત્રુંજારે ઉપર સિદ્ધ થયા, મુકતે ગયા દુઃખ છોડી જી; વિબુદ્ધ શિરોમણિ દીપવિજય તણો, ધીરે નમે કરજોડી જી. ભા. ૧૯.

## શ્રી અરણીક મુનિવરની સજઝાય.

મુનિ અરાણુક ચાલ્યા ગોચરીરે. વનના વાસી એનું રવિ તપેરે લલાટ, મુનિવર વૈરાગી મુનિ ઉંચા મંદીર વેશ્યા તણાંરે. વનના વાસી. જઇ ઉભા રહ્યા ગોખની હેઠે, મુનિવર વૈરાગી. ૧. વેશ્યાએ દાસીને મોકલી ઉતાવળીરે. વનના વાસી પેલા મુનિને અહીં તેડી લાવ, મુનિવર વૈરાગી, મુનિ મંદિરે તે ચાલ્યા ઉતાવળારે. વનના વાસી ત્યાં જઈ દીધો ધર્મલાભ, મુનિવર વૈરાગી. ૨. મુનિ પંચરંગી બાંધો પાઘડીરે. વનના વાસી, તુમે મેલો ઢળકતા તાર, મુનિવર વૈરાગી; મુનિ નવા નવા લેઉં વારણાંરે, વનના વાસી, તમે જમો મોદિકના આહાર, મુનિવર વૈરાગી. ૩. મુનિની માતા હીંડે શેરી શોધતારે. વનના વાસી ત્યાં તો જોવા મલ્યા બહુલોક, મુનિવર વૈરાગી કોઇએ દીઠો મારો અરણીકોરે. વનના વાસી એતો

લેવા ગયો છે આહાર, મુનિવર વૈરાગી. ૪, ગોંખે તે બેઠા રમે સોગઠેરે. વનના વાસી, ત્યાં તો સાંભલ્યો માતાજીનો શોર, મુનિવર વૈરાગી ગોંખેથી હેઠો ઉતર્યોરે, વનના વાસી જઇ લાગ્યો માતાજીને પાય, મુનિવર વૈરાગી. ૫. મુનિ નહી કરવાના કામ તમે કર્યાં. વનના વાસી તમે થયા ચારિત્રના ચોર, મુનિવર વૈરાગી, અમે સીલા ઉપર જઇ કરશું સંથારોરે. વનના વાસી, મને ચારિત્રથી અધિક સુહાય, મુનિવર વૈરાગી. ૬. મુનિએ સીલા ઉપર જઈ કર્યો સંથારોરે. વનના વાસી; ત્યાં તો ઉપન્યું છે કેવલજ્ઞાન, મુનિવર વૈરાગી. શ્રી હીર વિજય ગુરૂ હીરલોરે. વનના વાસી, લબ્ધિ વિજય ગુણગાય, મુનિવર વૈરાગી. ૭.

## શ્રી ખડક કુમારની સજઝાય.

અવંતી તે નગરી સોહામણીરે, રાજા કેતુરે રાય, વન ગયા મુનિ વાંદવાજીરે, મન વસીઉં વૈરાગ, મુનીશ્વર જુઓ ભગવંતનારે કેણુ. ૧. ઘરે આવીને કહ્યું માતનેરે, અમે લઇશું સંજમભાર મારો તે કુંવર નાનડોરે, એ અણુ ઘટતું થાય. મુનિશ્વર. ૨. વાઘણુ સિંહ વાંદર વસેરે, ખડક કુંવર કેમ જાય. પાંચશે જન આગળ કર્યારે, મુકયા કુંવરની પાસ. મુનિશ્વર ૩. સાવથ્થી નગરીમાં આવીયાજી, શ્રાવક હરખ અપાર. આ નગરી બનેવી તણીરે, તીહાં આહાર અપાર. મુનિશ્વર. ૪. જન સઘળા જમવા ગયારે, મેલ્યા એકીલા અણગાર. અહાર લેવા મુનિ ઉઠીયારે, સાવત્થી નગરી મોઝાર. મુનિશ્વર. ૫. આવ્યો તે મારો બંધવોરે, નયણે વછુટયારે નીર રાણી તે દેખી હરખતીરે, રાજા કોપ્યો અધીર. મુનિશ્વર. ૬, રાજાએ સેવક બોલાવીયારે. સાધુને દ્યો પરિહાર. સેવક જઇ મુનિને મલ્યારે, વચને ઝાલ્યો હાથ. મુનિશ્વર. ૭. મસાણુ ભૂમિમાં લઇ ગયા રે. કંપ્યા નહિ લગીર. ત્વચા ઉતારી જીવતાં રે, પછી જાણ્યો એ રાણીનો વીર. મુનિશ્વર. ૮. જન જમીને ત્યાં આવીયા રે. શોધવા લાગ્યારે ભાય. તે નજરે પડતા નથી રે, હઇડા ફાટી જાય. મુનિશ્વર. ૯. રાજાએ જનને બોલાવીયારે, નુપતિ પૂછે રે વાત. કઇ નગરીના

કોણુ હતા રે. કઈ તેઓની જાત. મુંનીશ્વર. ૧૦. અવંતી નગરી સોહામણી રે, સ્વામી કેતુરાય, ખંડગ કુંવરે દીક્ષા લીધી રે, હતા અમારી પાસ. મુનીશ્વર. ૧૧, આહા અનર્થ મેં કર્યો રે, હણતા ન કર્યો વીચાર. અણવીચાર્યું મેં કર્યું રે હણીયો નાનો બાળ. મુનિશ્વર. ૧૨. રાણીયે સંજમ આદર્યો રે. રાજાને જંપ ન થાય. ઘેર જવું ઘટતું નથી રે, લીયે તે સંજમ ભાર, મુનિશ્વર. ૧૩. રાજા રાણી યે સંજમ આદર્યો રે. ઉતાર્યો મોહ જંજાળ, તપ કરતા અતિ આકરારે, કરતા ઉગ્ર વિહાર. મુનિશ્વર. ૧૪. સુભટ પાંચશો ભેગા થઇને, કર્યો એક વીચાર. ઘેર જવું જુગતું નથી રે, સંજમ લીયે સુખકાર, મુનિશ્વર. ૧૫. પંચ સમિતિ ત્રણ ગુપ્તિજીરે. પાળે પંચાચાર. કર્મ ખપાવી થયા કેવલીરે પોચ્યા મુક્તિ મોઝાર, ર, મુનિશ્વર ૧૬; શ્રીહીર વિજયની વિનતીરે, લબ્ધિ વિજયનીરે જોડ, સજ્ઝાય સાંભળતા થકાં રે, સહેજે કર્મોને ત્રોડ, મુનિશ્વર, ૧૭,

## દેવલોકની સજ્ઝાય.

સુધરમાં દેવલોકમાં રે વૈમાન બત્રીશ લાખ, કેઇ ભોળા શંકા કરેરે એતો સૂત્ર ભગવતિની શાખરે, પુણ્યનાં ફળ જોજ્યો. ૧. સુધરમાં દેવલોકમાં રે પાંચશે જોજન મેહેલ, સત્તાવીશે જોજન ભુંઈતળાંરે ભાઇ, એ સુખ તો નહિ સેહેલરે. પુ૦ ૨. વેગ ગતિ ચાલે દેવતારે લાખ જોજન કરે દેહ, એકેકા વિમાનનોરે ભાઇ, નાવે છેહે મહિને છેહરે. પુ૦ ૩. હાવ ભાવ કરતી થકી રે, દેવિઓ આવે હજુર, આ ઠામે આવી ઉપન્યા, સ્વામિ શાં કીધાં પુણ્ય પૂરરે. પુ૦ ૪. નામ બતાવો ગુણ તણોરે, નિર્લોભી રુષિરાય, ભવસાગરમાં બુડતાંરે તુમ હાથ લિયો સંબાયરે. પુ૦ ૫. નિર્લોભી નિર્લાલચીરે, માગી બદામ ન એક, દુર્ગતિ પડતાં રાખીયોરે, મને મોકલીયો દેવલોકરે. પુ૦ ૬. દેવ પ્રત્યે દેવિયો કહેરે, સુણો વલ્લભ મોરા નાથ, નાટક જુઓ એક અમતણું રે, પછી જઈ કહેજો સગાંને વાતરે. પુ૦ ૭. એક નાટક કરતાં થકાંરે, ગયાં વર્ષ દોય હજાર, દેવતા મનમાં ચિંતવેરે, હવે કરવો કવણ વિચારરે. પુ૦ ૮. સઘળો કુટુંબ

પુરો થયો રે, હવે કહેશું કેહને જાય, દુર્ગંધ ઉડે મનુષ્ય લોકનીરે, હવે જાય અમારી બલાયરે. પુ૦ ૯. ઉદયરત્ન વાચક કહેરે, દેવ-લોકની સઝાય, ભણે ગણેને સાંભળે, તેનાં પાતક દુર પલાયરે. પુ૦૧૦.

## અથ શ્રી નંદિષેણમુનિનું ત્રિઢાલીયું.

### :ઢાળ પહેલી:

રાજગૃહી નગરીનો વાસી, શ્રેણિક સુત સુવિલાસી હો; મુનિ-વર વૈરાગી. નંદિષેણ દેશના સુણી ભીનો, ના ના કહેતા વ્રત લીનો હો. મુ. ૧. ચારિત્ર નિત્ય ચોકખું પાળે, સંયમ રમણીશું મ્હાલે હો; મુ. એક દિન જિન પાયે લાગી, ગોચરીની અનુમતિ માગી હો. મુ. ૨. પાંગરીયો મુનિ વહોરવા, ક્ષુધાવેદની કર્મ હરવા હો, મુ. ઉંચનીચ મધ્યમ કુળ મ્હોટા, અટતો સંયમ—રસ લોટા હો. મુ. ૩. એક ઉંચું ધવળ ઘર દેખી, મુનિવર પેઠો શુદ્ધ ગવેખી હો. મુ. તિહાં જઇ દીધો ધર્મલાભ, વેશ્યા કહે ઇહાં અર્થલાભ હો. મુ. ૪. મુનિ મન અભિમાનજ આણી, ખણ્ડ કરી નાંખ્યો તરણું તાણી હો; મુ. સોવન વૃષ્ટિ હુઇ બાર કોડી, વેશ્યા વનિતા કહે કરજોડી હો. મુ. ૫.

### ઢાલ બીજી.

(થારે માથે પચરંગી પાગ, સોવનરો છોગલો મારૂજી—એ દેશી)

થેં તો ઉભા રહીને અરજ અમારી સાંભળો સાધુજી, થેં તો મ્હોટા કુળના જાણી મૂકી દ્યો આમળો સાધુજી; થેં તો લેઇ જાઓ સોવન કોડી ગાડાં ઉટે ભરી સાધુજી, નહિ આવે અમારે કામ અહો પાછા ફરી સાધુજી. ૧. થારાં ઉજ્વલ દેખી વસ્ત્ર મોહે મન માહરું સાધુજી, થારો સુરપતિથી પણ રૂપ અધિક છે વાહરૂ સાધુજી; થારાં મૃગસમ સુન્દર નેત્ર દેખી હર્ષ લાગણો સાધુજી, થારો નવલો જોબન વેષ વિરહ દુઃખ ભાંજણો સાધુજી; ૨, એ તો જંત્ર જડિત કપાટ કુંચી મેં કર ગૃહી સાધુજી; મુની વળવા લાગ્યો જામ કે આડી ઉભી રહી સાધુજી; મેં તો ઓછી સ્ત્રીની જાતિ મતિ કહી પાછળે સાધુજી; થેં તો સુગુણ ચતુરસુજાણ વિચારો આગળે સાધુજી. ૩, થેં તો ભોગ પુરન્દર હું પણ સુન્દરી સારી સાધુજી,

થૈ તો પેરો નવલા વેશ ઘરાણું જરતારી સાધુજી. મણિ મુક્તાફળ મુગટ બીરાજે હેમના સાધુજી અમે સજીએ સોળ સણુગાર કે પિયુ રસ અંગના સાધુજી. ૪. જે હોય ચતુરસુજાણ તે કદીય ન ચૂકશો સાધુજી, એહવો અવસર સાહિબ કદિય ન આવશે, સાધુજી એમ ચિંત ચિતે મોઝાર કે નન્દીષેણ વાહલો સાધુજી; રહેવા ગણિકાને ધામ કે થઇને નાહલો સાધુંજી. ૫.

## ઢાળ ત્રીજી.

(દેશી—પ્રથમ ઢાળની)

ભોગ કરમ ઉદય તસ આવ્યો, શાસનદેવીએ સંભળાવ્યો હો; મુનિવર વૈરાગી, રહ્યા બાર વર્ષ તસ આવાસે, વેશ મેલ્યો એકણ પાસે હો. મુ. ૧. દશ નર દિન પ્રતે પ્રતિબુઝે, દિન એક મૂરખ નહિ બુઝે હો; મુ. બુઝવતાં હુઇ બહુ વેળા ભોજનની થઇ અવેળા. હો. મુ. ૨. કહે વેશ્યા ઉઠો સ્વામી, એ દશમો ન બુઝે કામી હો. મુ. વેશ્યા વનિતા કહે ધસમસતી, આજે દશમા તુમે હીજ હસતી હો. મુ ૩. એહ વયણ સુણીને ચાલ્યો, ફરી સંયમ શું મન વાળ્યો; મુ. ફરી સંયમ લીધો ઉલ્લાસે, વેશ લઇ ગયો જિન પાસે હો. મુ. ૪. તપ જપ સંયમ કીરિયા સાધી, ઘણા જીવને હી પ્રતિબોધી હો; મુ. ચારિત્ર નિત્ય ચોકખું પાળી, દેવલોકે ગયો દેઇ તાળી હો. મુ. ૫. જયવિજય ગુરૂ શિષ્ય, તસ હર્ષ નમે નિશદિન હો; મુ. મેરૂવિજય એમ બોલે, એહવા ગુરૂની કોણ તોલે હો. મુ. ૬.

## શ્રી સનત્કુમાર ચક્રવર્તિની સજઝાય.

સરસતિ સરસ વચન માગું, તોરે પાયે લાગું; સનત્કુમાર ચક્રી ગુણ ગાઉં, જિમ હું નિર્મળ થાઉં. રંગીલા રાણા રહો, જીવન રહો રહો; મેરે સનત્કુમાર, વિનવે સવિ પરિવાર. ૧ રુપ અનુપમ ઇન્દ્રે વખાણ્યું, સુર એ જાણી સુણી ઇમ માયા બ્રાહ્મણ રૂપ કરી દોય આયા, ફરી ફરી નિરખત કાયા. ૨. જી. મે. ૨. જેહવો વખાણ્યો તેહવો દીઠો, રૂપ અનુપમ ભારી; સ્તવના સાંભળી મનમાં હરખ્યો, આણ્યો ગર્વ અપારી. ૨ં. જી. મે. ૩. અબ શું

નિરખો લાલ રંગીલે, ખેળ ભરી મુજ કાયા, નાહિ ધોઈ જબ છત્ર ધરાવું, તબ જોજ્યો મોરી કાયા. રં. જી. મે. ૪. મુગટ-કુંડલ હાર મોતીના, કરી શણગાર બનાયા; છત્ર ધરાવી સિંહાસન બેઠા, તબ ફરી બ્રાહ્મણ આયા. રં. જી, મે, પ. દેખી જોતા રૂપ પલટાણું સુણ હો ચક્રી રાયા; સોળ રોગ તેરી દેહમાં ઉપન્યા, ગર્વ મ કર (કાચી) કૂડી કાયા; રં, જી, મે. ૬, કળકળીયો ઘણું ચક્રી મનમાં સાંભળી દેવની વાણી; તુરત તંબોળ નાંખીને જોવે; રંગ ભરી કાયા પલટાણી. રં, જી. મે, ૭. ગઢ મઢ મન્દિર માળિયાં મેલ્યાં. મેલી તે સવિ ઠકુરાઈ નવનિધિ ચૌદ રતન સવિ મેલ્યાં; મેલી તે સયળ સજાઈ. ર૦. જી૦ મે૦ ૮. હય ગય રથ અંતે ઉરિ મેલી, મેલી તે મમતા માયા એકલડા સંયમ લઈ વિચરે કેડ ન મેલે રાણા રાયા. રં૦ જી૦ મે૦ ૯. પાયે ઘુઘરી ઘમઘમ વાજે, ઠમઠમ કરતી આવે દશ આંગુળિયે બે કર જોડી વીનતી ઘણીય કરાવે રં૦ જી૦ મે૦ ૧૦. તુમ પાખે મોરૂં દિલડું દાઝે, દિન કેહીપરે જાશે એક લાખને બાણું સહસ, નયણે કરી નિરખીજે રં૦ જી૦ મે૦ ૧૧. માત પિતા હેતે કરી ઝુરે, અંતે ઉર સવિ રોવે એકવાર સન્મુખ જુઓ ચક્રી, સનંતકુમાર નવિ જોવે રં૦ જી૦ મે૦ ૧૨. ચામર ધરાવો છત્ર ધરાવો, રાજ્યમેં પ્રતપો રૂડા, છખંડ પૃથ્વી આણ મનાવો, તે કિમ જાણ્યા કુડાં રં૦ જી૦ મે૦ ૧૩. છત્રધરે શિર ચામર ઢાળે, રાજન પ્રતપો રૂડે, છખંડ પૃથ્વી રાજ્ય ભોગવો, છમાસ લગે ફરે કેડે રં૦ જી૦ મે૦ ૧૪. તવફરી દેવ છળવા કારણ વૈદ્ય રુપ લહી આવે તપ શક્તિયે કરી લબ્ધિ ઉપની, થુંકે કરી રોગ સમાવે રં૦ જી૦ મે૦ ૧૫. બે લાખ વરસ મંડળીક ચક્રી, લાખ વરસની દીક્ષા પંદરમાં જિનવરને વારે, નરદેવ કરે જીવરક્ષા રં૦ જી૦ મે૦ ૧૬. શ્રી વિજયસેન સુરીશ્વર વાણી, તપગચ્છ રાજે જાણી, વિનયકુશળ પંડિત વર ખાંણી, તસ ચરણે ચિત્ત આણી રં૦ જી૦ મે૦ ૧૭. સાતસેં વરશે રોગ સમાયો, કંચન સરખી કાયા, શાંતિકુશળમુનિ એમ પજંપે, દેવ લોક ત્રીજા પાયા રં૦ જી૦ મે૦ ૧૮. ઇતિ.

## શ્રી ઇષુકાર કમલાવતીની સજ્ઝાય.

મહેલે તે બેઠાં રાણિ કમળાવતી, ઉડે છે ઝેણેરી ખેહ સાંભળ હો દાસી. જોઇને તમાસો ઇષુકાર નગરીનો, મનમાં તે ઉપન્યો સંદેહ. સાંભળ હો દાસી, આજ રે નગરીમાં ખેપટ અતી ઘણી. ૧. કાંતો દાસી પ્રધાનનો દંડ લીયો, કાં લુટયાં રાજાએ ગામ. સાંભળ હો દાસી. કાં કહેનાં ધનના ગાડા નીસરયાં, કાં કોઇની પાડી રાજાએ મામ. સાંભળ હો દાસી, આજરે નગરીમાં ખેપટ અતિ ઘણી. ૨. નથીરે બાઇજી, પ્રધાનનો દંડ લીયો, નથી લુટયાં રાજાએ ગામ. સાંભળ હો બાઇજી, નથી કેહેનાં ધનનાં ગાડાં નીસરિયાં, નથી કોઇની પાડી રાજાએ મામ. સાંભળ હો બાઇજી, હુકમ કરો તો ગાડાં અહિં ધરૂં. ૩. ભગુ પુરોહિતનો જસા ભારજા, વળી તેહના દોય કુમાર, સાંભળ હો બાઇજી. સાધુ પાસે જઇ સંયમ આદરે, તેહનો ધન લાવે છે આજ, સાંભળ હો બાઇજી. હુકમ કરો તો ગાડાં અહિં ધરૂં. ૪. વયણ સુણીને માથુ ધુણાવીયું, બ્રાહ્મણ પામ્યો વૈરાગ્ય. સાં૦ દા૦ તેહની ઋદ્ધિ લેવી જુગતી નહિ, રાજાના મોટા છે ભાગ્ય. સાંભળ હો દાસી, રાજાનો મત એહ જુગતો નહી. ૫. મહેલેથી ઉતરયા રાણી કમળાવતી, આવ્યા ત્યાંઇ હેઠ હજુર. સાંભળ હો રાજા. વચન કહે છે ઘણાં આકરાં, જિન કોપેથી બોલે ચઢીયો સુર. સાંભળ હો રાજા બ્રાહ્મણની ચંડી ઋદ્ધિ મત આદરો. ૬, વમ્યા તે આહારની ઇચ્છા કુણ કરે, કરે વળી શ્વાન ને કાગ. સાંભળ હો રાજા. પહેલું જે દાન દીધું હાથશું, તે પાછુ ન લેતાં આવે લાજ. સાંભળ હો રાજા, બ્રાહ્મણની ચંડી ઋદ્ધિ મત આદરો, ૭. કાંતો રાણી તને ઝોલો લાગીયો, કાં કોઇએ દીધી મતવાળ, સાંભળ હો રાણી. કાં કોઇએ ભુત વ્યંતરે છળી, કાં કોઇએ કીધી વીકરાળ, સાંભળ હો રાણી. રાજાને કઠણ વયણ નવિ કીજીએ. ૮. નથી રે મહારાજા ઝોલો લાગીયો, નથી કોઇએ કીધી મતવાળ. સાંભળ હો રાજા. નથી કોઇ ભુત વ્યંતરે છળી નથી કોઇએ કીધો વિકરાળ. સાંભળ હો રાજા, બ્રા૦ ૯.

જગ સઘળાનું ભેળું કરી; લાવે તોરા ઘર માંય. સાંભળ હો રાજા. તે પણ તૂષ્ણ છીપે નહી. એક ત્હારે ધર્મ સુહાય. સાંભળ હો રાજા બ્રાહ્મણુની ચંડી ઋદ્ધિ મત આદરો. ૧૦. અગ્ની થકી વન પરજળે. પશુ બળે તેહુને માંયે, સાંભળ હો રાજા. દુષ્ટ પંખી એમ ચિંતવે, આહાર કરૂં ચિત્ત લાય. સાંભળ બ્રા૦ ૧૧. એમરે આજ્ઞાની આપણું, રાગ દ્વેષ ચિત્ત લાય. સાંભળ હો રાજા. કામ ભોગને વશ થઇ, ધન લેવા લપટાય, સાંભળ હો રાજા, બ્રાહ્મણુની ચંડી ઋદ્ધિ મત આદરો. ૧૨. એક દિન એહ ધન છાંડવું, પરભવ સગું નહી કોય. સાંભળ હો રાજા, પરભવ જાતાં ઇણુ જીવને ધર્મ સખાઇજ હોય. સાંભળ હો રાજા, બ્રાહ્મણુની ચંડી ઋદ્ધિ મત આદરો. ૧૩. તન ધન જોવન થીર નહિ, ચંચળ વીજળી સમાન. સાંભળ હો રાજા. ક્ષણમાંરે આઉખું ઘટે જિહાં મુરખ કરેરે ગુમાન. સાંભળ હો રાજા. બ્રાહ્મણુની ચંડી ઋદ્ધિ મત આદરો. ૧૪, ખગ મુખ માંસ લેઇ નીસરે, ઇર્ષ્યા કરે ખગ તામ સાંભળ હો રાજા. તિમ પરધન ઋદ્ધિ દેખીને, લોભી ચિત્ત ધરે રે ગુમાન. સાંભળ હો રાજા, બ્રાહ્મણુની ચંડી ઋદ્ધિ મત આદરો. ૧૫. ગરૂડ દેખી જીમ સર્પહી, ભયે સંકોચેરે દેહ. સાંભળ હો રાજા. તેમ અનિત્ય ધન જાણીને, લાલચ છંડોરે એહ. સાંભળ હો રાજા. બ્રાહ્મણુની ઋદ્ધિ ચંડી મત આદરો. ૧૬. અરે સંસાર અસાર છે, કાળ ચપેટારે દેત. સાંભળ હો રાજા. ઓચિંતાનો લેઇ જાયશે ચેતી શકે તો ચેત. સાંભળ હે. રાજા. બ્રાહ્મણુની ચંડી ઋદ્ધિ મત આદરો. ૧૭. એવા વયણ સમજાવતાં, રાણી વૈરાગ્યનાં આય સાંભળ હો રાજા. સંયમ લેવાને ઉતાવળી, આકૂળ વ્યાકૂળ થાય. સાંભળ હો રાજા. આજ્ઞા આપો તો સંયમ આદરૂં. ૧૮. હાથી રે જિમ બંધન તજે, તિમ તજું કુટુંબ પરિવાર. સાંભળ હો રાજા, જો અનુમતિ દ્યો રાજવી, ઢીલ ન ક્ષણ લગાર. સાંભળ હો રાજા, આજ્ઞા આપો તો સંયમ આદરું. ૧૯. રત્નજડિત રાય તારૂં પોંજરૂં, માંહી સૂડલો મને જાણ, સાંભળ હો રાજા. હુંરે બેઠી તિમ ત્હારા

ાજમાં રહેતાં ન પામું કલ્યાણ, સાંભળ હો રાજા, આજ્ઞા આપો ો સંયમ આદરું ૨૦. મેળવ્યું ધન રહેશે ઇહા, થોડું પણ ાવે ન સાથ. સાંભળ હો રાજા. આગળ જોશો તો પાધરૂં, સંમળ લેજો રે સાથ. સાંભળ હો રાજા, આજ્ઞા આપો તો સંયમ આદરૂં. ૨૧. રાણીનાં વચણ સુણી કરી, બુઝયા કઇ ઇષુકાર. સાંભળી એક ચિતે. તન ધન જોબન જાણ્યાં કારમાં જાણ્યો સંસાર અસાર. સાંભળી૦ છએ જીવે તે સંયમ આદર્યો. ૨૨. ભૃગુ પુરોહિત જસા ભારજા, વળી તેહનાં દોય કુમાર. સાંભળો એક ચિતે. રાજા સહિત રાણી કમળાવતી. લીધો કાંઈ સંયમ ભાર સાંભળો એક ચિતે, છએ જીવે સંયમ આદર્યો. ૩૩. તપ જપ કરી સંયમ પાળતા, કરતા કાંઈ ઉગ્ર વિહાર, સાંભળો એક ચિતે કર્મ ખપાવી કેવળ પામીયા, પહોત્યા કાંઈ મુયતિ મોઝાર, સાંભળો એક ચિતે, છએ જીવે તે સંયમ આદર્યો. ૨૪. ઇતિ.

## શ્રી ગજસુકુમારનું દ્વીઢાળીયું સજ્ઝાય.

### ઢાળ ૧

સરસતિ સમરૂં શારદારે, પભણું સુગુરૂ પસાય. ગજસુકુમાળ ગુણે ભર્યા રે. ઉલટ અંગ સવાય, મોરા જીવન, ધર્મ હૈયામાં ધાર. ૧. એ આંકણી. દીપે નગરી દ્વારિકાં રે, વસુદેવ નરપતિ ચંદ. શ્રી કૃષ્ણ રાજ્ય કરે તિહાં રે પ્રગટયો પૂનમચંદ. મો૦ ૨. ન્યાયવંત નગરી ધણી રે, બળીયો બળભદ્ર વીર, કોઈ કળા ગુણે કરી રે; આપે અતિ મન ધીર, મો૦ ૩. સ્વામી નેમિ સમોસર્યા રે, સહસા વન મોઝાર. બહુ પરિવારે પરવર્યા રે, ગુણ મણિના ભંડાર મો૦ ૪. વંદન આવ્યા વિવેકથી રે, કૃષ્ણાદિક નર નાર વાણી સુણાવે નેમિજી રે, બેઠી પર્ષદા બાર. મો૦ ૫. ગજસુકુમાળ ગુણે ભર્યા રે, આવ્યા વંદન એહ. વિનય કરીને વાંદીયા રે, ત્રિકરણ કરીને તેહ. મો૦ ૬. દે દેશના પ્રભુ નેમિ જીરે, આ છે અથિર સંસાર. એક ઘડીમાં ઉઠ ચલે રે, કોઈ નહીં રાખણહાર.

મો૦. ૭. વિધ વિધ કરીને વીનવું રે, સાંભળો સહુ નર નાર. અંતે કોઇ કેહનું નહિં રે આખર ધર્મ આધાર મો૦ ૮. સ્વામીની વાણી સાંભળી રે, ગજસુકુમાળ ગુણવંત. વૈરાગ્યે મન વાળીયું રે, આણુવા ભવનો અંત, મો૦ ૯. આવ્યા ઘેર ઉતાવળા રે ન કર્યો વિલંબ લગાર. માતા મુજ અનુમતિ દિયો રે, લેશું સંયમ ભાર. મો૦. ૧૦.

## ઢાળ ૨

કહે માતા કુમારને રે લાલ, સાંભળો ગજસુકુમાર રે. પ્રવીણ પુત્ર. દીક્ષા દુકકર પાળવી રે લાલ. તું છે ન્હાનો બાળ રે. પ્ર૦. અનુમતિ હું આપું નહિ રે લાલ, ૧. સાંભળો સુત સુખ ભોગવો રે લાલ, ણુણિ મણિ માણેક ભંડાર રે. પ્ર૦. સુખ ઇહાં છે સુણો હાથમાં રે લાલ, તુમે પરિહરો કવણ પ્રકાર રે. પ્ર૦. અ૦. ૨. ચાર મહાવ્રત કહ્યાં નેમિજી રે લાલ, મોંઘાં મૂલ્ય જેવાં હોય હો. મોરી માત, નાણાં દિયે તે નહીં મળે રે લાલ, સુણ્યા અવલ મુજ એહ હો. મો૦ દિયો અનુમતિ દીક્ષા લઉં રે લાલ. ૩. સાંભળો સુત સંયમ ભણી રે લાલ, પંચ પારાખી જેહરે. પ્ર૦ આઠ કરમ આવી નડે રે લાલ, તેહને તું કેમ જીતેશ રે. પ્ર૦. અ૦. ૪. મન નિર્મળ નાળે કરૂ રે લાલ, જ્ઞાનના ગોળા જેહ હો, મો૦ ઉપસર્ગ અગ્નિ દારૂ દિયું રે લાલ. ઉડાડી દેઉં એહ હો મો૦ દિ૦. ૫. ચાર ચોર અતિ આકરા રે લાલ, લોંઠા લુંટી જાય રે, પ્ર૦, દશ દુશ્મન વળી તાહરા રે લાલ, આડા દેવે ઘાય રે, પ્ર૦. અ૦ ૬. ખેમ ખજાનો માહરો રે લાલ, લૂટયો કેણે ન લુંટાય હો. મો૦ શિયળ સેના કરૂં રે લાલ, મ્હારા દુશ્મન દુરે જાય હો. મો૦ દિયો૦. ૭. મોહ મહિપતિ જે મોટકો રે લાલ, ધીરજ કેમ ધરીશ રે, પ્ર૦ જાલમ એ જુગતે નડે રે લાલ, તેહરે તું કેમ જીતીશ રે, પ્ર૦ અ૦. ૮, કોમળ મન કમાનથી રે લાલ. ભવ ભાથો ભરપૂર હો. મો૦. ત્રિકરણ મન તીરજ કરૂરે લાલ, મોહ મહિપતિ કરૂં દુર હો. મો૦ દિયો૦. ૯. ભોજન ભલિ

ભલિ ભાતનાં રે લાલ, સુખડી સાતે ભાત રે. પ્ર૦. સરસ નિરસ આહાર આવશે રે લાલ, તે ખાશો કેમ કરી ખાંત રે. પ્ર૦ અ૦ ૧૦. સમકિત સાતે સુખડી રે લાલ, મન થિર મોતીચુર હો. મો૦ ગગનગાંઠીયા જ્ઞાનના રે લાલ, ભાવ ભલો ભરપૂર હો મો૦ દિયો૦ ૧૧. સોવન થાળ સોહામણો રે લાલ, શાળ દાળ ઘૃત ગોળ રે, પ્ર૦ સરણે ભોજન મન માનતાં રે લાલ, ઉપર મુખ તંબોળ રે પ્ર૦ અ૦ ૧૨. કંચન થાળી કાચલી રે લાલ, સમતા શાળ ઘૃત ગોળ હો. મો૦ સરસ ભોજન સંતોષનાં રે લાલ, સ્થિર મન સુખ તંબોળ હો. મો૦ દિયો૦ ૧૩. ઉપસર્ગ તુજને અતિ ઘણોરે લાલ વળી પરિસહ બાવીશ રે, પ્ર૦ ખમી ન શકે તું ખરો રે લાલ, પછી પસ્તાવો કરીશરે, પ્ર૦ અ૦ ૧૪. ઉપસર્ગ જે મુજ ઉપજે રે લાલ, તે ક્ષમાયે કરીને ખમાય હો. મો૦ પ્રીતે કરી પરિસહ સહુ રે લાલ, બળીયા જે કોઈ બાવીશ હો, મો૦ દીયો૦ ૧૫, વચન સુણી વૈરાગ્યનાં રે લાલ. મૂર્છાણી તવ માત રે, પ્ર૦ નયણે તે આંસુ નીતરયાં રે લાલ, સાંભળ સુત સુજાત રે. પ્ર૦ અ૦ ૧૬. માન વચન માતતણાં રે લાલ; તુજને કહું છું હું એહ રે, સોભાગી સુંદર, સુગુણ સુતા શોમલ તણી રે લાલ. પરણો પનોતા એહરે. સો૦ ધર્મ હૈયામાં શું ધરોરે લાલ, સો૦ ધરે ૧૭. માત મનોરથ પૂરવારે લાલ ન કરશો મુખ નાકારરે. સો૦ ઓચ્છવ મહોચ્છવ કરી ઘણા રે લાલ, પરણાવુ પુત્ર કુમાર રે, સો૦ ધર્મ. ૧૮. કહે કુમાર માતા ભણી રે લાલ, સાંભળો મોરી માય હો, મોરા માત. મન મ્હારૂં વૈરાગ્યમાં રે લાલ, એક ક્ષણ લાખેણી જાય હો મો૦ દિયો૦ ૧૯. માતા વિચારે ચિત્તમા રે લાલ, રાખ્યો ન રહે એહ રે. પ્ર૦ આશિષ આપી અતિ ઘણી રે લાલ. લિયો દીક્ષા ધરી નેહ રે પ્ર૦ ધર્મ હૈયા માંહી ધરો રે લાલ. સો૦ ધર્મ૦ ૨૦ બેસાર્યા સેવકે સુત ભણી રે લાલ. ઓચ્છવ કીધો અપાર રે. સો૦ આવ્યા નેમિજી આગળે રે લાલ, ભાવે લે સંયમ ભાર રે, સો૦ ધ૦ ૨૧. માતા કહે નિજ પુત્રને રે લાલ, સાંભળ સુત સુ-

જાણરે. સો૦ સંયમ સુધો પાળજો રે લાલ, પામજો પદ નિર્વાણ રે. સો૦ ધ૦ ૨૨. એમ આશિષ માતા દિયે રે લાલ, આવ્યા સહુ ઘેર એહ રે સો૦ આવ્યા નેમિજી આગળે રે લાલ, ગજસુકુમાળ ગુણ ગેહરે. સો૦ ધ૦ ૨૩. આજ્ઞા આપો જો નેમિજીરે લાલ કાઉસગ કરૂ સમશાન રે. સો૦ મન થિર રાખીશ માહરૂં રે લાલ પામું પદ નિરવાણ રે. સો૦ ધ૦ ૨૪. આજ્ઞા આપી નેમિજી રે લાલ, આવ્યા જિહાં સમશાન રે સો૦ મન થિર રાખી આપણું રે, લાલ, ધરવા લાગ્યા ધ્યાન રે, સો૦ ધ૦ ૨૫, સોમલ સસરે દેખીયા રે લાલ; ઉપન્યું મનમાં પૂરવ વેર રે સો૦ કુમતિ સોમલ ક્રોધે ચડયો રે લાલ, મનમાં ન આણી મહેર રે, સો૦ ધ૦ ૨૬. શિર ઉપર બાંધી સુણો રે લાલ, માટી કેરી પાળ રે સો૦ ખેર અંગારા ધખધખ્યા રે લાલ, તે મૂકયા તત્કાળ રે, સો૦ ધ૦ ૨૭. ફટફટ ફુટે હાડકાં રે લાલ, તટ તટ ત્રુટે ચામરે સો૦ સંતોષી સસરો મલ્યો રે લાલ, તુરત સાર્યું તેનું કામ રે સો૦ ધ૦ ૨૮. સોભાગી સુકલ ધ્યાને ચઢયા રે, લાલ, ઉપન્યું કેવળ નાણ રે સો૦ ક્ષણમાં કર્મ ખપાવીને રે લાલ, મુનિ મુગતે ગયા જાણ રે. સો૦ ૨૯. ગજસુકુમાળ મુગતે ગયા રે લાલ, વંદુ વારંવાર રે સો૦ મન થિર રાખ્યું આપણું રે લાલ, પામ્યા ભવનો પાર રે. સો૦ ધ૦ ૩૦. શ્રી વિજયધર્મ સુરી તણો રે લાલ. રાજવિજય ઉવઝાય રે સો૦ તસ શિષ્ય લક્ષણ ગુણે કરી રે લાલ, પભણી તે સુગુરૂ પસાય રે. સો૦ ધ૦ ૩૧. સોળસેંને બાસઠ સમેરે લાલ, સાંગાનેર મઝાર રે. સો૦ ગુણ ગાયા માસ ફાગુણે રે લાલ, શુકલ છઠ સોમવાર રે સો૦ ધ૦ ૩૨. કહે મકન મોહનતણાં રે લાલ, સાધુ તણી સજ્ઝાય રે. સો૦ ભણજો ગણજો ભલિ ભાતશું રે લાલ, પામજો ભવનો પાર રે સો૦ ધ૦ ૩૩. ઇતિ૦

## ઝાંઝરીયા મુનિની સજ્ઝાય.

મહિયલમાં મુનિવર કહુંજી, કહેશું તુમ તણારે વખાણ; મુનિવર રૂપ કલેવરૂજી, આરાધ્યું છે કેવલનાણ ઝાંઝરીઆ મુનિવર

ધન ધન તુમ અવતાર. ૧. પેઠાણપુર પાટણ ધણીજી. મહોટોરે મકરધ્વજ રાય; મદનબ્રહ્મ તસ બેટડોજી, સહેજ સુકોમલ કાય. ઝાંઝરીઆ. ૨. એક દિન ક્રિડા કારણેજી, કુમાર વનાંતર જાય; પહોંતો તિહાં મુનિવર મિલ્યોજી, વંદ્યા ચરણ ઉત્સાહ. ઝાંઝરીઆ. ૩. તાસ વયણ શ્રવણે સુણીજી, બુઝયો મનમાંહે અપાર; માતપિતા સુત સુંદરીજી. સયલ સંસાર અસાર. ઝાંઝરીઆ. ૪. ઇમ જાણી સંયમ લઇજી, મહિયલ કરે રે વિહાર; સમતા રસ ગુણ આગરૂજી, રૂપેરે મયણ અવતાર. ઝાં. ૫. વિચરંતા ત્રંબાવતીજી, આવ્યાં અવસર એણ; વિરહણી કોઇ કામિનીજી, પેખી ગહગહી એણ. ઝાં, ૬. સુંદરી કહે સખી સાંભળોજી, એ તેડી આવો રૂષિરાય; ઉભો ઘરની છાંહડીજી, પગે દાઝે કોમલકાય. ઝાં. ૭. સુણીય સખી ઋષિ કને જઇજી, કહેતીરે ઋષિરાજ, વહોરણ વેળા વહી ગઇજી, આવોરે અમ ઘરે આજ. ઝાં. ૮. સ્વામિનીને સખી વિનવેજી, હું તેડી આવી અણગાર; તે તત્ક્ષણ પાછી વળીજી, દીધા બેઉ ઘરના બાર. ઝાં. ૯. ભાગ્યયોગ ભગવન્ મિલ્યાજી, તુમે આવ્યા દેવ સમાન; કે વહેરાવું લાડવાજી, કે વહેરાવું અમૃતપાન. ઝાં. ૧૦. પદ્મણી પોયણ પાતલીજી, ચંપા વરણી દિસે દેહ; રુપે રંભા હરાવતીજી, બોલી રે આણી નેહ ઝાં. ૧૧. અવર નહિ કાંઇ સુઝતોજી, મુનિ તુમ સરિખો આહાર: દોષ રહિત હું કામિનીજી. કરો કર ગ્રહીને નિસ્તાર. ઝાં. ૧૨. સુંદરી મુજને મૂકીએજી, મુજ મત કરો રે પરાણ; શિયલ સન્નામેં પેરીઉંજી. તુમ તીખાં નાવ લાગે બાણ. ઝાં. ૧૩. હાવભાવ કામિની તણાજી, જાણી મુનિ ચકોર જામ; વિરહ વિલુધી કામનીજી આલિંગે મુનિ તામ ઝાં. ૧૪. પગે આંટી દીયે કામિનીજી. નાંખે ભૂંઇ કર સાહિ; ચરણે ચરણ ભરાવતીજી, ઝાંઝરીઉં આવ્યું પગ; માહિ, ઝાં, ૧૫. માનની મુજ કેડે રખેજી, આવેરે અચિંતી આજ; તિણે કારણ મુનિ પાંગર્યોજી. રાખી રે સકુલ તણી લાજ, ઝાં, ૧૬. અનુક્રમે ઉજેણી ગયોજી, વહોરણ પોતો જામ; ઘર ઘર મુનિ ભમંતોજી, રાય-રાણી

દીઠોરે તામ. ઝાં. ૧૭. ચકિત હુઇ રાણી જુઇજી, એશું મુનિપુંગવ હોય, સારિ પાસા રમતી રહીજી, મનડું મનાઇ મુનિસોય. ઝાં. ૧૮. રાજા મનમાં ચિંતવેજી, ઋષિ રૂપે મોહી નાર; જો એ ઋષિ જીવતો રહેજી, તો ભેટે કામિની અણગાર. ઝાં. ૧૯. તેહ સંકેત સેવક પ્રત્યેજી, ભૂપતિ દીયેરે આદેશ; એ ઋષિને તમે મારજ્યોજી, નહિ મારો તો તુમને વધેશ. ઝાં. ૨૦. માની વયણ સેવક સુણીજી, આવ્યા જીહાં ઋષિ રાય; ભક્તિ ભાવ કરી ભેટીયાજી, મદનબ્રહ્મ કેરા પાય. ઝાં. ૨૧. આજ અમારે ગોઠડીજી, પૂર બાહિર છે અણગાર; તિણે કારણે તુજ સુઝતોજી, દોષ રહિત મિલે આહાર. ઝાં, ૨૨. રાજપુરષ અપરાધથીજી, કપટ રહિત જાણી ભેદ; તે મુનિવર વધ સ્થાનકેજી. બોલે પણ મન ખેદ. ઝાં, ૨૩. એક એક સન્મુખ જોઇજી, એ તુમ સરીખું કામ, મુનિવર નયણે જોઇજી, તવ મુખ દીઠો રે શ્યામ ઝાં, ૨૪. મુનિ ભણે ભાઇ તુમ તણીજી, ઝાંખી દિસે દેહ; વળતું તે મુનિ પ્રત્યે ભણેજી, રાય રૂઠયો તમપર એહ ઝાં. ૨૫. એ ઋષિને તુમે મારજ્યોજી, નહિ તો તુમ તણી હાણ; ઇષ્ટ દેવ આરાધજોજી, એવું કહ્યું છે ગુણવાણ. ઝાં, ૨૬. શરણ એક અરિહંતનુંજી, કાઉસગ્ગ ધ્યાન મનમાંહિ; મૌન કરી મુનિવર રહ્યોજી, ભાવે તે કરેરે ઉછાહ. ઝાં. ૨૭. દુર્ભર ઉદરને કારણેજી, મૂકયો કૂળ તણો રે આચાર; ક્ષમાવંત અણગારનેજી, પાપી તેણે કીધો રે પ્રહાર. ઝાં. ૨૮. ક્ષપકશ્રેણિ પામી ચડયાજી, પામ્યા રે મુક્તિનું રાજ; મુનિ મદનબ્રહ્મના તણાજી, સિધ્યા રે જનમના કાજ. ઝાં, ૨૯ ઋષિરકત રાતો હુવોજી, ઓઘો આમિષ સમાન; સમળી સંચરતાં તે પડયોજી, રાય-રાણી રમે તિણ ઠામ. ઝા. ૩૦. ચકિત થઇ રાણી કહેજી; સેવક શ્યું જોય રે ઢંઢોલ; ધર્મોપકરણ છોડતાંજી, દીઠી રે અક્ષર તણી ઓળ. ઝાં. ૩૧. પેઠાણપુર પાટણ તણોજી, મ્હોટો રે મકરધ્વજ ભૂપ; તસ સુત મદનબ્રહ્મ તણોજી, ઓઘો વળી એહ અનુપ. ઝાં. ૩૨. કરણ થુલ અક્ષરો થયાજી, ભાંગી મુજ પીયરની વાટ; એ તુજ હવણા શું થયોજી, વિલવંતી મૂકી રે આરાટ. ઝાં.

૩૩. રાજા મનમાં લાજીયોજી, ઘોર કર્મથી થયો રે સશંક; જ્યાં ઋષિ હણ્યો તિહાં ગયોજી, રાજા પાય પડે જેમ રંક ઝાં. ૩૪. તાર તાર મુનિ તારકાજી, હું અપરાધી તાહરો એહ; ભવસાગર મુજ મિલ્યોજી, નાવ સમાન તાહરો દેહ. ઝાં. ૩૫. ઈમ બહુભાવે ખમાવતાંજી, કલેવરથી લહ્યું કેવલનાણ; રાજા મુનિ મુક્તિ ગયાજી, ભાવ તણા જુઓ રે પરિમાણ. ઝાં. ૩૬, ઝાંઝરીઆ ઋષિરાયનોજી, ભણે સહુ સજ્ઝાય; ગુણ હર્ષ કવિશ્વરૂજી લબ્ધિવિજય ગુણ ગાય. ઝાં ૩૭

## ગહુંળી

(રાગ–ભેખ રે ઉતારો રાજા ભરથરી.)

તરણતારણ ગુરૂ માહરા, કીધો મમ ઉપકારજી; પ્રતિહાર આડા ખસેડીને ખોલ્યા ધર્મના દ્વાર જી. બલિહારી ગુરૂદેવની. ૧. અમે અજ્ઞાન અંધકારમાં, પડી રહ્યા કાળ અનંતજી; દુઃખ દરિયામાંથી કાઢવા, કયારે મળિયા ન સંતજી, બલિહારી. ૨. કરૂણા નજર મુજ પર કરી, કાઢયું મોહ તિમિર જી; જ્ઞાનાવરણ હઠાવીને, સુણાવી પ્રભુ ગીર જી૦ બલિહારી. ૩. નાવ ધર્મની પકડાવીને, તાર્યા ભવમાંથી આજ જી; નિઃસ્પૃહી નિર્દંભી આપ છો, તરણ તારણ જહાજ જી. બલિહારી. ૪. કોઈ પણ રીતે ન આપનો બદલો વાળી શકાય જી; તો પણ શિર પર આપની, આણા ધરૂં નિરમાય જી. બલિહારી. ૫. નિરંતર સાચા માર્ગમાં, દઈશ હું તન મન ધન જી; છોડીશ નહિ જિનધર્મને, કહું સત્ય વચન જી. બલિહારી. ૬. ઘણા મળ્યા મળશે ઘણા, પણ સ્વારથી સહુ હોયજી; પર ઉપકારી મુનિવરો, આ સરખા નહીં કોય જી. બલિહારી. ૭. શુદ્ધ ધરમ દેખાડવા, વીરલા કોઈક હોયજી; જગમાં આજ મેં દેખીયાં સાધુ વિના નહિ કોયજી. બલિહારી. ૮. જાવજીવ લગે મેં કર્યા, ગુરૂ **નીતિસૂરીંદજી; ઉદય** થયો મારા જીવનો, જાગ્યો પુનમચંદ જી. બલિહારી. ૯.



# સંક્ષિપ્ત જૈન ઈતિહાસ.*

આકાળ ચક્રની શરૂઆતમાં પ્રથમ રાજા વિનિતા[1] નગરીમાં ઋષભ દેવ થયા તે તિર્થંકર હતા. તેમના મોટા પુત્ર ભરત ચક્રવર્તી અને તેમના પુત્ર સુર્યયશાથી, સૂર્યવંશ ઉત્પન્ન થયો અને પ્રભુ ઋષભદેવના પુત્ર બાહુબલી અને તેના પુત્ર ચંદ્રયશાથી ચંદ્રવંશની ઉત્પતી થઇ. ભરત ચક્રવર્તીએ ભારત મધ્ય ખંડમાં અષ્ટાપદ આદિ જૈન તીર્થની સ્થાપના કરી. અને શંત્રુજય તિર્થ જે દેવોથી પુજનીક હતું તે ભરત ચક્રવર્તીના વખતમાં મનુષ્યોથી પુજનીય થયું. તેમણે પ્રભુના ઉપદેશથી શ્રાવક ધર્મનું વર્ણન કરનારા ચાર વેદ બનાવ્યા.

(૧) સંસાર દર્શન વેદ. (૨) સંસ્થાપન પરામર્શ વેદ. (૩) તત્વાવ બોધ વેદ. (૪) વિદ્યા પ્રબોધ વેદ. આ ચાર નામ જૈન વેદના છે. તિર્થંકર ઋષભદેવે પોતાના સો પુત્રોને મુલ્કની વહેંચણી કરી દીક્ષા લીધી. તેમાંના પુંડરીક વગેરે ચોરાશી હજાર શીષ્યો થયા, તેમાંથી એક મરિચિ નામના શિષ્યથી (મહાવીર સ્વામીનો જીવ) જૈન મુનિની ક્રિયાપળી શકી નહિં તેથી પરિવ્રાજકપણું અંગીકાર કર્યું. મરીચીનો શીષ્ય કપીલ થયો. અને તેનો શિષ્ય આસુરી થયો. તેણે પચ્ચીશ તત્વનું વર્ણન કર્યું. અને સાંખ્ય ધર્મ ચલાવ્યો. તિર્થંકર ઋષભદેવ મહારાજ મોક્ષે ગયા બાદ. ૫૦ લાખ કોટી સાગરોપમ વ્યતીત થયા બાદ. બીજા તિ૦ અજીતનાથ મહારાજ યયા, તેમના વખતમાં સગર નામના બીજા ચક્રવર્તી થયા. અને એમણે દેવતાઓની મદદથી સમુદ્રની ખાડીને પૂર્વ પશ્ચિમ તથા ઉત્તર તરફ ફેલાવી. જે કારણથી જમીનની સરહદ પહેલાં હતી તે બદલી ગઈ. સગર ચક્રવર્તિને સાઠ હજાર પુત્ર હતા. તેમાંથી

---

*આ ઇતિહાસ શ્રી. જૈ. શ્વે. ધ. વિદ્યાસાગર ન્યાયરત્ન શ્રી શાંતિવિજયજી કૃત "જૈનમત પ્રભાકરગ્રંથ" અનુસાર લખેલ છે.

૧ કોશલ, શાકેતપુર, વનિતા વગેરે અયોધ્યા નગરીનાં નામ છે.

મોટા પુત્ર જન્હુકુમારે ગંગાનદીની નહેર અષ્ટાપદ પર્વતની ચારે બાજુ લઇ જવાની ઇચ્છા કરી. ને ઘણે સુધી લઇ પણ ગયા. ગંગાનું બીજું નામ આકારણથી જાહ્નવી કહેવામાં આવે છે, બીજા અજીતનાથ ભગવાને દીક્ષા લીધી, તપશ્ચર્યા કરી. અને મોક્ષે ગયા, ત્યાર પછી ત્રીશ લાખ કોટી સાગરોપમ ગયા પછી. સંભવનાથ સ્વામી સાવત્થી નગરીમાં થયા. એમણે રાજ્ય કર્યું અને અંતમાં સંસાર છોડી સંયમ ગ્રહણ કર્યું તપ કર્યું અને મોક્ષે ગયા પછી દશ લાખ કોટી સાગરોપમ કાળ વ્યતીત થયા પછી અયોધ્યા નગરીમાં ચોથા તિર્થંકર અભિનંદનસ્વામી થયા તેમણે રાજ્ય કર્યું, અંતમાં સંસાર છોડી પ્રવર્જ્યા અંગીકાર કરી તપ કર્યું અને મોક્ષે ગયા. પછી નવ લાખ કોટી સાગરોપમ કાળ વ્યતીત થયા બાદ પાંચમા તિર્થંકર સુમતિનાથ મહારાજ થયા તેમણે રાજ્ય કર્યું અંતમાં સંસાર છોડી દીક્ષા લઇ તપ કરી, મોક્ષે ગયા પછી. નેવું હજાર કોટી સાગરોપમ કાળ વ્યતીત થયા બાદ કોશાંબી નગરીમાં છઠા પદ્મપ્રભુ તીર્થંકર થયા તેમણે રાજ્ય કર્યું, સંસાર છોડી, સંયમ ગ્રહણ કરી, તપસ્યા કરી મોક્ષે ગયા બાદ નવ હજાર કોટી સાગરોપમ કાળ વ્યતીત થયા બાદ બનારસી નગરીમાં સાતમા તિર્થંકર સુપાર્શ્વનાથ થયા તેમણે રાજ્ય કર્યું, દુનિયા છોડી, દીક્ષા લીધી તપ કરીને મોક્ષે ગયા ત્યારબાદ નવસો કોટી સાગરોપમ કાળ વ્યતીત થયા બાદ ચંદ્રાવતીનગરીમાં તિર્થંકર ચંદ્રપ્રભુ મહારાજ થયા તેમણે રાજ્ય કર્યું, દીક્ષા લીધી, તપ કરી, કર્મ ખપાવી મોક્ષે ગયા. ત્યારબાદ નેવું કોટી સાગરોગમ કાળ કરી વ્યતીત થયા પછી કાકંદીનગરીમાં તિર્થંકર સુવિધિનાથ મહારાજ થયા તેમણે રાજ્ય કર્યું, સંસાર છોડી દીક્ષા લીધી તપ કરી મોક્ષે ગયા તેમના નિર્વાણ બાદ જૈન ધર્મ થોડા વખત સુધી વિછેદ થઇ ગયો હતો જૈનોના દ્વાદશાંગવાણીના પુસ્તકો ચાર જૈનવેદ વીચ્છેદ ગયા. જૈનમુનિના દર્શન દુર્લભ થયાં અને બ્રાહ્મણ લોકોએ નવી શ્રુતી બનાવી અને પોતે પોતાની પૂજા કરાવવા લાગ્યા. સુવિધિનાથ મોક્ષે ગયા બાદ નવ

કોટી સાગરોપમ કાળ વ્યતીત થયા બાદ ભદ્દિલપુરમાં દશમા તિર્થંકર શ્રી શીતલનાથ મહારાજ થયા તેમણે રાજ્ય કર્યું અને છેવટે દીક્ષા લીધી એમના વખતમાં જૈન ધર્મની ફરી ઉન્નતિ થઇ, હરિવંશની ઉત્પતિ તેમના સમયમાં થઇ તેમણે તપશ્ચર્યા કરી, કર્મ ખપાવી મોક્ષે ગયા ત્યારબાદ એકસો સાગરોપમ છાસઠ લાખ છવી હજાર વર્ષ બાદ કરતાં એક કોટી સાગરોપમ વ્યતીત થયાં બાદ સિંહપુરીમાં તિર્થંકરશ્રેયાંસનાથ થયા એમણે રાજ્ય કર્યું દીક્ષા લીધી તપ કરી મોક્ષે ગયા. ત્યારબાદ ચોપન સાગરોપમ કાળ વ્યતીત થયા બાદ ચંપાપુરીમાં બારમા તિર્થંકર વાસુપુજ્ય મહારાજ થયા તેમણે રાજ્ય કર્યું દીક્ષા લીધી તપ કરીને મોક્ષે ગયા ત્યારબાદ ત્રીશ સાગરોપમ કાળ ગયા પછી કંપીલપુરમાં તેરમા તિર્થંકર વિમલનાથ સ્વામી થયા. તેમણે રાજ્ય કર્યું સંસાર છોડી દીક્ષા લઇ તપ કરી મોક્ષે ગયા. ત્યારબાદ સ્વયંભૂ નામના વાસુદેવ રાજા થયા તેરમા તિર્થંકર મોક્ષે ગયા બાદ નવ સાગરોપમ કાળ ગયા બાદ અયોધ્યા નગરીમાં ચૌદમાં તિર્થંકર અનંતનાથ મહારાજ થયા તેમણે રાજ્ય કર્યું દીક્ષા લઇ, તપ કરી મોક્ષે ગયા તેમના પછી પુરૂષોત્તમ નામના વાસુદેવ રાજા થયા ચૌદમા તિર્થંકર મોક્ષે ગયા બાદ ચાર સાગરોપમ કાળ ગયા પછી પંદરમા તિર્થંકર રત્નપુરીમાં થયા તેમણે રાજ્ય કર્યું, અંતમાં દીક્ષા લઈ તપ કરી મોક્ષે ગયા, તેમના બાદ પુરૂષસિંહ નામના વાસુદેવ રાજા થયા, ત્યારપછી ત્રીજા મઘવા નામના અને ચોથા સનત્કુમાર ચક્રવર્તી થયા. પંદરમા તિર્થંકર મોક્ષે ગયા બાદ પોણો પલ્યોપમ બાદ કરતા ત્રણ સાગરોપમ કાળ વ્યતીત થયા બાદ હસ્તિનાપુરમાં સોલમા તિર્થંકર શાંતીનાથ મહારાજ થયા તેઓ તિર્થંકર હતા. ને પાંચમા ચક્રવર્તિ રાજા હતા. તેમણે રાજ્ય કર્યું અંતમાં સંસાર છોડી, દીક્ષા લઇ, તપ કરી, મોક્ષે ગયા. સોલમા શાંતિનાથ ભગવાન મોક્ષે ગયા બાદ અર્ધો પલ્યોયમ સમય વ્યતીત થયા બાદ. હસ્તિનાપુરમાં સત્તરમા તિર્થંકર કુંથુનાથ મહારાજ થયા તેઓ તિર્થંકર અને છઠા ચક્રવર્તી

રાજા હતા તેમણે રાજ્ય કર્યું, દીક્ષા લીધી તપ કરી મોક્ષે ગયા. ત્યારબાદ કોટી હજાર વર્ષ બાદ કરતાં પા પલ્યોપમ સમય વ્યતીત થયા બાદ આજ હસ્તિનાપુર નગરમાં અઢારમા તિર્થંકર અરનાથ મહારાજ થયા. તેઓ સાતમા ચક્રવર્તી મહારાજ હતા તેમણે રાજ્ય કરી, સંસાર છોડી દીક્ષા લઈ તપ કરી મોક્ષે ગયા. ત્યાર-પછી પુરુષ પુંડરીક નામના છઠા વાસુદેવ રાજા થયા. એમના પછી કુરૂવંસી સુભુમ નામના આઠમા ચક્રવર્તી રાજા થયા તેમના વખ-તમાં યમદગ્નિ નામના તાપસના પુત્ર પરશુરામજી થયા. અઢારમા ભગવાન મોક્ષે ગયા બાદ કોટી સહસ્ર વર્ષ વ્યતીત થયા બાદ મિથિલા નગરીમાં ઓગણીશમા શ્રી તિર્થંકર મલ્લીનાથ મહારાજ થયા તેમણે દુનિયા છોડી, દીક્ષા લીધી, તપ કરી મોક્ષે ગયા ત્યાર-બાદ ચોપન લાખ વર્ષ વ્વતીત થયા પછી રાજગ્રહી નગરીમાં વીશમા તિર્થંકર મુનિસુવ્રત સ્વામી થયા, તેમણે રાજ્ય કર્યું, સંસાર છોડી સંયમ લઇ તપ કરી મોક્ષે ગયા. તેમના વખતમાં આભાપુરીના ચંદ રાજા થયા. તેમના પછી હસ્તિનાપુરમાં મહાપદ્મ નામના ચક્રવર્તી મહારાજા થયા તેમના પછી અયોધ્યાનગરીમાં દશ-રથ રાજાના પુત્ર રામચંદ્રજી ત્થા લક્ષ્મણજી થયા તેઓ જૈનધર્મના અનુયાયી હતા. વૈદીક ધર્મવાળા તેમના શાસ્ત્રાનુસાર તેમને અવ-તાર રૂપ માને છે. રાવણ, સુગ્રીવ, અંગજ અને હનુમાન વગેરે મનુષ્યોજ હતા. પણ વિદ્યાના પ્રભાવથી જુદા જુદા રૂપ બનાવી શકતા હતા માટે તેમને વિદ્યાધર કહેવામાં આવે છે. લંકાનગરીમાં દરેક ઘર ઉપર સોનાના કળસા હતા ત્થા સોનેરી ચિત્રામણ હતું અને સુર્યોદય વખતે સૂર્યના તેજથી લંકાનગરી સોના જેવી દેખાતી હતી પણ અસલ તો ઇંટ ચુના ને પત્થરના ઘરો હતા. સોનાના નહી હનુમાનજી વગેરે મનુષ્યોજ હતા. વાનર નહીં હતા. રાવણને નવ હીરાના પ્રભાવથી નવ મસ્તક દેખાતા હતા અસલ એક મસ્તક હતું. એટલે કુલ દશ મસ્તક દેખાતા હતા. બે હાથ મુળના અને પ્રતિ-બીબના ૧૮ હાથ દેખાતા એવી રીતે વીશ હાથ દેખાતા હતા આ

વાત જૈન રામાયણમાં આપેલ છે. જૈનશાસ્ત્ર અનુસાર લક્ષ્મણજી આઠમા વાસુદેવ. રામચંદ્રજી આઠમા બલદેવ ત્થા રાવણ આઠમા પ્રતિ વાસુદેવ હતા, શ્રીપાલ મહારાજા જેમણે નવપદજીનું આરાધન કર્યુ તેઓ વીશમા ભગવાનના શાસનમાં થયા. વીશમાં ભગવાન મોક્ષ ગયા બાદ છ લાખ વર્ષ પછી મિથિલા નગરીમાં એકવીશમા તિર્થંકર નમિનાથ મહારાજા થયા, રાજ્ય કરી સંસાર છોડી દીક્ષા લઇ તપ કરી મોક્ષે ગયા ત્યાર બાદ હરિષેણ નામના દશમાં ચક્રવર્તી થયા અને જય નામના અગીયારમા ચક્રવર્તિ થયાં એકવીશમાં ભગવાન મોક્ષે ગયા બાદ પાંચ લાખ વર્ષ પછી બાવીશમા તિર્થંકર સૌરીપુરીમાં, યદુવંશમાં ઉત્પન્ન થયા, તેમના વખતમાં કૃષ્ણ નામના નવમા વાસુદેવ થયા, ત્થા બલભદ્ર નામના નવમા બલદેવ થયા, કૃષ્ણને વૈદીક ધર્મવાળા ઇશ્વરઅવતાર માને છે. કૌરવ પાંડવોનું મહાભારત યુદ્ધ કુરુક્ષેત્રમાં થયું તિર્થંકર નેમનાથ ભગવાને રાજ્ય કર્યું નથી તેમણે દુનિયા છોડી, દીક્ષા લઇ, તપ કરી, બાળબ્રહ્મચારી પણામાં મોક્ષે ગયા, ત્યાર બાદ બ્રહ્મદત્ત નામના બારમાં ચક્રવતી થયા. બાવીશમા ભગવાન મોક્ષ ગયા બાદ ૮૩૭૫૦ વર્ષ બાદ વાણારસી નગરીમાં ત્રેવીશમા તિર્થંકર પાર્શ્વનાથજી થયા તેમણે રાજ્ય કર્યું, દીક્ષા લીધી, તપ કરી મોક્ષ ગયા ત્યારબાદ ૨૫૦] વર્ષ પછી ચોવીશમા અંતિમ તિર્થંકર શ્રી મહાવીર સ્વામી ક્ષત્રીકુંડ ગાંમમાં થયા. તેમણે રાજ્ય કર્યું નહિં. દુન્યા છોડી દીક્ષા લીધી, તપશ્ચર્યા કરી. એમને ચૌદ હજાર શિષ્યો હતા. તેમાં અગીયાર ગણધરો મુખ્ય હતા. તે વખતે શ્રેણીક ( બિંબિંસાર ) ભગવાનના ભક્ત હતા. આ રાજગૃહીના રાજા શ્રેણીકના પુત્ર અજાતશત્રુ (કોણીક) હતા જે જૈન ધર્મ ઉપર શ્રદ્ધાવાન હતા. વિશાળા નગરીના ચેડારાજા, કાશીકોશલ દેશના મલીક જાતના નવરાજા લચ્છીક જાતિના નવરાજા (૧૮) આમલકલ્પ નગરીના શ્વેતરાજા, વિત્તભયપટ્ટના ઉદાયન, કોશાંબીના વત્સ ઉદયન, ક્ષત્રીકુંડ ગામના નંદીવર્ધન, પૃષ્ટ ચંપાના શાલ અને મહાશાલ, પોતનપુરના પ્રસેનચંદ્ર, હસ્તી-

શીર્ષના અદીનશત્રુ વિજયપુરના વાસવદત્ત, મહાપુરના બલરાજા, સાકેતપુરના મિત્રનંદી વગેરે. ભગવાન મહાવીર સ્વામીના પૂર્ણભક્ત હતા. રાજા શ્રેણીકના પુત્ર અભયકુમાર અને મેઘકુમારે પ્રભુ પાસે દીક્ષા લીધી હતી. ભગવાન મહાવીર પાવાપુરીમાં કારતક વદી અમાવાસ્યાની પાછલી રાત્રે મોક્ષ ગયા. ત્યાર પછી ત્રણ વરસ સાડા ત્રણ મહીના ગયે પાંચમા આંરાની શરૂઆત થઈ. પ્રથમ ગણધર ગૌતમ સ્વામીને કારતક સુદ ૧ ને દીવસે કેવળ જ્ઞાન થયું ત્યાર પછી સુધર્માસ્વામી પટપર સ્થાપન થયા તેમની પાટે જંબુસ્વામી થયા એ છેલ્લા કેવળ જ્ઞાની થયા અને મોક્ષે ગયા. ત્યાર પછી ભારત વર્ષમાં મુક્તિ આદી ૧૦ વસ્તુઓનો વિચ્છેદ થયો, મહાવીર નિર્વાણ પછી સીત્તેર વર્ષે જૈનાચાર્ય રત્નપ્રભ સુરીજીએ ઓશીયા નગરીમાં ઓશવંશની સ્થાપના કરી, ઘણાને ઓસવાળ બનાવ્યા. જંબુ સ્વામીને પાટે જૈનાચાર્ય પ્રભવસ્વામી થયા. એમના પછી શય્યંભવસૂરી જે ચાર વેદ પાઠી બ્રાહ્મણ હતા, જેણે વૈદીક ધર્મને છોડી જૈન ધર્મની દીક્ષા લીધી, અને દશ વૈકાલીક સુત્રની રચના કરી. તેમની પાટે યશોભદ્ર સુરી થયા, પછી સંભૂતિ વિજયજી, ભદ્રબાહુ સ્વામી, સ્થુલભદ્રજી, આર્ય મહાગીરીજી, આર્ય સુહસ્તીજી અને સુસ્થિત, સુપ્રતિબધ્ધજી વગેરે જૈનાચાર્ય થયા, ભગવાન નિર્વાણ પછી ૨૯૦ વર્ષે સંપ્રતિ રાજા થયા. જેણે ઘણા જૈનમંદિરો, અને જૈન પ્રતિમાઓની સ્થાપના કરી. ભગવાન નિર્વાણ પછી ૩૭૬ વર્ષે શ્યામાચાર્ય થયા તેમણે પ્રજ્ઞાપના સુત્ર બનાવ્યું ભગવાનના નિર્વાણ પછી ૪૫૩ વર્ષે કાલીકાચાર્ય જેણે ગર્દભિલ્લ રાજાનો ઉચ્છેદ કરી, સરસ્વતી સાધ્વીને છોડાવી. આ અરસામાં આર્યમંગુ જૈનાચાર્ય વૃદ્ધવાદી જૈનાચાર્ય અને પાદલિપ્ત જૈનાચાર્ય થયા ભગવાનના નિર્વાણ પછી ૪૭૦ વર્ષે વિક્રમાદિત્ય રાજા થયા, જૈનાચાર્ય સિદ્ધસેન દિવાકર એમના વખતમાં થયા, જેમણે ઉજ્જૈયણીમાં કલ્યાણ મંદિર સ્તોત્ર બનાવી પાર્શ્વનાથની પ્રતિમાજી પ્રગટ કરી. સંમતિતર્ક ગ્રંથ એમનો બનાવેલો છે જેમાં ન્યાયનો વિષય છે. ભગવાન

નિર્વાણ પછી ૫૭૦ વર્ષે જાવડશાએ શત્રુંજયનો ઉદ્ધાર કરાવ્યો. ભગવાન નિર્વાણ પછી ૫૮૪ વર્ષે જૈનાચાર્ય વજ્રસ્વામી જેમણે બૌધોને હરાવ્યા હતા તેમનું દેવલોક ગમન થયું, ભગવાનના નિર્વાણ પછી ૬૦૯ વર્ષે દીગંબરધર્મ સીવભૂતિ મુનીએ સ્થાપન કર્યો ભગવાનના નીર્વાણ પછી ૬૧૬ વષે દુર્બલીકા પુષ્પ નામના જૈનાચાર્ય થયા જેમના સમયમાં સાડા નવ પૂર્વનું જ્ઞાન વિછેદ થયું. ભગવાનના નિર્વાણ પછી ૬૮૪ વર્ષે ગંધહસ્તી નામના જૈનાચાર્ય થયા. ભગવાનના નિર્વાણ પછી ૭૭૦ વર્ષે વીરાચાર્ય અને ૮૨૬ વર્ષ પછી જયદેવ સુરી થયા. ભગવાનના નિર્વાણ બાદ ૯૮૦ વર્ષ પછી વલ્લભી નગરીમાં પાંચસો જૈનચાર્યની સંમતિથી દેવર્ધી ગણી ક્ષમાશ્રમણ જૈનાચાર્યજીએ આગમનું જે જ્ઞાન કંઠાગ્ર હતું. તેને પુસ્તકા રૂઢ કર્યું. ભગવાનના નિર્વાણ પછી ૯૯૩ વર્ષે કાલીકાચાર્ય થયા. જેણે કલ્પ સૂત્રના પાઠ અનુસાર ભાદરવા સુદ ૪ નું સંવત્સરી પર્વ કર્યું. ભગવાનના નિર્વાણ પછી ૧૦૦૮ વર્ષ પછી જૈન મુનીઓ શહેર ગામમાં રહેવા લાગ્યા. ભગવાનના નિર્વાણ બાદ ૧૦૫૫ વર્ષ પછી જૈનાચાર્ય હરિભદ્ર સુરીજી થયા. જેમણે ૧૪૪૪ જૈનગ્રંથો બનાવ્યા. ભગવાનના નિર્વાણ પછી ૧૧૫૦ વર્ષ પછી જીનભદ્રગણી ક્ષમાશ્રમણ થયા. જેમણે ઘણા ગ્રંથો ઉપર ભાષ્યો બનાવ્યાં. વિ. સં. ૭૦૦ માં શૈલંકાચાર્ય થયા.જેમણે આચારાંગ અને સૂત્રકૃતાંગ ઉપર ટીકા બનાવી. વિ. સં ૧૦૯૫ વાદીવેતાલ શાંતી સુરી દેવગત થયા સંવત્ ૧૧૨૦ માં ઓઘનિર્યુક્તિ શાસ્ત્રની ટીકાકાર શ્રીમાન્ દ્રોણા સુરી થયા સંવત ૧૧૩૫ માં શ્રીમાન્ અભય દેવસુરી દેવગત થયા એમણે સ્થાનાંગ વગેરે નવ અંગ શાસ્ત્રોપર ટીકા બનાવી છે. સંવત્ ૧૨૨૬ માં વાદી દેવસુરી દેહાંત થયા. જેમણે સ્યાદવાદ રત્નાકર ગ્રંથ બનાવ્યો જે હાલમાં પુરો મળતો નથી સંવત ૧૨૨૯ માં હેમચંદ્રાચાર્ય થયા જેમણે કુમારપાળ રાજાને પ્રતિબોધિ જૈનધર્મનો પડહ વજડાવ્યો. સિદ્ધહેમ આદિ ઘણા ગ્રંથો બનાવ્યા આચાર્ય મલયગીરીજીએ ઘણા જૈન શાસ્ત્રોપર ટીકા લખી છે. માનતુંગસુરી જેમણે ભક્તામર સ્તોત્ર બનાવ્યું,

માનદેવસુરી જેમણે લઘુશાંતિ સ્તવની રચના કરી. જૈનાચાર્ય નમીચંદ સુરીએ હરિભદ્રસુરી કૃત, ધર્મબિંદુ, યોગબિંદુ, ને ઉપદેશપદની ટીકા બનાવી. જૈનાચાર્ય, દેવસુરી, મુનીચંદ્ર સુરીજી, અજીતદેવ સુરીજી, સોમપ્રભાચાર્ય, જેમણે સિંદુર પ્રકર બનાવ્યું, જગત્ ચંદ્ર સુરી જેમણે તપગચ્છ બિરૂદ મેળવ્યું, દેવેચંદ્ર સુરી જેમણે કર્મ ગ્રંથની રચના કરી. જૈનાચાર્ય રત્નશીખર સુરીજી જેમણે શ્રાદ્ધવિધિ બનાવ્યો, હેમ વિમલસુરીજી જેમણે જ્યોતિષ ગ્રંથ ત્રૈલોકય પ્રકાશ ગ્રંથ બનાવ્યો જૈનાચાર્ય આનંદ વિમલસુરી વિજયદાન સૂરી જૈનાચાર્ય હીરવિજય સુરીજી જેણે અકબર બાદશાહને પ્રતિબોધ કરી અમારી પડહ વજાવ્યો, જૈનાચાર્ય વિજયસેન સુરીજી વિજયદેવ સુરીજી, વિજયસિંહ સુરી ગણી સત્ય વિજયજી, ઉપાધ્યાય યશોવિજયજી તથા વિનય વિજયજી જેઓએ ઘણા જૈન ગ્રંથો બનાવ્યા. ગણી કપુર વિજયજી ગણી ક્ષમાવિજયજી ગણી જીનવિજયજી ગણી ઉત્તમવિજયજી ગણી કીર્તીવિજયજી ગણી કસ્તુરવિજયજી ગણી મણીવિજયજી ગણી બુદ્ધિ વિજયજી જેનું અપરનામ બુટ્ટેરાયજી હતું જેમણે ટુંઢીયા ધર્મ અસત્ય સમજીને પંજાબથી અમદાવાદ આવી જૈનશ્વેતાંબર મુર્તિપૂજક તપાગછની સંવેગી દીક્ષા ગણી મણી વિજયજી પાસે લીધી ગણી બુદ્ધિ વિજયજી પાસે વિજયાનંદ સૂરી ( આત્મા રામજી ) એ સ્થાનકવાસી ધર્મને અસત્ય સમજી સંવેગી દીક્ષા ગ્રહણ કરી એમણે તત્વાદર્શ, તત્વનિર્ણય પ્રસાદ અજ્ઞાનતિમિર ભાસ્કર આદિ ગ્રંથોમાં ષડદર્શનનું સ્વરૂપ, દુનિયાના તમામ ધર્મોનું સ્વરુપ વર્ણવેલ છે. દિગંબર, સ્થાનકવાસી, તેરાપંથી ત્થા ત્રણ સ્તુતિ વાળાઓનું ખંડન કરેલ છે. સંવત ૧૯૫૨ આત્મા રામજી મહારાજ કાળ ધર્મ પામ્યા.

વિગેરે ઉપર લખેલા મહાવીરનિર્વાણ પછી મહાન આચાર્યો થયા.

## સમાપ્તિના આનંદિત ઉદ્દગારો.

(દેશી ધન ધન જિનવાણી)

પ્રભુ પાસ પસાય પૂરણ કીધું, કામ જે દુષ્કર લીધું, ધન ધન જિન વાણી. મુજ મનનું સવિ વાંછીત સીધ્ધું, શુદ્ધિ રસાયણ પીધુંરે ધ૦ ૧. અહો જિન વાણી મહિમા જો ભવોભવ પાતીક ખોળેરે. ધ૦ એહ વાણીનું શરણ અમ હો મારા કામ ક્રોધાદિક ધોળેરે ધ૦ ૨ ચઉપાસે ચઉસજ્જન રા જિનભક્તિ હૃદયે ગાજે રે. ધ૦ શીરપર ગુરૂ ગુરૂ દાદા બી સાથે સ્નેહીઓ છાજેરે. ધ૦ ૩. જ્ઞાનાદિ મન ભાવતાં આ વિનય બહુમાન સંભાળોરે. ધ૦ કૃપા પ્રીતિ વિશ્વાસે નિહા ચિત્ત ભરમ સવિ ટાળોરે, ધ૦ ૪. કર્મ વિચિત્રે વિચિત્ર પણ દેવગુરૂ ગુણે હીસુંરે, ધ૦ મગ્ન મને ગુરૂ ચરણે રહેશું, શા કહે સવી સહેશુંરે, ધન૦ ૫- હવે નિજ આતમ કારજ કર ખટપટ સવી પરિહરીએરે. ધ૦ શ્રી સદગુરૂ આણા શિર ધર શામળ તો ભવ તરીએરે. ધ૦ ૬.

### કળશ

છંદ—ઇમ ચિત્ત વિશુદ્ધિ મહાનિધિ ભક્તિભાવે સંગ્રહ્યો, જિન સુધારસ પાન કરવા અજ્ઞાન હરવા એ લહ્યો, મેં મોહજાળ જં દુઃખનો અનુભવ બહુ લહ્યો, હવે પાસ પસાય મહાનિધિ પાય શા ગુણ ગહગહ્યું.

### માંગલિક ઉપસંહાર શ્લોક.

મંગલં ભગવાન્ વીરો, મંગલં ગૌતમપ્રભુઃ;
મંગલં સ્થૂલિભદ્રાદ્યા, જૈનો ધર્મોઽસ્તુ મંગલં.
સર્વમંગલમાંગલ્યં, સર્વકલ્યાણકારણં:
પ્રધાનં સર્વ ધર્માણાં, જૈનં જયતિશાસનં, ૨.



# શુદ્ધિ પત્રક.

| પૃષ્ટ | અશુદ્ધ | શુદ્ધ | લીટી |
|---|---|---|---|
| ૩ | મુખટાંબર | મુખપટાંબર | ૮ |
| ૧૯ | પજો | પુજો | ૮ |
| ૨૪ | ૦ | ત્રૈ | ૮ |
| ૨૯ | સ્થ | સ્થુ | ૨૪ |
| ૧૦૧ | સાંદ્રોલા | સાંદ્રોલ્લ | ૮ |
| ૧૦૬ | સુમિતઃ | સુમાતઃ | ૧ |
| ૧૧૫ | સનકોટિ | શતકોઢી | ૧૫ |
| ૧૨૦ | જ | જંધે | ૭ |
| ૧૨૧ | કૃતષ્ણુ | કૃષ્ણુ | ૫ |
| ૧૨૧ | જનુનિ | જાનુનિ | ૯ |
| ૧૨૧ | એ | ઐં | ૧૨ |
| ૧૪૩ | તો | ૦ | ૬ |
| ૧૪૩ | ચવણુ ૨ | ચવણુ ૧ | ૧૬ |
| ૫ | કશમલ | કશ્મલ | ૧૩ |
| ૧૬ | ૦ | બરસ | ૧૯ |
| ૪૭ | જ્ઞાનિ | ધ્યાનિ | ૨૩ |
| ૭૨ | ગાતમ | ગૌતમ | ૧૬ |
| ૭૨ | તમ | તપ | ૧૭ |
| ૭૩ | અરજન | અરજીન | ૨૨ |
| ૭૫ | જીના | જીન | ૨ |
| ૭૮ | તીરથન | તીરથના | ૧૫ |
| ૮૦ | સોય | સોહે | ૧૧ |
| ૮૨ | અસર | અસુર | ૨૦ |
| ૮૬ | અલગ | અલખ | ૧૪ |
| ૧૦૦ | જીન | જીમ | ૩ |
| ૧૪૭ | કૃપા | ફળ | ૨૪ |
| ૧૭૧ | તારજ | આરજ | ૩ |
| ૧૭૨ | ચરણુ મરણુ | ચરણુ રમણુ | ૭ |

| પૃષ્ઠ | અશુદ્ધ | શુદ્ધ | લીટી |
|---|---|---|---|
| ૧૭૮ | મુખ | સુખ | ૨૬ |
| ૧૭૯ | ધન્ય | ધન્ય યોધા | ૨ |
| ૧૭૯ | ધન્ય | ધન્ય તે ધન્ય | ૩ |
| ૧૮૬ | લીધાં | લાધ્યાં | ૧૭ |
| ૨૦૧ | જતીઆએ | જીતિઆએ | ૧૯ |
| ૨૦૨ | નવ | વન | ૧૬ |
| ૨૦૨ | મસ | સમ | ૫ |
| ૨૧૪ | સ્થાન | સ્નાન | ૧૦ |
| ૨૧૪ | ઝુરે | ધૂરે | ૨૧ |
| ૨૧૫ | શુંથી | શ્રી શુભ | ૩ |
| ૨૨૩ | ભૂલાપરે | ભૂપાલનેરે | ૧૦ |
| ૨૨૪ | અથા | અથવા | ૧૧ |
| ૨૨૪ | માસ | ખાસ | ૧૨ |
| ૨૨૯ | અક્ષિતને | અજીતનો | ૨૬ |
| ૨૩૦ | વહ્નિ | વીરે | ૭ |
| ૨૩૧ | પ્રાણીરે | વાણીરે | ૫ |
| ૨૩૧ | અસિદ્ધિ | અડસિદ્ધિ | ૭ |
| ૨૩૨ | અતિ | અતિત | ૧૫ |
| ૨૩૨ | હિંરે | હિંસીરે | ૨૦ |
| ૨૩૪ | ભર | ભવ | ૧૮ |
| ૨૫૧ | તાત | ૦ | ૪ |
| ૨૫૧ | જ્યુરે | બાલજ્યુંરે | ૪ |
| ૩૨૫ | જીત્યોરે | જીતિયોરે | ૨૬ |
| ૩૨૬ | ચર્માવર્તન | ચર્માવર્ત | ૧૨ |
| ૩૨૬ | આગમ | અગમ | ૧૮ |
| ૪૨૪ | રૂપકુંભ | રૂપકુંભ વચનકુંભ | ૧૯ |
| ૪૩૦ | તે | નેવું | ૫ |
| ૪૩૦ | ૦ | શુભ પરિણામ | ૧૦ |
| ૪૩૨ | ૫ | પણ | ૨૮ |

| પૃષ્ટ | અશુદ્ધ | શુદ્ધ | લીટી |
| --- | --- | --- | --- |
| ૪૭૧ | ખપાવવાનો | કર્મ ખપાવાને | ૪ |
| ૪૭૩ | ભોમીઓ | ભમીઓ | ૧૮ |
| ૪૮૭ | મારે | માનરે | ૨૧ |
| ૪૯૧ | કોનુ | કોઉ | ૨૦ |
| ,, | યાવન | યૌવન | ૨૪ |
| ,, | સમાનજુ | સમાનજ્યું | ૨૬ |
| ,, | સ્વરાથ | સ્વારથ | ૧૬ |
| ૪૯૨ | ભરત | ડરત | ૨૫ |
| ૪૯૨ | જો | જ્યાં | ૨૫ |
| ૪૯૩ | અનેક | અનેક એક કુની | ૪ |
| ૪૯૪ | ઘડીયાં ઘડીયાં | ઘડીયાં દો ઘડીયાં | ૧૨ |
| ૪૯૫ | એક | એહ | ૭ |
| ૪૯૬ | મોહ | મોક્ષ | ૧૬ |
| ૪૯૬ | કખુ | કછુ | ૨૧ |
| ૪૯૭ | ૦ | તો બીજું સઘળું પાલે મા. | ૮-૯ |
| ૪૯૭ | શક્તિ | શુક્તિ | ૨૦ |
| ૪૯૯ | વિતર્યાં | વિસાર્યાં | ૨૮ |
| ૪૯૯ | ઘઘરી | ગગરી | ૨૦ |
| ૫૦૧ | ખોગા | ખોયા | ૨૪ |
| ૫૦૧ | અજહું | અજહું તોય | ૨૫ |
| ૫૦૨ | પડપ | પડત | ૧૫ |
| ૫૦૩ | રાગહિત શિક્ષા | માલકોશ | ૧૨ |
| ૫૦૭ | દુકતા | ક્રોધાદિ દુકતા | ૧૭ |
| ૫૦૭ | ધરી | ધર્યો | ૨૬ |
| ૫૦૯ | સુર | સુખ | ૨૪ |
| ૫૧૦ | નરશમે | નરેશમે | ૨૮ |
| ૫૧૧ | કયું | જ્યું | ૨ |
| ૫૧૧ | મહા | કહા | ૧૯ |
| ૫૧૧ | રડી | રહી | ૨૧ |

| પૃષ્ટ | અશુદ્ધ | શુદ્ધ | લીટી |
|---|---|---|---|
| ૫૧૩ | પિયત્રી | પિયારી | ૨૧ |
| ૫૧૩ | ચઢ | આઢ | ૧૫ |
| ૫૧૬ | હે સજ | હું સજ | ૨૨ |
| ૫૧૭ | અધો ગતિ | અધોગ ગતિ | ૧૭ |
| ૫૧૯ | હમો | મોહ | ૨૮ |
| ૫૨૦ | વરવ | કરવ | ૧૩ |
| ૫૨૧ | ગુરૂ | ગુણ | ૧ |
| ૫૨૧ | સમ્યગ્દશા | સમ્યગ્દશા પ્રમાણ | ૨૬ |
| ૫૨૨ | દ્રવ્ય | દ્રગે | ૧ |
| ૫૨૨ | વિહુરે | વિવહારે | ૨ |
| ૫૨૨ | મનુષ્ય | ધનુષ્ય | ૧૪ |
| ૫૨૨ | જગત્રવ ભવો | જગત્રવ ભયો | ૨૦ |
| ૫૨૨ | સદ્ગુણ | સદ્ગુરૂ | ૨૭ |
| ૫૨૪ | ડુરૂનું | ગુરૂનુ | ૧૩ |
| ૫૨૬ | આશા | શાતા | ૨ |
| ૫૨૮ | વચય | વચન | ૧૧ |
| ૫૩૯ | છતર | ઇતર | ૩ |
| ૫૪૯ | પાપરે | પારરે | ૫૨ |
| ૫૬૯ | સત્કાય | સજ્ઝાય | ૨૨ |
| ૫૭૦ | પોરાહ | પોસહ | ૬ |
| ૫૯૩ | જિવા વિભાગ | જીવાભિગમ | ૨૬ |
| ૫૯૭ | અરજી | કરજી | ૨૪ |
| ૭૭૨ | સુન્હેવો | ન્સુવે | ૭ |
| ૭૭૨ | ભયા | ભયાત્ | |
| ૭૭૨ | ક્ષગતુ | ક્ષમંતુ | ૧૪ |
| ૭૭૮ | સ્વર્ય | સર્વ | ૧૧ |
| ૭૮૦ | ૩—૯—૧૪ | ૪—૯—૧૪ | ૯ |
| ૮૬૮ | ज्ञन | જ્ઞાન | ૧૬ |
| ૮૬૯ | હોપ | હોય | ૯ |
| ૮૭૯ | મેટા | મેટા | ૧૬ |
| ૮૭૦ | સળી | મળી | ૨૨ |